॥ श्री ॥

नृपमदनपालविरचितः—

# मदनपालनिघण्टुः ।

તત્વબોધિની ગુજરાતી ટીકા સહિતઃ

કે જેમાં

ભારતભૂમિમાં થતાં વિવિધ જાતનાં ઔષધોનાં પ્રસિદ્ધ સંસ્કૃત અને
ગુજરાતી નામો, ઓળખવાનાં નિશાનો તથા ગુણદોષ
ઉત્તમ પ્રકારે નિરૂપણ કરવામાં આવેલા છે.


લેખક

વિદ્યાકળાપ્રચારક મંડળના ઉપસંચાલક,

મગનલાલ દોલતરામ શર્મા.

વડાગામ—તાબા—તલોદ—મહીકાંઠા.



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર એન્ડ પબ્લીશર, ત્રણ દરવાજા—અમદાવાદ.





પ્રથમાવૃત્તિ    પ્રત ૧૦૦૦    સને ૧૯૧૮

શ્રી ભાગ્યોદય પ્રીન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીયા—અમદાવાદ.

કિંમત. { રફ કાગળોપર છાપેલી પ્રતના રૂ. ૨॥ } પોસ્ટેજ જુદું.
{ ગ્લેજ ,, ,, રૂ. ૩ }

કુદરતનો એવો નિયમ છે કે જે પ્રાણી જે દેશની હવાપાણીમાં ઉત્પન્ન થયું હોય તેને તે દેશમાં ઉત્પન્ન થયેલાંજ ઔષધો માફક આવે છે. અને તેથી આપણા માટે જો કોઇ પણ સંપૂર્ણ હિતકારી ઔષધો હોય તો તે માત્ર એજ છે કે જે ભારતભૂમિમાંજ ઉત્પન્ન થતાં હોય. એ સિવાયનાં એટલે આજકાલના વિચિત્ર ભ્રાન્તિમય જમાનાના અનેક રંગ, બેરંગી વિદેશી ઔષધો કે જેઓના વડે [illegible]ર ઉભરાઇ જાય છે, અને તેમ છતાં પણ વળી દીન પ્રતિદીન એટલાં બધાં નવિન ઔષધો અસ્તિત્વમાં આવતાં જાય છે કે તેઓને રહેવાનું સ્થાન પણ રહેશે નહિ તેની શંકા થાય છે. એ બધા સાથે આપણને કઇ પણ પ્રયોજન નથી. કેમકે જો એવાં ઔષધોથી આ-પણું દરદ નાબુદ થતું હોત તો આજે કોઇ પણ જાતના દરદનું કષ્ટ આપણે ભોગવવું પડત નહિ. પરંતુ અફસોસ ! કે તેઓનો પ્રચાર થના પહેલા એટલે જ્યારે આ દેશમાં કેવળ સ્વદેશી ઔષધોજ વપ-રાતા હતા ત્યારે રોગ અને મૃત્યુનું પ્રમાણ હતું તેમ તેઓના વપ-રાશ પછી અત્યંત પ્રમાણમાં વધ્યું છે. જો એ ઔષધો આ દેશને ફાયદો કરનારાં હોત તો અવશ્ય આ સંખ્યામાં ઘટાડો થયો જોઇતો હતો, પરંતુ તેમ થયું નથી. અને તેથી એ સિદ્ધ થાય છે કે વિદેશી ઔષધો ભલે ગમે તેવો ગુણ કરતાં હોય તો પણ તેઓને વિદેશી-ઓના હિત માટે રચેલા છે. આપણા આરોગ્ય અને આયુષ્યના [illegible] માટે તો આ દેશમાં ઉત્પન્ન થનારાં ઔષધોજ પુનઃ પુરતી રીતે વ્યવહારમાં લેવાં જોઇએ.

આ વાત કેવળ અમેજ સ્વચ્છંદ રીતે કહીએ છીએ એમ નથી. પરંતુ બીજા પણ અનેક તત્વદર્શી વિદ્વાનો મુક્ત કંઠે તેને સ્વીકાર કરે છે. લંડનનો એક સુપ્રસિદ્ધ ફીજીસ્યન જણાવે છે કે –

It is probable that every country spontaneously affords remedies for those diseases from which the inhabitants most frequently suffer, and that in the course of time, many of our solid drugs will be superseded by others which are growing so to speak under our very nose.

દરેક દેશમાં જે જાતના દરદોથી તે દેશના નિવાસીઓ વારંવાર પીડાતા હોય તે દરદોના માટે ઉપાયો પણ તે જ દેશમાંથી મળી

રહે એ સંભવિત છે, અને તેથી સમય જતાં આપણાં ઘણાં એક દેશી ઔષધો નીકળી જઇને તેઓની જગ્યાએ આપણા નાક આગળજ ઉગતી વનસ્પતિઓ દાખલ થશે. બાબુ જોયકીસન મકરજી કહે છે કેઃ—

Might we not assume that the Medical Drugs of a country are especially curative to the diseases which are fostered and generated on it?

જે જાતનાં દરદો જે દેશમાં ઉત્પન્ન થતાં હોય તે દરદોને સુ-ખ્યત્વે કરીને તે દેશનાં ઓષધો મટાડી શકે છે. એ વાત આપણે શા માટે નહિં માનવી જોઇએ?

સુપ્રસિદ્ધ પ્રાણાચાર્ય મહાત્મા વાગ્ભટ જણાવે છે કે.—

" **यत्र देशस्य योजीवी तद्देशजमौषधं हितम** " જે મનુષ્ય જે દેશમાં રહેતો હોય તેને તેજ દેશમા ઉત્પન્ન થયેલું ઔષધ હિતકારક છે.

આ ઉપરથી અમારા કથનથી વિશેષ ખાત્રી થશે કે આપણા માટે તો કેવળ આ દેશમાં ઉત્પન્ન થતા ઔષધોજ વિશેષ હિતકર છે અને તેથી તેઓના ગુણદોષ સબંધિનું પૂર્ણ જ્ઞાન કેવળ ચિકિત્સકોનેજ નહિ પરંતુ દરેક ભારતવાસીને હોવું જોઇએ.

દેશી ઔષધોના ગુણદોષની માહીતી આપનારા મૂળ ગ્રંથોની સંસ્કૃત ભાષામાં ખોટ નથી તો પણ એ સર્વેમા મદનપાલ નિઘંટ એ વધારે લોકપ્રિય થઇ પડેલ છે કારણ ગ્રંથાકર્ત્તાએ આ ગ્રંથના આરંભમાં એવો ઉદ્દેશ બતાવ્યો છે કેઃ—

**केचित्संति निघंटवोऽतिलघवः केचिन्महान्तः परे ॥**
**केचिदुर्गम नामकाः कतिपये भावाः स्वभावोज्झिता ॥**
**तस्मात्सातिलघुर्नचाति विपुलः ख्यातादिनामास्ततां ॥**
**प्रीत्यैद्रव्य गुणान्वितोऽयमधुना ग्रंथो मयाबध्यते ॥**

કેટલાએક નિઘંટો અત્યંત નાના હોવાથી તેઓના અભ્યાસથી જોઇએ તેવું ઔષધિજ્ઞાન થઇ શકતું નથી. અને કેટલાએક નિઘંટો અત્યંત મોટા હોવાથી સાધારણ મનુષ્યો તેઓના અધ્યયનનો લાભ લઇ શકતાં નથી. કેટલાએકોમાં ઔષધોનાં નામ દુર્ગમ એટલે પ્રચલિત નહિ એવાં આપેલાં છે, ત્યારે વળી કેટલાએકોમાં ઔષધોના ગુણદોષનું વર્ણન સ્વચ્છંદપણે આપેલું છે. એટલા માટે અતિશય લઘુ અથવા તો મહાન્ નહિ. સમજવામાં આવે તેવાં ઔષધોનાં ખાસ પ્રચલિત પ્રસિદ્ધ નામોવાળો, તેમજ તેઓમાં રહેલા ગુણદોષોને સ્પષ્ટ રીતે સમજાવનારો આ નિઘંટનું સજ્જનોની પ્રીતિ માટે રચું છું. અને ખરેખર ! એ ઉદ્દેશ ગ્રંથ રચનામાં સફળ થવાથી અન્ય નિઘંટો કરતાં આ ગ્રંથ વિશેષ વિદ્વન્માન્ય થઇ પડયો છે.

જ્યારે એમ છે, અર્થાત્ સમગ્ર નિઘંટો કરતાં આ ગ્રંથ વિશેષ લોકપ્રિય સ્થાન ભોગવે છે, ત્યારે સંસ્કૃત ભાષાભિજ્ઞ વૈદ્યો તો પોતાનું કાર્ય મૂળ ગ્રંથ ઉપરથી ચલાવી લે. પરંતુ સામાન્ય વર્ગના હિત માટે તેનું પ્રચલિત ભાષામાં ભાષાન્તર થવાની કેટલી બધી આવશ્યકતા છે એ વાત કોઇના પણ લક્ષમાં આવ્યા સિવાય રહેશે નહિ. હિન્દી, મરાઠી વિગેરે ભાષાઓમાં તો આ ગ્રંથનાં અનેક ભાષાંતરો ક્યારનાંયે પ્રસિદ્ધ થઇ ચુકેલાં છે. પરંતુ ગુજરાતી ભાષામાં તેનું યથાયોગ્ય ભાષાંતર કરવાની પ્રવૃત્તિ હજુ સુધી કોઇ પણ સજ્જન તરફથી કરવામાં આવી હોય તેમ જણાતું નથી. સુમારે વીસ પચીસ વર્ષ પૂર્વે એક લાલ ફેરીવાળા તરફથી તેનું ભાડુતી ભાષાંતર પ્રગટ થયેલું જોવામાં આવે છે. જે એટલું બધું અશુદ્ધ એટલું બધું અર્થના મેળ વગરનું છે કે તેના અધ્યયનથી લાભના બદલે હાનિ થવાનો વિશેષ સંભવ છે અને તેથી આવા ઉપયોગી ગ્રંથનું યથાસ્થિત ભાષાંતર બહાર પાડવાનું કાર્ય માથે લેવાને અનેક સજ્જનો તરફથી વારંવાર સૂચનાઓ થવાથી તેઓની એ અભિરુચિને માન આપી વિદ્યાકળા પ્રચારક મંડળ નામની વિખ્યાત સંસ્થાના ઉપસંચાલક શ્રીયુત મગનલાલ શર્મા પાસે ટીકા કરાવી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. જેમાં મૂળ શ્લોક અને તેનો યથારહસ્ય ભાવાર્થ સમજાવનારી સરળ ગુજરાતી ટીકા આપવા ઉપરાંત ઔષધોની ઓળખાણ માટે પ્રસિદ્ધ નામો અને યોગ્ય વિવરણ પણ લખવામાં

આવ્યું છે, એટલુંજ નહિ પરંતુ બીજો પણ યોગ્ય સુધારો વધારો કરવામાં આવ્યાં છે અને તેથી આશા રાખવામાં આવે છે કે સામાન્યમાં સામાન્ય મનુષ્ય પણ એના અધ્યયનથી અન્યની સહાયતા સિવાય દરેક ઔષધોના ગુણદોષનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકશે.

ગ્રંથને લોકોપયોગી બનાવવામાં પુરતી કાળજી રાખવામાં આવી છે, તોપણ મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે, અને તેથી લેખક, મુદ્રીકર કિંવા પ્રેસમેનના પ્રમાદને લેઇ કોઇ સ્થળે ત્રુટિ રહી ગયેલી માલુમ પડે તો તે બદલ વિદ્વાનજન ક્ષમા કરશે. એજ સુજ્ઞેષુ કિમ્ બહુના.

અમદાવાદ. — ભવદીય

નૃસિંહજયંતિ. ૧૯૭૮ — મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

# અનુક્રમણિકા.

## શુંઠ્યાદિ વર્ગ.

**વિષય** **પૃષ્ટ**

**સુવર્ણાદિ વર્ગ ૪ થો.**

## વૃક્ષાદિ વર્ગ ૫ મો.

**પાણી આદિ વર્ગ ૮ મો.**



**ઇક્ષુકાદિ વર્ગ ૯ મો.**

### ધાન્યનો ગુણાદિ વર્ગ ૧૦ મો.



### ધાન્યકૃતાન્નાદિ વર્ગ ૧૧ મો.

માંસ વર્ગ ૬૨ મો.

**બીજો વર્ગ ૧૩ મો.**

## રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.

**લતા અને લલિતા** ભાગ ૧-૨-૩-૪-લતા અને લલિતા એ બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજી કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર વાય છે. કેળવાયેલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે એનો ઉત્તમ ચિતાર આપેલો છે. વાર્તાનો દરેક ભાવ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં **સુંદર ફોટોગ્રાફીક ચીત્રો આપવામાં આવ્યાં છે.** સુંદર છપાઈ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મુજબ રૂ. ૪—૦—૦

**નાદિરનો દોરદમામ** અથવા બાહુબળનું પરિણામ—સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક તથા વિદ્યમાન ઠક્કુર નારાયણ વિસનજી કૃત. એક સાધારણ સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિન્દુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લેઆમ' ચાલાવી દિલ્હીની મુગલિયાત 'શહેનશાહના' પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતા હોઇએ તેવો જ ભાસ થાયછે. ઉત્તમ કાગળ, ઉત્તમ બાઇન્ડીંગ ૨૫૦ પૃષ્ઠના ગ્રંથની કીમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જૂદું.

**મારી ભયંકર સંસારયાત્રા**—અથવા એક નિરાધાર અબળાનો આર્તનાદ ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. બાળવિધવાની હિન્દુ સમાજમાં કેવી શોચનીય સ્થિતિ છે, લગ્ન કોને કહેવાય છે, પુનર્લગ્નની ઉત્પતિ કેવી રીતે થઇ છે, જ્ઞાતિ હિત કેવી રીતે સાધી શકાય તથા જ્ઞાતિના સડાઓને કેવી રીતે દૂર કરી શકાય આદિ અનેક ઉપયોગી વિષયોની ચર્ચા આ નવલકથામાં ઘણી રસિ-

કતાથી કરેલી છે. પૃષ્ટ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ ૨—૮—૦

૪૪૦

**રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.**

**કંગાલ કેદી** અથવા સ્નેહ-બંધન—ભાગ ૧—૨ આ નવલ કથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ-જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કૃષ્ણલાલનાં કુટિલ કારસ્થાન. શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, નર્મદાની પ્રાણહારક આશા, પ્રણય અને વિરહના આકર્ષણીય પ્રસંગો, પાપિષ્ઠા કાળિકાની કુટિલતા, સતી સાધ્વીની શીયળપ્રીત, આદિ અનેકાનેક આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફીક ચીત્રો**, ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું: કીમત ભાગ ૧ લો રૂ ૧—૧૨—૦ ભાગ ૨ જો ૨—૦—૦

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું તણાઇ આવવું, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને આદર્શ સ્વામીસ્નેહ, સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય પાપનો પશ્ચાતાપ, સંતાનસ્નેહ, લોકચર્ચા અથવા ગામડાનું ગેઝેટ, પ્રચંડ નિરાશા, ચોરને પોટલે ધુળની ધુળ આદિ અનેક રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર, મ્હોટા કદનાં પૃષ્ઠ લગભગ ૨૨૦ મનહર છપાઇ, **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો** પાકું લાયબ્રેરીને શોભાવે એવું રમણીય

**મૃગલોચની** અથવા **માયા પ્રાબલ્ય** (સંપાદકઃ—**રા. વ્ર૦ જા૦ ઠક્કર.**) ભાગ ૧—૨—૩—૪ આ નવલકથા વાર્તા પ્રિય વાંચકોતે એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરુષોની વીરતા જોવી હોય તો આ નવલ-

કથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્ત્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આ નવલકથા વાંચતાં તમે આહાર નિદ્રા પણ ભૂલી જશો અને તમારા મુખમાંથી વારંવાર 'વાહ વાહ'ના જ ઉદ્‌ગાર નીકળશે. આ નવલકથાની લોકપ્રિયતા અને રસિકતા માટે એટલું જ કહેવું બસ છે કે, ઉર્દુ, હિંદી, નેપાલી, ઈંગ્રેજી આદિ દેશી વિદેશી ભાષાઓમાં આ નવલકથાની અત્યાર સુધીમાં લાખો નકલો વેચાઇ ગઇ છે અને હજી વેચાય છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦ કુલ રૂ ૬–૦–૦ પાકું રૂપેરી પૂઠું.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હૃદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાની તૈયાર કરીને તે અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, તથા તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલમ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પૂઠું મૂલ્ય ૨–૦–૦

**ભવાનીનો ભોગ** અથવા રજપૂતોનો રણોન્માદ પ્રેમના પ્રતિસ્પર્ધામાં બે વીર બાળકો પોતાના પ્રાણની આહુતિ આપવાને પણ તૈયાર થઇ જાય છે. વીર અને ધર્મપરાયણ રાજપૂતો પ્રતિજ્ઞાને માટે પોતાના જીવપર આવીને તલ્વારની બાજી ખેલે છે, પવિત્ર હૃદયા રાજપૂત બાળાઓ વીરતાને જ વરનારી હોય છે, પણ રૂપમાં મોહાંધ નથી થતી આદિ સર્વ બનાવો વાંચતાં પૂર્વ સમયના રાજપૂતોના ગૌરવનું સ્મરણ થઇ આવે છે અને આંખોમાંથી ચોધારાં આંસૂ વહેવા માંડે છે. પૃષ્ઠ ૨૫૦ પાકું રૂપેરી પુઠું હોવા છતાં મૂલ્ય રૂ ૧–૪–૦

**કમનસીબ લલ્લા**—ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની આણુહારક મહત્વાકાંક્ષા રાખનાર યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવાં કુટિલ કાર્યો કરે છે, સમજુ યુવકોનું શું કર્ત્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રશ્ય દ્દષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. સંયોગ વિયોગના પ્રસંગો, વિરહવેદના, પ્રેમની નિરાશા, સ્નેહમાં સંકટ વગેરે રસિક ચિત્તાકર્ષક વિષયોથી ભરપૂર. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ સંખ્યા ૨૮૦, **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૧૨—૦

**દલપતરામ ભાઇશંકર રાવળ કૃત નવલકથાઓ.**

**દશલાખનો દલ્લો** અથવા રત્ન કંકણ—લક્ષ્મીના લોભથી લુચ્ચાં માણસો આ જગતમાં નિર્દોષ મનુષ્યો ઉપર પણ કેવો હૃદયભેદક જુલ્મ ગુજારે છે, ભાગ્યચક્રના અદ્દભુત પરિવર્તનના પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે, એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, ધર્મનો જય અને પાપીઓના પરાજય કેવી રીતે થાય છે આદિ અનેકવિધ વિષયોનું શાબ્દિક ચિત્ર જોવું હોય, તો આ નવલકથા અવશ્ય વાંચો. ઊંચા ગ્લેજ કાગળ, પાકું રૂપેરી નામનું પૂઠું, પૃષ્ટ સંખ્યા લગભગ ૩૨૫ છતાં કિમ્મત માત્ર રૂ. ૨—૦—૦

૩૫૪

**મહાત્મા કબીરની કાવ્યપ્રસાદી**

**કબીર કાવ્ય**—આ પુસ્તક ફક્ત એક જ વાર વાંચવાથી તે વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો એમાં અદ્દભુત રસ છે. આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવનીઅંગ, જીવનમૃતકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્દભુત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથી જ થશે. સિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે (૧) કબીરને ગુરુની પ્રાપ્તી (૨) કબીરના અદ્દભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પુરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં

ડુબાવી દેવી અને બીજી બાજૂએ કબીર સાહેબનું સમાધિ અવસ્થામાં પાણીપર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલસે એમ કહી સજીવન કરવું વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણોની સગવડ ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઉંચા, પાકા પુંઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો. બાંધણી મજબુત હોવા છતાં કિંમત માત્ર રૂા. ૧॥

## અતિ ઉત્તમ ગ્રન્થ ! અદ્‌ભુત અદ્વિતીય ગ્રન્થ !

**એક એક નકલ પ્રત્યેક ઘરમાં રહેવી જ જોઇએ! દરેક ગૃહસ્થે વાંચવુંજ જોઇએ.**

# કોકશાસ્ત્ર.

આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણા જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરૂષોને અતિ ઉપયોગી થઈ પડે એવા ગુપ્ત વિષયો—દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર-જાતિ, તેમનાં લક્ષણ, કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી; વાર, નક્ષત્રનો વિચાર, અદ્‌ભુત વાજીકરણ, વશીકરણ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત—ગર્ભ-સ્ત્રાવની રામબાણ અનુભવસિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ઉત્તમ ટુચકા, ઇચ્છાનુસાર પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરૂષ અને સ્ત્રીનાં ગુપ્ત લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વળા કર્ત્તવ્ય, પુત્રપુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા, વીર્ય પ્રભાવ, નપુંસકતા, તેને માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા, તેની દવાઓ, સ્ત્રીના કમળનો સોજો, ભાંગરાકલ્ક, દિવ્યદષ્ટિ, વગેરે ઉપરાંત વૃદ્ધ ના થવાય તે માટે, ગર્ભિણીના અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રકટ કરી છે. કિ. ૩—૦—૦

**અલાઉદ્દીનનો ઉદય—** દિલ્હીનો સુપ્રસિદ્ધ પાદશાહ અલાઉદ્દીન કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે પાદશાહ થયો અને પાદશાહ થયા પછી જલાલુદ્દીનના બન્ને દીકરાની કેવી નિર્દયતાથી આંખો ફોડી નાંખી તેનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આલેખાયલું છે. આર્ય સન્ના-

રીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્યમહિલાઓ પણ પોતાના પાતિવ્રતનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુઃખો સહન કરતી હતી, તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. એક કિશોર વયની બાલિકા પોતાનું વૈર વાળવા જે અદ્દભુત ચતુરાઇ વાપરે છે તે પ્રસંગ

**મહાકાળીનું ખડ્ગ**—પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીએ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા સ્મશાનમાં જવું, સ્મશાનમાં કાલિકા માતાની અદ્દભુત લીલા, માતાનું ભયંકર સ્વરૂપ અને સ્મશાનનો દેખાવ, માતાનું ખરૂં સ્વરૂપ ઓળખી નહિ શકવાથી ભક્તિપ્રભાએ કરેલી માતાની નિંદા અને તેના બદલામાં માતાએ આપેલો શાપ વગેરે ઘટનાઓ વાંચતાં વાંચકના મનમાં પુરાતનકાળની અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. પદ્મસિંહનો વિચિત્ર સુરતરંગ અને તે સુરતરંગમાં મૃગ અને મૃગલીનું મોહિત થઇ જવું, મદનપ્રભાની જાદુઇ શક્તિ અને તેમાં રહેલું ગુપ્ત રહસ્ય, વિક્રમસિંહનું પરાક્રમ અને તેની ઉદારતા, મહાકાળી માતાએ પ્રસન્ન થઇને આપેલું ખડ્ગ અને તેનો અદ્દભુત ચમત્કાર વગેરે બાબતો વાંચતાં વાંચકની ઉત્સુકતા અત્યંત વૃદ્ધિ પામતી જાય છે. પૃષ્ઠ ૨૫૦, ગ્લેજ કાગળ, સુંદર પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**નવદંપતીને શીખામણ**—અજ્ઞાન, વહેમ ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણથી દુઃખી થતાં પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. તેમાંની માહિતી એટલી સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પણ તે વાંચી શકે છે અને તેમાં જે ઉપચારો દર્શાવેલા છે તે એવા સરળ છે કે નાના ગામડામાં પણ કરી શકાય છે. ટુંકામાં દુઃખી ગૃહસંસારને સુખી બનાવવા અને શરીરને નિરોગી રાખવા માટે આ પુસ્તક પ્રત્યેક પરણેલા પુરૂષ કે સ્ત્રી પાસે હોવું જોઇએ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકું પૂંઠું મૂલ્ય માત્ર રૂ. ૧॥

॥ श्री गणेशाय नमः ॥

॥ श्री धन्वंतरये नमः ॥

# ॥ अथ मदनपाल निघण्टुः ॥

## तत्वबोधिनी.

## ॥ टीका सहितः ॥

ग्रंथकर्त्ता राजा मदनपाळ निर्विघ्नपणे ग्रंथनी समाप्ति थाय एटला माटे मंगळाचरण आरंभी प्रथम परमात्मा, गणपति, सूर्य भगवान अने धन्वंतरीनी चार श्लोकथी स्तुति करे छे; ते एवी रीते केः—

**बीजं श्रुतीनां सुधनं मुनीनां ।**
**जीवं जडानां महदादिकानां ॥**
**आग्नेयमस्त्रं भवपातकानां ।**
**किञ्चिन्महः श्यामलमाश्रयामिः ॥ १ ॥**

टीका—वेदोना बीजरूप, मुनीओना धनस्वरूप, महत आदि जड पदार्थोना जीवनरूप संसारनां पापोने नाश करवाने आग्नेय अस्त्रस्वरूप, एवा कोइ श्याम स्वरूप ( भगवान ) नो हुं आश्रय करूं छुं.

**लुब्धा कपोल मधुवारि मधुव्रताली ।**
**कुंभस्थळी मधु विभूषण लोहिताङ्गी ॥**
**माणिक्य मौलिरिव राजति यस्यमौलौ ।**
**विघ्नं स धूनयतु विघ्नपतिः सदा नः ॥ २ ॥**

कपोलोपरथी झरता मधना पाणी उपर लोभाएली तथा कुंभस्थळना मधनी शोभाथी लाल थइ रह्यां छे. अंग जेमनां एवी भमराओनी हार उत्तम मणीओना समान जेना मुकुट उपर शोभाय-

માન થઇ રહી છે તે વિઘ્નપતિ સદાકાળ અમારાં વિઘ્નોનો નાશ કરો.

यो ध्वान्त संतति गंभीर पयोधिमध्यान् ।
निष्कासयत्य शरणं भुवनं निमज्जत् ॥
दत्त्वा जगत्त्रय हितः स्वकरावलम्बं ।
वांछां स दिनकरः सफली करोतु ॥ ३ ॥

જે અંધકારમય ગંભીર સમુદ્રમાંથી શરણ રહિત ડુબતા સંસારને પોતાના હાથ ( કીરણ ) નું અવલંબન ( ટેકો ) દેઇને કાઢે છે, તેમજ જગતત્રય--ત્રણે લોકના જે હિતકારક છે તે દીનકર--ભગવન્ સૂર્ય નારાયણ મનકામના સફલ કરો. ૩

मिथ्याशनादिकृतदोषचयेन कोपान् ।
नद्यम्बुवर्द्धित उपद्रव नक्र भीमे ॥
रोगाम्बुधौ भवजनस्य निमज्जतो यः ।
पोतः प्रयच्छ शुभानि स काशिराजः ॥ ४ ॥

પ્રકૃતિને માફક ન આવે તેવા તથા અનુચિત રીતથી કરવામાં આવેલા આહાર વિહારથી સંચિત થએલા દોષોના કોપરૂપ નદીઓના પાણીથી વધેલો છે વેગ તે જેનો તેમજ ઉપદ્રવ રૂપી મગર મચ્છોથી ભયાનક એવા રોગરૂપી સમુદ્રમાં ડુબતાં સંસારી મનુષ્યોને બચાવવાવાળા જહાજ સ્વરૂપ કાશિરાજ ( धन्वन्तरि ) શુભ--કલ્યાણને આપવાવાળા થાઓ.

केचित्संति निघंटवोऽतिलघवः केचिन्महान्तः परे ।
केचिदुर्गामिनामकाः कतिपये भावाः स्वभावोच्छ्रिताः ॥
तस्मान्नाति लघुर्न चाति विपुलः स्वशतादिनामा सतां ।
प्रीत्यै द्रव्यगुणान्वितोऽयमधुना ग्रन्थो मया बध्यते ॥५॥

કેટલાએક નિઘંટો અત્યંત નાના છે જે કારણથી તેઓથી જોઇએ તેવું ઔષધજ્ઞાન થઇ શકતું નથી, અને કેટલાએક નિઘંટો અત્યંત મોટા છે, જેથી સાધારણ મનુષ્યો તેઓનો ઉપયોગ કરી શકતાં નથી. કેટલાએકોમાં ઔષધોનાં નામ દુર્ગમ એટલે ન સમજી શકાય એવાં આપેલાં છે, વળી કેટલાએકોમાં સ્વભાવિક રીતે ભાવા-

ર્થનું વિશેષ નિષ્પ્રયોજન પિષ્ટપેષણ કરેલું છે. એટલા માટે અતિશય નાનો અગર મોટો નહિ અને સમજવામાં આવે તેવાં ઔષધિઓનાં પ્રસિદ્ધ નામવાળો તેમજ દ્રવ્ય ગુણોનું સ્પષ્ટ કથન કરનારો આ નિઘંટુ ગ્રંથ સત્પુરૂષોની પ્રીતિ માટે હું રચું છું.

**सर्वं कायेन संसाध्यं तस्यायुः स्थितिकारणम् ।**
**आयुर्वेदोपदेशस्तु कस्य नस्यात्फलावहः ॥ ६ ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સંપૂર્ણ પદાર્થો શરીરવડેજ સાધી શકાય છે, અને તે શરીરની સ્થિતિનું સાધન માત્ર આયુષ્યજ છે. આયુષ્ય લંબાવી શકાય અથવા નાશ થાય તેનું જ્ઞાન માત્ર આયુર્વેદથીજ થાય છે, એટલા માટે તે સબંધી (આયુર્વેદ સબંધિ) નો ઉપદેશ કોને ફળદાયક નથી થઇ શકતો ? અર્થાત સર્વે કોઇને થઇ રહે છે.

**तत्रापि पूर्वं ज्ञातव्या द्रव्यनामगुणागुणाः ।**
**अतस्त एव वक्ष्यन्ते तज्ज्ञाने हि क्रियाक्रमः ॥ ७ ॥**

આયુર્વેદનાં નિદાન, ચિકિત્સા વિગેરે અનેક અંગો--ભાગો છે, તેમાં સૌથી પ્રથમ ઔષધોના ગુણાગુણો જાણવાની વિશેષ જરૂર છે; એટલા માટે તેને કહેવામાં આવે છે કે જેથી તેના જ્ઞાનવડે ચિકિત્સાનો આરંભ થઇ શકે.

એ પ્રમાણે ગ્રંથ રચવાનું પ્રયોજન કહેવામાં આવ્યું. હવે હરડેથી આરંભ કરી અનુક્રમે દરેક દ્રવ્યના ગુણદોષ કહેવામાં આવે છે.

---

## હરડે.

**सं** हरीतकी. **हि.** હરડ, હર્ર, **म.** હરડી, હર્તકી, **गु** હરડે, હિમજ, **बं**, હરી તકી **फा.** હલૈલે જર્દ, **आ.** અહલીજ અસ્ફર, કાવલી, **इ.** Myrobalons chebulic. **ला.** Terminalia chebula.

**हरस्य भवने जाता हरिता च स्वभावतः ।**
**हारयेत्सर्वरोगाश्च तेन प्रोक्ता हरीतकी ॥ ८ ॥**

હર એટલે મહાદેવના સ્થાનકમાં ઉત્પન્ન થાય છે, સ્વભાવિક-પણે હરીત- લીલારંગવાળી છે. તેમજ સર્વે રોગોનું હરણ કરે છે તેથી હરડે કહેવાય છે.

जीवन्ती पूतना पश्चादमृता विजयाभया ।
रोहिणी चेतकी सप्तभेदभिन्ना हरीतकी ॥ ९ ॥

જીવંતી પૂતના, વિજ્યા, અભયા, રોહિણી, ચેતકી, એ મુજબ સાત ભેદોને લેઇ હરડે સાત પ્રકારની ગણાય છે.

जीवन्ती जीवनोद्योगात्पावनात्पूतना मता ।
सुधावदमृता ज्ञेया विजया विजयप्रदा ॥ १० ॥

જીવનને વધારવાનો ઉદ્યોગ કરવાવાળી હરડે જીવંતી કહેવાય છે. દુષ્ટ મળોને દુર કરી શરીરને પવિત્ર કરનારી પૂતના કહેવાય છે. અમૃતા અમૃતની માફક જીવનદાતાછે. વિજ્યારોગોને જીતી વિજ્ય આપનારી છે.

नृणामभयदा यस्मादभया तत् प्रकीर्तिता ।
रोहिणी तु गुणारोहाच्चेतनाच्चेतकी मता ॥ ११ ॥

મનુષ્યોને રોગથી અભય આપે છે જેથી અભયા કહેવાય છે. આરોગ્યતાજનક અનેક ગુણોને ઉગાવવાથી રોહિણી કહેવાય છે. અને આળસ વગેરેને દુર કરી શરીરમાં ચેતના રાખે તેથી ચેતકી કહેવાય છે.

जीवन्ती स्वर्णवर्णाभा पूतनास्थिमती मता ।
अमृता त्रिदला प्रोक्ता विजया तुम्बरूपिणी ॥ १२ ॥

સોનાના રંગજેવી કાન્તિવાળી પૂતના કહેવાય છે. ત્રણ દળવાળી અમૃતા કહેવાય છે. તુંબડાના જેવા આકારવાળી વિજ્યા કહેવાય છે.

पंचांगी त्वभया ज्ञेयामृता वृत्ता तु रोहिणी ।
त्र्यंगीतु चेतकी ज्ञेया कर्म तासामथोच्यते ॥ १३ ॥

પાંચ રેખાવાળી અભયા કહેવાયછે–ચેતકી ત્રણ રેખાવાળી હોય છે. હવે તેઓનો શું શું કાર્યોમાં મુખ્ય રીતે ઉપયોગ કરવો તે કહે છે.

सर्वरोगेषु जीवन्ती प्रलेपे पूतना हिता ।
शुद्ध्यर्थममृता प्रोक्ता विजया सर्वरोगहृत् ॥ १४ ॥

જીવંતી સર્વ રોગોમાં હિતકારક છે–પૂતના લેપ કરવામાં સારી છે. રેચ આપવામાં અમૃતા ઉત્તમ છે. વિજયા સર્વે રોગોને હરવાવાળી છે.

अक्षिरोगेऽभया शस्ता रोहिणी व्रणरोहिणी ।
चेतकी चूर्णयोगे स्यात्सप्तधैव प्रकीर्तिता ॥ १४ ॥

નેત્રરોગોમાં અભયા શ્રેષ્ઠ છે–રોહિણી વ્રણને રૂઝાવનારી છે, અને ચેતકી ચુર્ણ બનાવવામાં ઉત્તમ છે; એ પ્રમાણે સાતે પ્રકારની હરડેમાં રહેલા વિશેષ ગુણો છે.

नवा स्निग्धा घना वृत्ता गुर्वी क्षिप्ता च याम्भसि ।
निमज्जेत्सा प्रशस्ता स्याद्रोगघ्नीति गुणप्रदा ॥ १६ ॥

નવી, ચીકણી. કઠીણ, ગોળ તથા ભારે હોઈ પાણીમાં નાખવાથી જે ડુબી જાય છે તે ઉત્તમ ગણાય છે. એવીજ હરડે રોગોને હણે છે તથા ગુણોને આપે છે–વળી:—

शोणाच्छिन्ना गुडनिभा किंचिद्दला कषायिणी ।
स्थूलत्वक् सरसा स्वल्पबीजा गुर्वी हरीतकी ॥ १७ ॥

લાલ રંગવાળી, તોડવામાં ગોળની માફક તુટી જનારી, કંઈક નાની, તુરા સ્વાદવાળી, જાડી છાલવાળી, વધારે રસવાળી, અને વજનમાં ભારે એવી હરડે ઉત્તમ હોય છે–

## હરડેને જુદી જુદી રીતે વાપરવાથી મળતા જુદા જુદા ગુણો.

चर्विता बर्द्धयत्यग्निं पेषिता मलशोधिनी ।
स्विन्ना संग्राहिणी प्रोक्ता भ्रष्टा पथ्यान्नदोषनुत् ॥ १८ ॥

ચાવીને ખાધેલી હરડે જઠરાગ્નિને વધારે છે. વાટીને ખાધેલી હરડે મળનું શોધન કરે છે. બાફવામાં આવેલી હરડે મળને બાંધે છે, અને શેકીને ખાધેલી હરડે અજીર્ણ વિગેરે અન્નના દોષોને ટાળે છે.

## "જુદી જુદી ઋતુમાં હરડે સાથે વાપરવાનાં જુદાં જુદાં અનુપાનો"

ग्रीष्मे तुल्यगुडां सुसैन्धवयुतां मेघावने ह्यम्बरे ।
तुल्यां शर्करया शरद्यमलया शुण्ठ्या तुषारागमे ॥
पिप्पल्या शिशिरे वसंत समये क्षौद्रेण संयोजिता ।
राजन् प्राप्य हरीतकीमिव रुजो नश्यन्तु ते शत्रवः ॥१९॥

ગ્રીષ્મઋતુ–જેઠ અસાડમાં સરખા ભાગે ગોળની સાથે, વર્ષાઋતુ–શ્રાવણ, ભાદરવામાં સિંધવની સાથે, શરદઋતુ–આસો, કાર્તિકમાં ખાંડની સાથે, હેમંતઋતુ-માગશર, પોષમાં સુંઠની સાથે, શિશિરઋતુ–માહા, ફાગણમાં પીંપરની સાથે, અને વસંતઋતુ–ચૈત્ર, વૈશાખમાં મધની સાથે સેવન કરવાથી હરડે જેવી રીતે રોગનો નાશ કરે છે તેવી રીતે હે રાજન્! આપના શત્રુઓનો પણ નાશ થઈ જશે.

## "હરડેનાં પ્રસિદ્ધ સંસ્કૃત નામો તથા ગુણો.

शिवा हरितकी पथ्या चेतकी विजया जया ॥
प्रपथ्या प्रमथा मोघा कायस्था प्राणदामृता ॥ २० ॥
जीवनीया हेमवती पूतना वृतना भया ॥
वयस्था नन्दिनी ज्ञेया श्रेयसी रोहिणी तथा ॥ २१ ॥

શિવા, હરીતકી, પથ્યા, ચેતકી, વિજયા, જયા, પ્રપથ્યા, પ્રમથા, અમોઘા કાયસ્થા, પ્રાણદા, અમૃતા, જીવનીયા, હેમવતી, પૂતના, વતના, અભયા, વયસ્થા, નંદિની, શ્રેયસી અને રોહિણી એ હરડેનાં નામ છે.

हरीतकी पंचरसाऽलवणा तुवरोत्कटा ॥
रूक्षोष्णा दीपनी मेध्या स्वादुपाका रसायनी ॥ २२ ॥
सरा बुद्धिप्रदा वृष्या चक्षुष्या बृंहणी लघुः ॥
श्वास कास प्रमेहार्शः कुष्ठ शोफोदरान् क्रुमीन् ॥ २३ ॥
वैस्वर्य ग्रहणी दोष विबन्ध विषमज्वरान् ॥
गुल्माध्मान व्रणच्छर्दि हिक्का कण्डू हृदामयान् ॥ २४ ॥
कामलां शूलमानाहं प्लीहानं चापकर्षति

मधुराम्लतया वातं कषायस्वादु भावतः ॥
पित्तं हन्ति कफं हन्ति कटुकेन हरीतकी ॥ २९ ॥

હરડેમાં જો કે મીઠો, ખાટો, કડવો, તુરો તથા તીખો એમ પાંચ રસ રહેલા છે, માત્ર ખારો રસ નથી; તો પણ વિશેષ ભાગે તુરો રસ રહેલો છે, વળી હરડે લુખી તથા ગરમ છે તેથી જઠરાગ્નિને પ્રદીપ્ર કરે છે, મગજની શુદ્ધિ કરે છે. પચવામાં સ્વાદવાળી છે, રસાયની અર્થાત વળીઆં પળીઆં, વ્યાધિને દુર કરી દેહને ટકાવી રાખનારી છે. દસ્તને ઉતારનારી છે, બુદ્ધિને વધારે છે, વીર્યને ઉત્તમ કરનારી છે, નેત્રોને હિતકારક છે, દેહને મોટા કરનારી છે, પચવામાં હલકી છે, અને શ્વાસ, ખાંસી, પ્રમેહ અર્શ કોઢ, સોજા ઉદરરોગ કૃમિરોગ, અવાજનું બગડવું, સંગ્રહણી, બંધકોશ વિષમજ્વર, ગોળાનું દરદ, આફરો, વ્રણ, ઉલટી, હેડકી, ખરજ,-હૃદયરોગ, કમળો, શુળ, આધ્માન, બરોળ વિગેરેને દુર કરનારી છે.

વળી હરડેમાં મીઠો તથા ખાટો રસ રહેલો છે તેથી વાયુના વિકારોને જીતે છે, તુરો તથા મીઠો રસ પીતને જીતે છે, તથા તીખો રસ રહેલો છે તે કફને જીતે છે.+

નિઘંટ રત્નાકરના કર્તા જણાવે છે કે:—વિજયા જાતની હરડે વિંધ્યાચળ પર્વતમાં ઉત્પન્ન થાય છે. પૂતના તથા ચેતકી હરડે હિમાલય પર્વત ઉપર થાય છે. રોહિણી હરડે સિંધુ નદીના કિનારે થાય છે. વિજયા હરડે દરેક સ્થળે થાય છે. અમૃતા તથા અભયા હરડે ચંપા દેશમાં થાય છે, અને જીવંતી જાતની હરડે સોરઠ પ્રાંતમાં ઉત્પન્ન થાય છે.

ચેતકી હરડે કે જે હિમાલયમાં પેદા થાય છે, તેના ઝાડની નીચે જો કોઇ મનુષ્ય, પશુ, પક્ષી, વિગેરે જાય છે તો તેમને તરતજ દસ્ત થવા લાગે છે. વળી એ હરડેને કોઇ પ્રાણી જો હાથમાં પકડે છે તો જ્યાં સુધી તે હાથમાં રહે છે ત્યાં સુધી તે હરડેના પ્રભાવથી દસ્ત થયાં કરે છે અને તેથી તે અત્યંત હિતકારી તથા સુખ સહિત દસ્ત કરવાવાળી છે.

---

+ મદનપાળના કહેવા મુજબ હરડેના ગુણદોષનું વર્ણન પુરૂં થયું. હવે બીજા નિઘંટકારોના મત પ્રમાણે જે કંઇ વિશેષ જાણવા યોગ્ય છે તે આ પ્રમાણે છે.

સફેદ તથા કાળી એમ બે પ્રકારની ચેતકી હરડે થાય છે, તેમાં સફેદ જાત છ આંગળ લંબાઇની અને કાળી એક આંગળ લાંબી થાય છે.

ભાવમિશ્ર જણાવે છે કે:—જો કે ચેતકી વિગેરે હરડેની ઉત્તમ જાતો છે. તો પણ સહેલાઇથી સર્વે સ્થળે મળી શકતી હોવાથી તેમજ સર્વે રોગો ઉપર નિર્ભયપણે ઉપયોગ થઇ શકતો હોવાથી વિજયા જાતની હરડે કે જે તુંબડીની જેવા લંબગોળ આકારવાળી હોય છે તે પ્રધાનપણે વપરાય છે.

હરડેમાં પાંચ રસ કેવી રીતે રહેલા છે તેનો નિર્ણય ઋષિઓએ એ મુજબ કરેલો છે કે:—બીંજમાં મધુર રસ, નસોમાં ખાટો રસ, ડીંટામાં કડવો, છાલમાં તીખો, અને ગોટલી--હાડકાંમાં તુરો રસ રહેલો છે.

મીઠાની સાથે વાપરવામાં આવેલી હરડે કફને, સાકરની સાથે પીત્તને, ઘીની સાથે વાપરવામાં આવેલી હરડે વાયુથી ઉત્પન્ન થયેલા તેમજ ગોળની સાથે ખાધેલી હરડે સંપૂર્ણ રોગોને દુર કરે છે. વળી ભોજનની સાથે ભક્ષણ કરેલી હરડે બુદ્ધિ તથા બળને વધારે છે. ઇંદ્રિયોને નિર્મળ કરે છે, વાયુ, પીત્ત, કફનો નાશ કરે છે, ઝાડો, પેશાબ તથા મળોને બહાર કાઢે છે. તેમજ ભોજનના પછી ભક્ષણ કરવામાં આવેલી હરડે પણ અન્નપાણીના દોષને તથા વાયુ પીત અને કફથી થએલા દોષોને દૂર કરે છે. એટલા માટે:—

**भुक्तेपथ्याऽभुक्तेपथ्या भुक्ता भुक्ते पथ्या पथ्या ॥**
**जीर्णेपथ्याऽजीर्णेपथ्या जीर्णाजीर्णे पथ्या पथ्या ॥**

ભોજનના પહેલાં કે ભોજનના પછી એ બન્ને સમયમાં હરડે પથ્યજ છે, વળી ખોરાક જીર્ણ થઇ પચી ગયો હોય તથા અજીર્ણ થયું હોય તો પણ હરડે પથ્યજ છે, અર્થાત્ માફક આવે છે.

એથી પણ આગળ વધી રાજ વલ્લભ નિઘંટના કર્તા જણાવે છે કે:—

**हरीतकी मनुष्याणां मातव हितकारिणी ॥**
**कदाचित्कुप्यते माता नोदरस्था हरीतकी ॥**

હરડે મનુષ્યોને માતાની સમાન હિત કરવાવાળી છે, માતા તો કેટલીએક વખતે કોપાયમાન પણ થાય છે, પરંતુ પેટમાં રહેલી

અર્થાત્ ખાવામાં આવેલી હરડે કોઇ પણ વખતે કોપાયમાન થતી નથી, અર્થાત્ અપકાર કરતી નથી.

જો કે હરડેમાં એવા સારા ગુણો રહેલા છે તો પણ બહુ ઋષિમત એવો છે કે:—

अध्वांति खिन्नो बलवर्जितश्च
रूक्षः कृशो लंघन कर्षितश्च ॥
पित्ताधिकोगर्भवती चनारी
विमुक्त रक्तस्त्वभयां न खादेत् ॥

માર્ગમાં ચાલવા થાકેલા, બળહીન, લુખા, દુબળા, લાંઘણ કરવાથી શોષાઇ ગયેલા શરીરવાળા, વધારે પિત્ત પ્રકૃતિવાળા, ગર્ભણી સ્ત્રી, ફસ ખોલાવવાથી જેના શરીરનું રૂધિર વહી ગયું છે, નવિન જ્વર વાળાએ, હનુસ્તંભ રોગવાળાએ તેમજ શોષયુક્ત દરદીએ હરડે ખાવી નહિ.

**હરડેમાંથી બનતી પ્રશિદ્ધ બનાવટો**—પથ્યાદિ કવાથ, પથ્યાદિ ગુગ્ગળ, પથ્યાદિ લેપ, પથ્યાદિ લોહ, પથ્યાદિ ચૂર્ણ, પથ્યા વલેહ, ભૃગુહરીતકી, અગસ્તિ હરિતકી, વાસિષ્ટી હરિતકી, મધુપકવ હરિતકી, અમૃતા હરિતકી, અભયામલકી, અગ્નિહરીતકી, અભયારિષ્ટ વિગેરે વિગેરે છે. જેઓના માટે સારંગધર, ભૈષજ્ય રત્નાવલી, યોગરત્નાકર વિગેરે ગ્રંથોમાં જોવું.

**વિશેષ વિવેચન**—હરડેનાં ઝાડ જંગલી રીતે ઉત્તર હિંદુસ્થાન, મધ્યપ્રાંત, બંગાળા, મદ્રાસ ઇલાકો, મૈસુર પ્રાંત અને મુંબાઇ ઇલાકાના દક્ષિણ ભાગમાં ઘણાં થાય છે. તેમજ તેનાં ફળો કે જે હરડેના નામથી ઓળખાય છે તે દરેક બજારમાં મળી શકે છે. કાચાં ફળને હીમજ કહે છે જે પણ બજારમાં મળે છે.

**હાલના શોધકોનો અભિપ્રાય**—ડીમક, વૉટ, હુપર, એન્સલી વિગેરે હાલના પાશ્ચિમાત્ય શોધકો જણાવે છે કે:—હરડેનાં મોટાં, ગોળાશ પડતાં અને લીસાં ફળો કે જે હરડાંના નામથી ઓળખાય છે તેમાં સેંકડે ૨૫ ટકા જેટલો ગૅલીઓ-ટૅનિક ઍસિડ રહેલો હોય છે. જેથી તેઓ ગ્રાહી તરીકે તેમજ ચામડાં રંગવાના કામમાં વપરાય છે. કાચાં સુકાં ફળો—હીમજમાં ગ્રાહી ગુણો ન હોવાથી રેચક તથા પીત્ત વિનાશક તરીકે તેનો ઉપયોગ થાય છે, હીમજ નંગ ૬,

લવિંગ બાર વાલ લઈ ખોખરાં કરી દશ તોલા પાણી સાથે દશ મિનિટ ઉકાળી ચળી લેઇ તે પાણી પીવાથી ચુંક, આંકડી, ઉલટી કે એવા બીજા કોઇ પણ ખરાબ ઉપદ્રવ શિવાય રેચ લાગી ત્રણ, ચાર દસ્ત ખુલાસેથી આવે છે. જેથી તે લીવરને નિયમિત કરી બંધકોશને ટાળનાર ઘરગતુ લોકપ્રિય ઇલાજ મનાએલો છે. મોટાં હરડાંમાંથી બનાવવામાં આવતા પાકો સારી પાચકશક્તિ ધરાવે છે. રક્તશોધક, પૌષ્ટિક, બળવર્દ્ધક, અને વૃદ્ધાવસ્થા આવતી અટકાવવાને માટે પણ હરડે ઘણી પ્રખ્યાત થયેલી છે, અને તે માટે તેનો ઘણી જુદી જુદી રીતે ઉપયોગ થાય છે.

---

## આમળાં.

धात्रीफलामृतफलामलकं श्रीफलं शिवम् ॥

तद्वद्धात्रीफलं वृष्यं विशेषाद्रक्तपित्तजित् ॥ २६ ॥

ધાત્રીફળ, અમૃતફળ, આમલકં, શ્રીફળ, શીવા એ આમળાનાં બીજાં વિશેષ સંસ્કૃત નામો છે. આમળાં પણ હરડેની માફક પૌષ્ટિક છે. છતાં વિશેષે કરીને રક્તપિત્તને મટાડનારાં છે.

अम्लत्वात्पवनं हन्ति पित्तं माधुर्य्यशैत्यतः ॥

कफं रूक्षकषायत्वात्तस्मात्किमधिकं फलम् ॥ २७ ॥

આંમળાંમાં ખાટો રસ રહેલો હોવાથી તે વાયુને જીતે છે. મીઠો રસ તથા શીતળતા રહેલી હોવાથી પીત્તનો નાશ કરે છે. લુખાપણું તેમજ તુરો રસ હોવાથી કફને જીતે છે. જેથી તેના કરતાં અધિક ફળદાયક બીજું કીયું ફળ છે?

**બીજા ગ્રંથોપ્રમાણે ગુણદોષ–**

आमलकं कषायाम्लं मधुरं शिशिरं लघु

दाह पित्त वमीमेह शोषघ्नं च रसायनम् ॥ राजनिघण्टु ॥

આમળાં તુરાં, ખાટાં, મીઠાં, શીતળ, હલકાં તથા દાહ, પીત, ઉલટી, પ્રમેહ અને શોષનો નાશ કરનાર તેમજ રસાયન–વ્યાધિ તથા વૃદ્ધાવસ્થાને ટાળનાર છે.

यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ॥

तस्य तस्यैव वीर्य्येण मज्जानमपि निर्दिशेत् ॥भावप्रकाश॥

જે જે ફળની અંદર જેવા જેવા ગુણો રહેલા હોય છે, તેવાજ ગુણો તેનીબીજમાં પણ રહેલા હોય છે, અને તેથી આમળાંની બીજો પણ તુરી, મધુર, વીર્યજનક અને શ્વાસ, ખાંસી, પ્રદર, ઉલટી, વાયુ, પીત, તથા તાવનો નાશ કરવાવાળી છે.

**વિવરણ**–એનાં ઝાડ હિંદુસ્તાનના દરેક ભાગમાં જંગલોમાં થાય છે. તેમજ બગીચાઓમાં પણ ઉછેરવામાં આવે છે. જેનાં ફળો લીલાં તેમજ સુકાં બજારમાં મળી શકે છે.

---

## બહેડાં.

**विभीतकः कर्षफलो भुतावासः कलिद्रुमः**

**वासन्तोऽक्षो वृद्धजातः संवर्तस्तिलपुष्पकः ॥ २८ ॥**

બિભીતકઃ, કર્ષફળ, ભુતાવાસઃ, કલિદ્રુમ વાસન્ત, અક્ષ, વૃદ્ધજાતઃ, સંવર્ત, તિલપુષ્પકઃ એ બહેડાંનાં વિશેષ સંસ્કૃત નામો છે.

**बिभीतकः स्वादुपाकः कषायः कफपित्तनुत् ॥**

**उष्णवीर्यो हिमस्पर्शो भेदनः कासनाशनः ॥ २९ ॥**

બહેડાં પાકમાં સ્વાદિષ્ટ છે, તુરાં છે, કફ અને પીત્તનો નાશ કરનાર, ગરમ, સ્પર્શમાં શિતળ, મળને ભેદનાર અને ખાંસીનો નાશ કરનાર છે.

**रूक्षो नेत्रहितः केश्यो मज्जातो मदकारकः ॥ ३० ॥**

વળી લુખાં નેત્રને હિતકારક, કેશને વધારનાર છે તેની મીજ કેફને ઉપજાવનાર છે.

**વિવરણ**–એનાં ઝાડ જંગલોમાં ઘણાં મોટાં થાય છે. પાંદડાં વડના જેવાં અને ફળો વરણાની માફક ઝુમખાબંધ થાય છે. જે બજારમાં સુકાં મળી શકે છે. હરડે, બહેડા અને આમળાંના ફળોની અંદરની મીજ કાઢી નાંખી માત્ર ફળો ઉપરની છાલજ ઉપયોગમાં લેવાય છે.

---

## ત્રિફળાં.

**हरीतक्यास्त्रयो भागाः शिवा द्वादशभागिका ।**

**षड् भागाः स्युर्बिभीतस्य त्रिफलेयं प्रकीर्तिता ३१ ॥**

હરડે ત્રણ ભાગ, અને બહેડાં છ ભાગ એ પ્રમાણે સાથે મેળવવાથી ત્રિફળાં કહેવાય છે.

**पित्तं माधुर्य्य शैताभ्यां कफं रुक्ष कषायनुत् ॥**
**त्रिफलैत त्रयेणस्याद्वरा श्रेष्टा फलोत्तमा ॥ ३२ ॥**

ત્રિફલા, વરા, શ્રેષ્ટા, અને ફલોત્તમા, એવાં ત્રિફળાંનાં મુખ્ય ચાર નામ છે. તેમાં મીઠો રસ તથા શિતળપણું રહેલું હોવાથી પીત્તને જીતે છે. તુરો રસ અને લુખાપણું હોવાથી કફને જીતે છે.

**त्रिफला कुष्ट मेहार्शः कफ पित्त विनाशिनी ॥**
**चक्षुष्या रोपणी हृद्या वयसः स्थापिनी परा ॥ ३३ ॥**

ત્રિફળાં, કોઢ, પ્રમેહ, અર્શ, કફ, પીત્તનો નાશ કરનાવાળાં, નેત્રનાં દરદોમાં હિતકારક, ઘાને રૂઝાવનારાં, હૃદયને હિતકારક, અને અવસ્થાને ટકાવી રાખનારાં છે.

**મતાંતર—**

**पथ्या बिलीत धात्रीणां फले स्यात्रिफलासमैः ॥**
**फल त्रिकंच त्रिफला सा वराच प्रकीर्तिता ॥**

હરડે, બહેડાં અને આમળાં એ ત્રણે સરખા ભાગે લેઇ મેળવવાથી ત્રિફળા, ફલત્રિક કે વરા, કહેવાય છે.

---

## ભોંય આમળી.

**भुधात्री बहुपत्री स्यादमृता मलकी शिवा ॥**

ભૂધાત્રી, બહુપત્રી, અમૃતા, આમલકી, શિવા એ તેનાં સંસ્કૃત નામો છે.

**भुधात्री वातकृत्तिका कषाया मधुरा हिमा ॥**
**पिपासा कास पित्तास्त्र कृमि पांडु क्षतापहा ॥ ३४ ॥**

ભોંય આંમળી વાયુને કરે છે. કડવી, તુરી, મીઠી અને ઠંડી હોઇ તરસ, ખાંસી, રક્તપિત્ત, કૃમિ, પાંડુ અને ઉરક્ષત ક્ષયનો નાશ કરે છે.

---

## જળ આમળી.

**प्राचीनामलकी प्राची नागरं रक्तकं मतम् ॥**

**तत्पक्वं पित्त कफ कृदुष्णं गुरु समीरजित् ॥ ३५ ॥**

પ્રાચીનામલકી, પાનીયામલક, પ્રાચી, નાગર, રક્તક એ તેનાં સંસ્કૃત નામો છે. એનાં પાકાં ફળો પીત અને કફને કરનાર, ગરમ, પચવામાં ભારે તથા વાયુને જીતનાર છે.

---

## અરડુસી.

**अरुषकेणाटवासा वृषा सिंहमुखी भिषक ॥**

**सिंहपर्णी वृषो वासा सिंहकोत्पाटरुषकः ॥ ३६ ॥**

અરૂષક, છણાવવાસા, વૃષા, સિંહમુખી, ભિષક, સિંહપર્ણી, વૃષ, વાસા, સિંહક ઉત્પાટરૂષક વિગેરે તેનાં સંસ્કૃત નામો છે.

**वासको वातकृत्सर्य्यः कफ पित्तास्त्र नाशनः ॥**

**श्वास कास ज्वरच्छर्दि मेह कुष्ट क्षयापहः ॥ ३७ ॥**

અરડુસી વાયુને કરવાવાળી, સારક, કફ, રક્તપિત્ત, શ્વાસ, ખાંસી, તાવ, ઉલટી, પ્રમેહ, કોઢ અને ક્ષયનો નાશ કરનારી છે.

**વિવરણ**—એના છોડવા જંગલોમાં જળાશયની નજીક આપોઆપ ઉગે છે. તેમજ બગીચાઓમાં પણ ઉછેરવામાં આવે છે. પાંદડાં લાંબાં, અણીદાર જામફળના જેવાં થાય છે. ફુલ સફેદ થાય છે. પાંદડાં કડવાં હોય છે. પરંતુ ફુલનો રસ મીઠો છે. એ સર્વે સ્થળે પ્રસિદ્ધ છે.

---

## ગળો.

**गुडुची कुंडली छिन्ना वयस्थामृतवल्लरी**

**छिन्नोद्भवा छिन्नरुहामृता ज्वरविनाशिनी ॥ ३८ ॥**

**वत्सादनी चन्द्रहासा जीवन्ती चक्रलक्षणा ॥ ३९ ॥**

ગુડુચી, કુંડલી, છિન્ના, વયસ્થા, અમૃત વલ્લરી, છિન્નોદ્ભવા, છિન્નરૂહા, અમૃતા, જ્વર વિનાશિની, વત્સાદની, ચંદ્રહાસા, જીવંતી, ચક્ર લક્ષણા એ ગળોનાં બીજાં સંસ્કૃત વિશેષ નામો છે.

गुडूची कटुका लध्वी स्वादुपाका रसायनी
संग्राहिणी कषायोष्णा बल्या त्रिकाग्निदीपिनी।
कामला कुष्ठवातास्त्रज्वरपित्तक्रमीन् जयेत् ॥ ४० ॥

ગળો તીખી, હલકી, પાકમાં સ્વાદિષ્ટ, રસાયન—જરાવ્યાધિને ટાળનાર, મળને બાંધનાર, તુરી અને ગરમ છે. તે બળને વધારે છે, અગ્નિને દીપન કરે છે. તથા કમળો, કોઢ, વાતરક્ત, તાવ, પીત અને કૃમિરોગને જીતે છે.

घृतेन वातं सगुडा विबंधं ।
पित्तं सिताढ्या मधुना कफं च ॥
वातास्रमुग्रं रुबुतैलमिश्रा
शुण्ठ्यामवातं शमयेद्गुडूची ॥ ४१ ॥

ઘી સાથે વાપરેલી ગળો વાયુને, ગોળ સાથે બંધકોશને, સાકર સાથે પીતને, મધ સાથે કફને, એરંડીયા તેલ સાથે વાતરક્ત (પત) ને, અને સુંઠ સાથે વાપરેલી ગળો આમવાયુને શમાવે છે.

વિવરણ—ગળોના વેલા થાય છે જે સર્વે સ્થળે પ્રસિદ્ધ છે.

---

## બીલી.

बिल्वः शलाटुः शैलुषो मालूरश्च सदाफलः
लक्ष्मीफलो गंधगर्भः शाण्डिलस्यः कण्टकी मतः ॥४२॥

બિલ્વ, શલાટુ, શૈલુષો, માલૂર, સદાફળ, લક્ષ્મીફલા, ગંધગર્ભઃ, શાંડિલ, કંટકીએ તેનાં સંસ્કૃત વિશેષ નામો છે.

बिल्वं ग्राहि कषायोष्णं कटु दीपन पाचनम् ॥
हृद्यं बालं लघु स्निग्धं तिक्तं वातकफापहम् ॥ ४३ ॥

કાચાં બીલાં મળને બાંધનાર, તુરાં, ગરમ, તીખાં, અગ્નિને દીપન કરનાર, અન્નને પાચન કરનાર, હૃદયને હિતકારક, પચવામાં હલકાં, ચીકણાં, કડવાં, અને વાયુ તથા કફને ટાળનારાં છે.

वृष्यं गुरु त्रिदोषं स्याद्दुर्जरं पूति मारुतम् ।
विदाहि विष्टंभकरं मधुरं वन्हिमान्द्यकृत् ॥ ४४ ॥

પાકેલાં બીલાં વીર્યને વધારનાર, પચવામાં ભારે, ત્રણે દોષને ઉપજાવનાર, દુર્ગંધ યુક્ત વાયુ ઉપજાવનાર, દાહ અને ઝાડાનો બંધ કોશ ઉપજાવનાર, મીઠાં તથા અગ્નિને મંદ કરનાર છે.

**ग्रहणीकफवातामशूलघ्नी बिल्वपेषिका ॥**

કોમળ બીલાંની સુકવણી, સંગ્રહણી, કફ, વાયુ, આમ અને શૂળને હણનાર છે.

**મતાંતર—**

**फलेषु परिपक्वेषु येगुणाः समुद्राहृताः ॥**

**बिल्वादन्यत्र विज्ञेया बिल्वमामं गुणोत्तरम् ॥**

**( राजवल्लभ )**

સર્વે પ્રકારનાં ફળો પાકવાથી અધિક ગુણવાળાં થાય છે, પરંતુ બીલાં તો કાચાં જ ગુણવાળાં છે; કેમકે પાકવાથી તેઓ અનેક પ્રકારના દોષો ઉત્પન્ન કરવા વાળાં થાય છે.

**વિવરણ**—એનાં પાંદડાં શિવપૂજનમાં કામ આવતાં હોવાથી એ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## અરણી.

**अग्निमन्थो मथः केतुररणिर्वैजयन्तिका ॥**

**अग्निमन्थः श्वयथुघ्नद्वीर्योष्णिः कफवातनुत् ॥**

અગ્નિમંથો, મથઃ, કેતુ; અરણિ, વૈજયન્તિકા, એ અરણિનાં નામ છે. અરણી સોજાને હણનારી, વીર્યમાં ગરમ તથા કફ વાતને દુર કરનારી છે.

**વિવરણ**—વગર વાવે કુદરતી રીતે એનાં ઝાડ થાય છે. પાંદડાં ગોળ, કાંગરીવાળાં, ફુલ સફેદ, અને ફળ કરમદાં જેવાં થાય છે. એ ઝાડ પ્રસિદ્ધ છે.

---

## કાંકચ.

**पाटला कामदूतिः स्यात्कुम्भिका कालवृन्तिका ।**

**स्वल्पमेधा मधोर्दूति ताम्रपुष्पाम्बुवासिनी ॥ ४७ ॥**

પાટલા, કામદુતિ, કુંભિકા, કાલવૃન્તિકા, સ્વલ્પમેધા, મધોદૂતિ તાંમ્રપુષ્પા, અંબુવાસિનીએ કાંકચનાં સસ્કૃત નામો છે. વળી

**अन्या फलेरुहा श्वेता कुम्भिका कृष्णपाटला ।**

**पाटला रुचिशोथार्शःश्वासतृट्छर्दिनाशिनी ॥ ४८ ॥**

ફલેરૂહા, શ્વેતા, કુંભિકા, કૃષ્ણ પાટલા એવાં પણ નામ છે- કાંકચ અરૂચિ, સોજા, અર્શ, શ્વાસ, તરસ અને ઉલટીનો નાશ કરે છે.

**अत्युष्णं तुवरं स्वादु तत्पुष्पं कफरक्तनुत् ।**

**पित्तातिसारदाहघ्नं फलं हिक्कास्रपित्तनुत् ॥ ४९ ॥**

એ અત્યંત ગરમ, તુરી અને સ્વાદિષ્ટ છે. તેનાં ફુલ કફ અને લોહી બિગાડનો નાશ કરનારાં અને પિત્ત, અતિસાર તથા દાહને હણનારાં છે. ફળો હેડકી તથા રક્તપિત્તને મટાડનારાં છે.

**વિવરણ**—એનાં ફળ સાગર ગોટા કિંવા કાંકચીયાના નામે સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

---

## શીવણ.

**काश्मरी सर्वतोभद्रा श्रीपर्णी कृष्णवृन्तिका ।**

**कश्मारी कश्मरी हीरा काश्मर्य्या भद्रपर्णिका ॥५०॥**

કાશ્મરી, સર્વતોભદ્રા, શ્રીપર્ણી, કૃષ્ણ વૃન્તિકા, કશ્મારી, કશ્મરી, હીરા, કાશ્મર્ય્યા, ભદ્રપર્ણિકા એ તેનાં મૂખ્ય સંસ્કૃત નામો છે.

**काश्मरी ज्वर शूलघ्नी वीर्य्योष्णा मधुरा गुरुः ।**

**तत्पुष्पं वातलं ग्राहि पित्तासृक् प्रदरापहम् ॥ ५१ ॥**

શીવણ તાવ તથા શૂળને નાશ કરનારી, ગરમ, મધુર અને ભારે છે, તેનાં ફુલ વાયુ કરનારાં, ગ્રાહિ, રક્તપિત્ત અને પ્રદરને હરનારાં છે.

**फलं रसायनं केश्यं बृंहणं शुक्रलं गुरु ।**

**वातपित्तक्षयतृष्णारक्तशूलविबंन्धनुत् ॥ ५२ ॥**

એનાં ફલો રસાયન, વાળને વધારનારાં, શરીરને પુષ્ટ કરનારાં,

વીર્યને પેદા કરનારાં, ભારે તથા વાયુ, પીત્ત, ક્ષય, તરસ, લોહીવિકાર, શૂળ અને બંધકોશનો નાશ કરનારાં છે.

**વિવરણ**—એનાં ઝાડ પીંપળાની માફક થતાં હોઇ ડુંગરોમાં અધિક થાય છે. એનું લાકડું શવનના લાકડાના નામે ઓળખાતું હોઇ મૃદંગો વિગેરે બનાવવામાં વપરાય છે.

---

## અરડુસો.

**भूतवृक्षश्च कटुङ्गः टुण्टुकः शल्लकोरलुः ।**

**मयूरजंघो भल्लूकः प्रियजीवः कटम्भरः ॥**

**श्योनाकः पृथुशिम्बिः स्याच्छुकनाशः कुटन्नटः ॥५४॥**

ભૂતવૃક્ષઃ, કટવંગ, ટુંટુકઃ, શલ્લકો, અરલુઃ, મયુરજંઘો, ભલ્લુકઃ, પ્રિયજીવઃ, કટંભર- એ અરડુસા-મરમડનાં નામો છે. વળી શ્યોનાક, પૃથુશિમ્બિ, શુકનાશઃ, કુટન્નટઃ એવાં પણ નામો છે.

**श्योनाको दीपनः पाके कटुस्तुवरको हिमः ।**

**ग्राहि तिक्तोऽनिलश्लेष्म पित्त कास विनाशनः ॥ ५५ ॥**

અરડુસો અગ્નિને દીપન કરનાર, પચવામાં તીખો, તુરો, શીતળ, ગ્રાહિ, કડવો અને વાયુ, કફ, પીત્ત તથા ખાંસીનો નાશ કરનાર છે.

**टुण्टुकस्य फलं बालं रूक्षं वात कफापहम् ।**

**हृद्यं कषाय मधुरं लघु रोचन दीपनम् ॥ ५६ ॥**

એનાં કોમળ ફળો લુખાં, વાયુ અને કફને હણનારાં, હૃદયને હિત, તુરાં, મધુર, હલકાં, રૂચિકારક અને અગ્નિને દીપન કરનાર છે.

**વિવરણ**—અરડુસાનાં ઝાડો ઘણાં ઉંચાં થાય છે. એને તરવારની સમાન લાંબી બે, બે ફુટની શીંગો થાય છે.

---

## મોટાં પંચમૂળ.

**बिल्वादिभिः पंचभिरोभिरेतत्स्यात्पंचमूलं महदग्निकारि ।**

**लघूष्णतिक्तं रसतः कषायं मेदःकफश्वाससमीरहारि ॥५७॥**

બીલી, અરણી, કાંકચ, શીવણ અને અરડુસો એ પાંચ ઝાડોનાં

મૂળ સરખા ભાગે લઇ એકઠાં કરવાથી તેઓ બૃહત્પંચમૂળના નામે ઓળખાય છે. જેઓ અગ્નિને ઉપજાવનારાં, હલકાં, ગરમ, કડવાં, તુરાં અને મેદ, કફ, શ્વાસ તથા વાયુને હરનારાં છે.

## ગોખરૂ.

**त्रिकण्टकः कण्टफलो गोक्षुरः स्वादुकण्टकः ॥**
**गोकण्टको भक्ष्यटकस्त्रिकण्टो व्यालदंष्ट्रकः ॥ ५८ ॥**

ત્રિકંટક: કંટફલો, ગોક્ષુર:, સ્વાદુકંટક:, ગોકંટક, ભક્ષ્યટક, ત્રિકંટો, વ્યાલદંષ્ટ્રક, એ એહાગોખરૂનાં નામો છે.

**श्वदंष्ट्रा स्थूलशृङ्गाटः षडङ्गः क्षुरकस्त्रिकः ॥**
**गोक्षुरः शीतलः स्वादुर्बलकृद्वस्तिशोधनः ॥ ५९ ॥**

શ્વદંષ્ટ્રા, સ્થૂલ શૃંગાટ, ષડંગ, ક્ષુરક, ત્રિક: એવાં પણ તેનાં નામો છે. ગોખરૂ ઠંડા, સ્વાદિષ્ટ, બળકારક, અને બસ્તિનું શોધન કરનારા છે.

**प्रमेहश्वासकासास्रकृच्छ्रहृद्रोगवाताजित् ॥ ६० ॥**

વળી પ્રમેહ, શ્વાસ, ખાંસી, રક્તપીત, મૂત્રકૃચ્છ, હૃદયરોગ અને વાયુને જીતનાર છે.

**વિવરણ**—ગોખરૂ બે જાતના થાય છે, એક માળવી ગોખરૂ તથા બીજા દેશી ગોખરૂ. માળવી ગોખરૂના છોડવા થાય છે. ફુલ પીળાં તથા સફેદ થાય છે. પાંદડાં પણ કંઇક સફેદ અને મોટાં થાય છે. ફળની ઉપર ત્રણ ખૂણે એક એક કાંટો થાય છે. દેશી ગોખરૂનાં જમીન ઉપર છાતલાં થાય છે. પાંદડાં ચણાના છોડ જેવાં અને ફુલ પીળાં થાય છે. ફળ ઉપર ચાર કાંટા થાય છે. ઔષધના કામમાં માળવી ગોખરૂ વિશેષ વપરાય છે જે બજારમાં મળી શકે છે.

## સમેરવો.

**शालपर्णी ध्रुवा सौम्या त्रिपर्णी पीतनी स्थिरा ।**
**विदारिगंधातिगुहा दीर्घमूलांशुमत्यपि ॥ ६१ ॥**

શાલપર્ણી, ધ્રુવા, સૌમ્યા, ત્રિપર્ણી, પીતની, સ્થિરા, વિદારિગંધા, અતિગુહા, દીર્ઘમૂલા, અંશુમતિ એ તેનાં સંસ્કૃત નામો છે.

**शालपर्णी गुरुश्छर्दि ज्वर श्वासातिसारनुत् ।**
**शोषदोष त्रयहरा बृंहत्युष्णा रसायनी ॥ ६२ ॥**

સમેરવો ભારે, ઉલટી, તાવ, શ્વાસ, અતિસાર, શોષ, ત્રણે દોષને હરનાર, અત્યંત ગરમ અને રસાયનના જેવો ગુણદાયક છે.

**વિવરણ**—શાલિપર્ણીના છોડવા થાય છે. પાંદડાં શાલિ એટલે ઘોડાના કાનને મળતા આકારનાં હોય છે તેથી શાલીપર્ણી કહેવાય છે. એના છોડવા એકથી ચાર ફીટ ઉંચા વધે છે. પાંદડાં બે થી છ ઇંચ લાંબા અને દોઢથી ત્રણ ઇંચ પહોળાં હોય છે. પાંદડાં ઉપર ઉભી નસો અને ધોળા વાળની રૂંછાળ હોય છે એટલુંજ નહિ પરંતુ આખા છોડવા ઉપર પણ ઘણું કરીને ધોળા કે ભુરા વાળની રૂંવાટી આવેલી હોય છે. ફુલ શ્રાવણ માસમાં આવી શીંગો ભાદરવા આસોમાં પાકી જાય છે.

---

## નાનો સમેરવો.

**पृष्टपर्णी क्रोष्टुपुच्छा धावनी कलशारुहा ।**
**शृगालवृत्ताहितिला पृथक्पर्णी च पर्णिका ॥ ६३ ॥**

પૃષ્ટપર્ણી, ક્રોષ્ટુ પુચ્છા, ધાવની, કલશારૂહા, શ્રૃગાલવૃત્તા, અહિતિલા, પૃથકપર્ણી તથા પર્ણિકા એ નાના-ગદ્દી સમેરવાનાં નામો છે.

**पृष्टपर्णी लघुर्वृष्या मधुरोष्णा विनाशयेत् ॥**
**रक्तातिसारदाहतृड्दोषत्रयवमिज्वरान् ॥ ६४ ॥**

નાનો સમેરવો હલકો, વીર્યને વધારનાર, મીઠો, ગરમ અને રક્તાતિસાર, દાહ, તરસ, ત્રણે દોષ, ઉલટી તથા તાવને મટાડનાર છે.

**વિવરણ**—એના છોડવા બેથી છ ફીટ ઊંચા થાય છે. પાંદડાં છ થી પંદર ઇંચ લાંબાં હોય તેથી થોડાં ઓછાં પહોળાં હોય છે. પાંદડાંની સપાટીનો ઉપરનો રંગ લીલાશ લેતો ને નીચેનો ફીકો હોય છે. ઉપરની સપાટી ઉપર ભૂરાશ લેતા ધોળા રંગના ચિત્ર જેવા પટા હોય છે. શાખાઓને છેડે ફુલોની ચમરી ૦॥ થી દોઢ ફુટ

લાંબી આવે છે. શીંગ સુકાય છે ત્યારે ધોળા રંગની થઇ જાય છે. તેમાં ત્રણથી છ સાંધા હોય છે. એને દરેક સાંધામાં એક એક બીજ હોય છે. શીંગ જેમ જેમ પાકતી જાય છે તેમ તેમ સાંધા એક બીજા ઉપર ચઢતા જાય છે, જેથી જાણે કળશીયાની ઉતરણ ગોઠવી હોય તેમ દેખાય છે. નદી કાંઠે તથા ડુંગરની તળેટીમાં એના છોડવા છુટાછવાયા ઉગે છે.

---

## ઉભી રીંગણી.

**बृहती स्थूल भण्टाकी त्रिपदाच महोत्कठा ।**
**वृन्ताकी महती सिंही कण्टकी राष्ट्रकाकुली ॥ ६५ ॥**

બૃહતી, સ્થૂલભંટાકી, ત્રિપદા, મહોત્કઠા, વૃન્તાકી, મહતી. સિંહી, કંટકી, રાષ્ટ્રકાકુલી એ તેનાં નામો છે.

**बृहती ग्राहिणी हृद्या पाचनी कफवातजित् ।**
**उष्णा कुष्टज्वरश्वासशूलकासाग्निमान्द्यजित् ॥ ६६ ॥**

ઉભી ભોંયરીંગણી મળને બાંધનારી, હૃદયને હિતકારક, પાચન કરનાર, કફ અને વાયુને જીતનાર, ગરમ, તથા કોઢ, તાવ, શ્વાસ, શૂળ, ખાંસી અને અગ્નિમાંદ્યને જીતનાર છે.

(**વિવરણ**—એના છોડ ખાવાનાં રીંગણાંના છોડને મળતા હોય ટીંભરવાં જેવાં ગોળ ફળો બેસે છે, ને પાકે છે ત્યારે પીળાં થઇ જાય છે. સર્વ સ્થળે એ થતા હોવાથી પ્રસિદ્ધ છે.

---

## ભોંયરીંગણી તથા ધોળી ભોંયરીંગણી.

**कण्टारिका कण्टकिनी कण्ठकारी निदग्धिका ।**
**दुःस्पर्शा धावनी क्षुद्रा स्याद् व्याघ्री दुःप्रदर्शिनी ॥६७॥**

કંટારિકા, કંટકિની, કંટકારી, નિદગ્ધિકા, દુઃસ્પર્શા, ધાવની, ક્ષુદ્રા, વ્યાઘ્રી, દુઃપ્રદર્શિની એ ભોંયરીંગણીનાં નામ છે. અને:—

**सिता क्षुद्रा चन्द्रहासा लक्ष्मणा स्वेददूतिका ॥**

સિતા, ક્ષુદ્રા, ચંદ્રહાસા, લક્ષ્મણા, સ્વેદદૂતિકા એ ધોળી ભોંયરીંગણીનાં નામ છે.

**कण्टकारी सरा तिक्ता कटुका दीपनी लघुः ॥ ६८ ॥**
**रूक्षोष्णा पाचनी कासश्वासज्वरकफानिलान् ।**
**निहन्ति पीनसं पार्श्वपीडाकृच्छ्रहृदामयान् ॥**

ભોંયરીંગણી સારક, કડવી, તીખી, દીપન, હલકી, લુખી, ગરમ, પાચન કરનારી, શ્વાસ, ખાંસી, તાવ, કફ વાયુ, પીનસ, પસવાડાંની પીડા, મૂત્રકૃચ્છ અને હૃદયારોગનો નાશ કરનાર છે.

**तद्वत्प्रोक्ता सिता क्षुद्रा विशेषाद्गर्भकारिणी ॥ ७० ॥**

ધોળી ભોંયરીંગણી કે જે લક્ષ્મણાના નામે ઓળખાય છે, તેમાં પણ એવાજ ગુણો રહેલા છે. પરંતુ ગર્ભને રાખ્પવાનો ગુણ તેમાં વિશેષ છે.

**પ્રસિદ્ધ બનાવટો**—કંટકાર્યવલેહ, વ્યાઘ્રી તેલ, વ્યાઘ્રી પથ્યાવલેહ, કંટકાર્યાદિ કવાથ વિગેરે.

**વિવરણ**—ભોંયરીંગણીના છોડવા છાતલાંની માફક પૃથ્વિ ઉપર પથરાય છે. પાંદડાં લાંબાં અને કાંટાવાળાં થાય છે. ફુલ જાંબુઆ રંગનાં થતાં હોઇ અંદર પીળા રંગનાં પુંકેસરો હોય છે. ફળ કાચાં હોય ત્યારે ચિત્રિત લીલા રંગનાં પરંતુ પાકે ત્યારે પીળાં થાય છે. એ સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

## નાનાં પાંચ મૂળો.

**ह्रस्वाख्यं पञ्चमूलं स्यात्पञ्चभिर्गोक्षुरादिभिः ।**
**वल्यं पित्तानिलहरं नात्युष्णं स्वादु बृंहणम् ॥ ७१ ॥**

ગોખરૂ, સમેરવો, ગઢ્ઢી સમેરવો, ઉભી રીંગણી એ ભોંયરીંગણી પાંચનાં મૂળ સરખા ભાગે સાથે મેળવવાથી લઘુ પંચ મૂળના નામે ઓળખાય છે, જે બળકારક, પીત અને વાયુને હરનારાં, વધારે ગરમ નહિ, સ્વાદિષ્ટ અને શરીરને વધારનારાં છે.

## દશમૂળ.

**एताभ्यां पंचमूलाभ्यां दशमूलमुदाहृतम् ॥**
**दोषत्रय श्वासकास शिरः पीडापतंत्रकान् ॥ ७२ ॥**

મોટાં તથા નાનાં એ બન્ને પંચ મૂળોને ભેગાં મેળવવાથી દશમૂળ કહેવાય છે. જેઓ ત્રિદોષ, શ્વાસ, ખાંસી, માથાનાં દરદો, અપતંત્રક વાયુ તથાઃ—

तन्द्रास्वेदज्वरानाहारुचिपार्श्वरुजो जयेत् ॥ ७३ ॥

તંદ્રા, પરસેવો, તાવ, આફરો અરૂચિ, પસવાડાંની પીડા વિગેરેને જીતે છે.

---

## ઋદ્ધિ-વૃદ્ધિ,

ऋद्धिः सुखं युगं लक्ष्मीः सिद्धिः सर्वजनप्रिया ।
ऋषिसृष्टा रथाङ्गं स्यान्मांगल्यं श्रावणी वसुः ॥ ७४ ॥
योग्यं युग्या तुष्टिराशिर्वृद्धिरप्येतदाह्वया ॥ ७५ ॥

ઋદ્ધિઃ સુખં યુગં, લક્ષ્મીઃ, સિદ્ધિઃ સર્વજન પ્રિયા, ઋષિ સૃષ્ટા, રથાંગં, માંગલ્યં, શ્રાવણી, વસુ, યોગ્ય, યુગ્યા, તુષ્ટિરાશિ, એ ઋદ્ધિ તથા વૃદ્ધિનાં નામો છે.

ऋद्धिर्बल्या त्रिदोषघ्नी शुक्ला मधुरागुरुः ॥
वृद्धिर्गर्भप्रदा शीता वृष्या कासक्षयास्रनुत् ॥ ७६ ॥

ઋદ્ધિ બળકારક, ત્રિદોષનો નાશ કરનારી. મીઠી અને ભારે છે. તથા વૃદ્ધિ ગર્ભને આપવા વાળી, શિતળ, વીર્ય વધારનારી, ખાંસી, ક્ષય અને રક્તપીતને હરનારી છે,

વિવરણ—ઋદ્ધિ તથા વૃદ્ધિના વેલા કોશલ પર્વતમાં ઉત્પન્ન થતા હોઇ તેના નીચે જે કંદો થાય છે તે છિદ્રયુક્ત તથા સફેદ વાળવાળા થાય છે. એ બે કંદોમાં માત્ર એટલો જ તફાવત છે કેઃ—ઋદ્ધિનો કંદ કપાસની ગાંઠ જેવો આકૃતિવાળો હોઇ ડાબી તરફ ગોળાઇ લેતા હોય છે. જ્યારે વૃદ્ધિનો કંદ જમણી તરફ ગોળાઇ પડતો હોય છે.

---

## કાકોલી, ક્ષીર કાકોલી.

काकोली मधुरा वीरा कायस्था क्षीर शुक्लिका ॥
ध्वांक्षोलि वायसोलि स्यात्स्वादुमांसीपयस्विनी ॥ ७७ ॥

કાકોલી, મધુરા, વીરા, કાયસ્થા ક્ષીર શુકિલકા, ધ્વાંક્ષોલિ, વાયસોલિ, સ્વાદુમાંસી, પયસ્વિની એ કાકોલીનાં નામ છે.

**द्वितीया क्षीरकाकोली सुराह्वा क्षीरिणा मता ।**

**पीवरो सहस्रस्कन्धः सक्षीरः ससुगंधकः ॥**

**क्षीरकाकोलिका ख्यातः पित्तदोषज्वरापहः ॥ ७८ ॥**

ક્ષીર કાકોલી. સુરાવ્હા, ક્ષીરિણી, પીવર, સહસ્રસ્કંધઃ, સક્ષીરઃ, સસુગંધકઃ, એ ક્ષીર કાકોલીનાં નામ છે, અને તે પીત્તનાં દરદો તથા તાવને દુર કરનાર છે.

**काकोली युगलं शीतं शुक्रलं मधुरं गुरु ॥**

**जयेत्समीरदाहास्रपित्तशोषतृषाज्वरान् ॥ ७९ ॥**

બન્ને કાકોલી શીતળ, વિર્યને વધારનાર, મધુર, ભારે તથા વાયુ, દાહ. રકતપિત્ત, શોષ, તરસ અને તાવને જીતનારી છે.

વિચરણ—જે ઠેકાણે મહામેદા ઉત્પન્ન થાય છે, તેજ સ્થળે કાકોલી તથા ક્ષીર કાકોલી ઉત્પન્ન થાય છે. ક્ષીર કાકોલીનો કંદ શતાવરીની માફક હોઇ તેમાંથી એક પ્રકારનું સુગંધિ યુકત દુધ નીકળે છે. કાકોલી તથા ક્ષીર કાકોલીના કંદમાં માત્ર એટલો જ અંતર છે કે ક્ષીર કાકોલી કરતાં કાકોલીનો કંદ કંઇક કાળાશ ઉપર હોય છે.

---

## મેદા, મહામેદા.

**मेदा ज्ञेया शालपर्णी वृष्या मेदोभवा धरा ॥**

**महामेदा वसुच्छिद्रा त्रिदंता दैवतामणि ॥ ८० ॥**

મેદા, જ્ઞેયા, શાલપર્ણી, વૃષ્યા મેદોભવા, ધરા, મહામેદા વસુચ્છિદ્રા, ત્રિદંતા, દૈવતામણિ એ નામો મેદા તથા મહામેદાનાં છે.

**मेदायुगं गुरु स्वादु वृष्यं स्तन्य कफापहम् ॥**

**बृंहणं शीतलं रक्तं पित्तक्षय समीरनुत् ॥ ८१ ॥**

બન્ને મેદા ભારે, સ્વાદિષ્ટ, વીર્ય પેદા કરનાર, ધાવણ વધારનાર, કફને ટાળનાર, શરીરને મોટું કરનાર, શીતળ, તથા રકતપિત્ત ક્ષય અને વાયુનો નાશ કરનાર છે.

વિવરણ—મેદા, મહામેદાના વેલા થતા હોઇ કંદ ધોળા આદા જેવા થાય છે.

---

## જીવક, ઋષભ.

**जीवको मधुरः शृंगी ह्रस्वांगः कूर्चशीर्षकः ।**
**ऋषभो वीरं इन्द्राक्षो विषाणी दुर्द्धरो वृषः ॥ ८२ ॥**

જીવક, મધુર, શૃંગી, હ્રસ્વાંગ. કૂર્ચ શીર્ષક એ જીવકનાં તથા ઋષભ, વીર, ઇન્દ્રાક્ષ, વિષાણી, દુર્દ્ધર, વૃષ એ ઋષભનાં નામો છે.

**जीवकर्षभको बल्यौ शीतौ शुक्रकफप्रदौ ।**
**हरतः पित्तदाहास्रकासवातक्षयामयान ॥ ८३ ॥**

જીવક અને ઋષભ બળકારક, શિતળ, વીર્ય તથા કફને પેદા કરનાર તથા પિત્ત, દાહ, રક્તપિત્ત, ખાંસી, વાયુ અને ક્ષયને ટાળનાર છે.

**વિવરણ**—જીવક તથા ઋષભક એ બન્ને હિમાલય ઉપર ઉત્પન્ન થાય છે. એના કંદો લસણના કંદની માફક થતા હોઇ પાંદડાં સત્વ વિનાનાં ઝીણાં થાય છે. બન્ને કંદોમાં ફરક માત્ર એટલો જ છે કે જીવકનો કંદ કુચાના માથા જેવો અને ઋષભકનો બળદના શીંગડા જેવો થાય છે.

---

## અષ્ટ વર્ગ.

**अष्टवर्गोऽष्टभिर्द्रव्यैरेतैः शीतोऽतिशुक्रलः ।**
**बृंहणः पित्तदाहास्र शोषघ्नः स्तन्यगर्भकृत ॥ ८४ ॥**

ઋદ્ધિ, વૃદ્ધિ વગેરે આઠ ઔષધિઓને સાથે મેળવવાથી અષ્ટ વર્ગ કહેવાય છે. એ અષ્ટ વર્ગ શીતળ અને અત્યંત વીર્યને પેદા કરનાર છે, શરીરને મોટું કરનાર છે. તથા પીત્ત, દાહ, રક્ત પીત્ત અને શોષનો નાશ કરનાર, ધાવણ વધારનાર તથા ગર્ભને પેદા કરનાર છે.

વિવરણ—એ અષ્ટવર્ગનાં ઔષધો હાલના સમયમાં મળી શકતાં નથી. એટલું જ નહિ, પરંતુ સંસ્કૃત સિવાય બીજી કોઇ ભાષામાં તેનાં ચોકસ નામ પણ નથી. જેથી તેઓના બદલે એવા

જ ગુણવાળાં બીજાં ઔષધો વાપરવાની પ્રાચિન ભિષગ્વરોએ આજ્ઞા કરેલી છે તે એવી રીતે કે:—

मेदाजीवक काकोली ऋद्धिद्वन्द्वेपिचासति ।
वरा विदार्यश्वगंधा वाराहीश्च क्रमात्क्षिपेत् ॥

મેદા અને મહામેદાના બદલે શતાવરી, જીવક-ઋષભકને બદલે વિદારીકંદ, કાકોલી-ક્ષીર કાકોલીના બદલે આસંધ, અને ઋદ્ધિ-વૃદ્ધિના બદલે વારાહીકંદનો ઉપયોગ કરવો.

---

## ડોડી.

जीवन्ती जीवनी जीवा जीवनीया यशस्करी
शाकश्रेष्ठा जीवभद्रा मांगल्या जीववर्द्धनी ॥ ८५ ॥

જીવંતી, જીવની, જીવા, જીવનીયા, યશસ્કરી, શાકશ્રેષ્ટા, જીવભદ્રા, માંગલ્યા, જીવવર્દ્ધની એ તેનાં વિશેષ નામો છે.

जीवन्ती शीतला स्वादुः स्निग्धा दोषत्रयापहा ॥
रसायनी बलकरी चक्षुष्या ग्राहिणी लघुः ॥ ८६ ॥

ડોડી—મીઠી ખરખોડી શિતળ, સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, ત્રણે દોષને મટાડનારી, રસાયન, બળકારક, નેત્રોને હિત, ગ્રાહી અને હલકી છે.

વિવરણ—એના વેલા થતા હોઇ સર્વે સ્થળે પ્રસિદ્ધ છે.

---

## જેઠીમધ.

मधुयष्टी क्लीतनकं यष्टीमधु मधूलिका ॥
यष्टयाह्वं मधुकं यष्टिमधूकं जलजा मधुः ॥
मधुयष्टी गुरुः शीता बल्या तृट्छर्दिपित्तजित् ॥ ८७ ॥

મધુયષ્ટી, કલીતનકં, યષ્ટીમધુ, મધુલિકા, યષ્ટયાહ્વ, મધુક, યષ્ટિ મધુક, જલજા, મધુ એ જેઠીમધનાં નામ છે. જેઠીમધ ભારે, શીતળ, બળકારક અને તરસ, ઉલટી, તથા પીત્તને જીતનાર છે.

વિવરણ-જેઠીમધનાં ઝાડ જોકે આ દેશમાં પણ થાય છે. તોપણ ખરી જેઠીમધનાં મૂળીઆં વિશેષે કરીને ઇરાન તરફથી આવે છે. દરેક બજારમાં સહેલાઇથી મળી શકે છે.

---

## જંગલી અડદ તથા જંગલી મગ.

माषपर्णी कृष्णवृन्ता काम्बोजी हयपुच्छिका ॥
मांसमाषा सिंहमुखी स्वादुमाषा महासहा ॥ ८८ ॥

માષપર્ણી, કૃષ્ણવૃન્તા, કામ્બોજી, હયપુચ્છિકા, માંસમાષા, સિંહમુખી, સ્વાદુમાષા, મહાસહા એ જંગલી અડદનાં નામો છે. અને

मुद्गपर्णी क्षुद्रसहा सूर्यपर्णी कुरंगिणी ॥
वनजा रिङ्गिणी शिम्बी सिंही मार्जारगन्धिका ॥ ८९ ॥

મુદ્ગપર્ણી, ક્ષુદ્રસહા, સૂર્યપર્ણી, કુરંગિણી, વનજા, રિંગીણી, શિંબી, સિંહી, માર્જારગંધિકા એ જંગલી મગનાં નામ છે.

माषपर्णी हिमा तिक्ता रूक्षा शुक्रबलासकृत् ॥
तद्वद्भवेन्मुद्गपर्णी तृड्दोषार्शोहरा लघुः ॥ ९० ॥

માષપર્ણી શિતળ, કડવી, લુખી, વીર્ય તથા કફને ઉપજાવનાર છે. તેવીજ રીતે મુદ્ગપર્ણીમાં પણ ગુણો હોઇ વિશેષમાં તરસ અને અર્શને હરનારી તથા હલકી છે.

(વિવરણ–ચોમાસામાં જંગલમાં માષપર્ણીના તદન અડદને મળતા તથા મુદ્ગપર્ણીના મગને મળતા છોડવા થાય છે.

---

## જીવનીયગણ.

जीवन्ती सूर्यपर्ण्युक् काकोल्यौ जीवकर्षभौ ॥
मेदायष्टीति मधुरो जीवनीयगणो गुरुः ॥ ९१ ॥
शुक्रकृद् बृंहणः शीतः स्तन्यगर्भकफप्रदः ॥
रक्तपित्ततृषाशोषज्वरदाहक्षतापहः ॥ ९२ ॥

ડોડી, જંગલી અડદ, જંગલી મગ, કાકોલી, ક્ષીર કાકોલી, જીવક, ઋષભક, મેદા, મહામેદા, અને જેઠીમધ એ દશ ઔષધો સાથે મેળવવાથી જીવનીય ગણ કહેવાય છે. એ ગણ ભારે, વીર્ય પેદા કરનાર, શરીરને વધારનાર, ઠંડો, ધાવણ ઉત્પન્ન કરનાર, ગર્ભદાયક કફ ઉપજાવનાર તથા રક્તપિત્ત, તરસ, શોષ, તાવ, દાહ અને ઉરક્ષતનો નાશ કરનાર છે.

---

## એરંડો.

एरण्डो दीर्घदण्डः स्यात्तरुणो वर्द्धमानकः ॥
चित्रः पंचांगुलो व्याघ्रपुच्छो गन्धर्वहस्तकः ॥ ९३ ॥
रक्तैरण्डो हस्तिकर्णो व्याघ्रो व्याघ्रतरो लघुः ॥
उत्तानपत्र उरबुर्वातावैरी च चुंचुला ॥ ९४ ॥

એરંડો, દીર્ઘદંડ, તરૂણ, વર્દ્ધમાનક, ચિત્ર:, પંચાંગુલો, વ્યાઘ્રપુચ્છો, ગંધર્વ હસ્તક એ ધોળા એરંડાનાં નામ છે.

રક્તેરંડ, હસ્તિકર્ણ, વ્યાઘ્ર વ્યાઘ્રતર, લઘુ, ઊત્તાનપત્ર, ઉરબુ, વાતવૈરિ, અને ચુંચુલા એ રાતા એરંડાનાં નામ છે.

एरंडयुग्मं मधुरमुष्णं गुरु विनाशयेत् ॥
शूलशोफकटीबस्तिशिरःपीडोदरज्वरान् ॥ ९५ ॥
व्रध्नश्वासकफानाहकासकुष्ठामसारुतान् ॥
तत्फलं भेदनं स्वादु क्षारमुष्णं समीरजित् ॥ ९६ ॥

બન્ને એરંડા મીઠા, ગરમ, ભારે, શૂળ, સોજા, કમર, પેડુ, માથાની પીડા, ઉદરરોગ, તાવ, અંડવૃદ્ધિ, શ્વાસ, કફ, આફરો, ખાંસી, કોઢ, આમવાયુનો નાશ કરનાર છે. એમનાં બીજ મળને ભેદનાર, સ્વાદિષ્ટ ખારાં, ગરમ તથા વાયુને જીતનાર છે.

વિવરણ—એનાં બીજમાંથી એરંડીયુ તેલ નિકળતું હોવાથી તે સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

---

## ઉપલસરી.

शारिवा शारदास्फोता गोपकन्या प्रतानिका ।
गोपाङ्गना गोपवल्ली लताव्हा काष्ठ शारिवा ॥ ९७ ॥
शारिवान्या कृष्णमूली भद्रचन्दन शारिवाः ॥
भद्रा चन्दनगोपा च चन्दना कृष्णवल्ल्यपि ॥ ९८ ॥

શારિવા, શારદા, આસ્ફોટા, ગોપકન્યા, પ્રતાનિકા, ગોપાંગના, ગોપવલ્લી, લતાવ્હા, કાષ્ટશારિવા એ સફેદ ઉપલસરી—અનંત મૂળનાં નામો છે.

શારિવાન્યા, કૃષ્ણમૂલિ, ભદ્રચંદન, શારિવા, ભદ્રા, ચંદનગોપા, ચંદના, કૃષ્ણવલ્લી એ કાળી ઉપલસરીનાં નામ છે.

**शारिवायुगलं स्वादु स्निग्धं शुक्रकरं गुरु ॥**
**अग्निमान्द्यारुचिश्वासवमिकासतृषापहम् ॥**
**दोषत्रयास्रप्रदरज्वरातिसारनाशनम् ॥ ९९ ॥**

બન્ને જાતની ઉપલસરી સ્વાદિષ્ટ, તેલકટ, વીર્યને વધારનારી ભારે, અગ્નિમાંદ્ય, અરૂચિ, શ્વાસ, ઉલટી, ખાંસી, તરસ, ત્રિદોષ, રક્તનો બિગાડો, પ્રદર, તાવ અને અતિસારનો નાશ કરનારી છે.

વિવરણ–સારિવાના વેલા થાય છે, અને જાંબાના જેવાં પાંદડાં થાય છે. પાંદડાં તોડવાથી તેમાંથી દુધ નિકળે છે. વેલાને બે સામસામે જોડાએલી સીંગો થાય છે તે જ્યારે પાકી સૂકાઇને ફુટી જાય છે, ત્યારે તેમાંથી આકડાની માફક ઉડે છે.

---

## જવાસો તથા ધમાસો.

**સં.** दुरालभा, **हिं.** ધમાસા, **म.** ધમાસા, **ब.** દુરાલભા, **क.** વલ્લિદુરૂવે, **तै.** દુલગોંડિ, **अ.** શુકાઇ, **फा.** બાદાવર્દ, **ला.** Fogonia Arabica.

**यासो मरुद्भवोऽनन्तो दीर्घमूलो यवासकः ॥**
**बालपत्रः समुद्रान्तो दूरमूलोऽतिकण्टकः ॥ १०० ॥**

યાસ, મરૂદ્ભવ, અનંત, દીર્ઘમૂળ, યવાસક, બાલપત્ર, સમુદ્રાન્તો, દુરમૂલો, અતિકંટક એ જવાસાનાં નામ છે.

**धन्वयासस्ताम्रमूली दुःस्पर्शास्याद्दुरालभा ॥**
**यासकः कच्छुरा ताम्रमूली धन्वयवासकः ॥ १०१ ॥**

ધન્વયાસ, તામ્રમુલી, દુસ્પર્શા, દુરાલભા, યાસકઃ, કચ્છુરા, તામ્રમૂલી, ધન્વયવાસક, એ ધમાસાનાં નામ છે.

**यासः स्वादुरसास्तिक्तो हिमः पित्तहरो लघुः ॥**
**हन्ति रक्तकफभ्रान्तीस्तद्वद्धन्वयवासकः ॥ १०२ ॥**

જવાસો સ્વાદિષ્ટ અને રસવાળો છે, કડવો છે, શિતળ છે, પીત્તને હરનાર છે, હલકો છે, અને રક્ત, કફ, ભ્રમને હરનાર છે. એવાજ ગુણ ધમાસામાં પણ રહેલા છે.

વિવરણ-ધમાસો રેતાળ ભૂમિમાં ઉત્પન્ન થાય છે. એના છોડવા હાથેક ઉંચા થતા હોઇ પાંદડાં બારીક થાય છે. કાંટા બારીક થતા હોઇ ફળ પણ ઘણુંજ બારીક થાય છે.

જવાસાના છોડવા પણ ધમાસાની માફક જળાશયની નજીક રેતાળ ભૂમિમાં ઉત્પન્ન થાય છે. એના કાંટા તથા પાંદડાં ધમાસાથી સહેજ મોટાં થાય છે. છેટેથી છોડનો દેખાવ ચણાના છોડ જેવો લાગે છે. ચોમાસાનું જળ પડવાથી એના છોડવા સૂકાઇ જાય છે, એના છોડવાની ટટ્ટીઓ બનાવી બારી, બારણાંને બાંધી તે ઉપર જળ છાંટવાથી મકાનમાં ઉનાળામાં શિતળતા વધે છે.

---

## મુંડી.

**मुण्डी भिक्षुः परिव्राजी पावनी स्यात्तपोधना ।**
**श्रावणी श्रीमती मुण्डी तिक्ता श्रावणशीर्षका ॥ ३ ॥**

મુંડી, ભિક્ષુઃ, પરિવ્રાજી, પાવની, તપોધના, શ્રાવણી, શ્રીમતી, મુંડી, તિકતા, શ્રાવણશીર્ષકા એ નામ મુંડીનાં છે.

**मुण्डी तिक्ता कटुः पाके वीर्योष्णा मधुरा लघुः ।**
**मेध्या गण्डापचीकृच्छ्रक्रिमियोन्यर्तिपाण्डुजित् ॥ ४ ॥**

મુંડી કડવી, પાકમાં તીખી, મધુર હલકી, બુદ્ધિને વધારનારી, ગલગંડ, અપચી, મૂત્રકૃચ્છ્તા, કૃમિ, યોનિરોગ અને પાંડુને જીતનારી છે.

**महामुण्डी लोभनीया छिन्नग्रन्थिनिका स्मृता ।**
**भूतवृक्षः कुलहलो लम्बशालूः कदम्बकः ।**
**कदम्बपुष्पमुण्डीवद्गुणैर्भूमिमकदम्बकः ॥ ५ ॥**

મહામુંડી, લોભનીયા, છિન્નગ્રન્થિકા, એ નામ મહામુંડીનાં છે. ભૂતવૃક્ષઃ, કુલહલ, લમ્બશાલુ, કદંબક એ નામ ભોંયકદંબનાં છે. ગુણમાં મુંડી, મહામુંડી તથા ભોંયકદંબ એ બધાં સરખાં છે.

વિવરણ—મુંડી તથા મહામુંડીના છોડવા જમીન ઉપર પ્રસરાય છે. પાંદડાં આંગળીની માફક લાંબાં થાય છે. ફલ મરેઠીના જેવાં આવે છે.

---

## અઘેડો.

**अपामार्गस्तु शिखरा किणरी खरमंजरी ।**

**अधःशल्यः शैखिरिकः प्रत्यक्पुष्पी मयूरका ॥ ६ ॥**

અપામાર્ગ, શિખરી, કિણુહી, ખરમંજરી, અધઃ શલ્યઃ, શૈખિરિકા, પ્રત્યકપુષ્પી, મયુરકા એ નામ સર્દૈ અઘેડાનાં છે.

**अपामार्गः सरस्तीक्ष्णो दीपनः कफवातजित् ।**

**निहन्ति दद्रुसिध्मार्शःकण्डुशूलोदरारुचीः ॥ ७ ॥**

અઘેડો સારક, તીક્ષ્ણ, અગ્નિને દીપન કરનાર, કફ અને વાયુને જીતનાર તથા દાદર, સિધ્મ, અર્શ, ખરજ, શૂળ, ઉદરરોગ તથા અરૂચિનો નાશ કરનાર છે.

---

## રાતો અઘેડો.

**સં.** રકતાપામાર્ગ, **હિં.** લાલ ઓંગા, **મ.** લાલ અઘાડા, **ઙ્ગ.** રાંગા અપાંગ, **क. तै.** કેંપિગુત્તરણુ, **ला.** Achyranthis Leperria.

**अन्यरक्तो वृन्तफलो वशिरः कपिपिप्पली ।**

**अपामार्गोऽरुणो वातविष्टम्भी कफनाशनः ।**

**ऊनं पूर्वगुणै रूक्षस्तत्पत्रं रक्तपित्तनुत् ॥ ८ ॥**

અન્ય રકત, વૃન્તફલ, વશિર, કપિ પિપ્પલી, એ નામ લાલ અઘેડાનાં છે. લાલ અઘેડો વાયુ તથા વિષ્ટંભને કરે છે. કફનો નાશ કરે છે. ધોળા અઘેડા કરતાં એમાં કંઇક ઓછા ગુણો રહેલા છે. એનાં પાંદડાં રકતપિત્તને હણુનાર છે.

**વિવરણુ**—અઘેડાના છોડ થાય છે, પાંદડાં ગોળ થાય છે, પાંદડાંની વચમાંથી એક લાંબી મંજરી નિકળે છે. તે ઉપર જવના જેવા આકારનાં બીજ થાય છે. લાલ અઘેડો પણુ તેવોજ થાય છે. એનાં પાંદડાં, ડાંડી વિગેરે કંઇક લાલ થાય છે. બીજ કાંટાવાળાં થાય છે. એ બન્ને જાત અનુક્રમે ધોડી અંધાડી તથા લાલ અંધાડી એવાં નામથી સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

---

## કપીલો.

**काम्पिल्यो रेचनो रक्तचूर्णको व्रणशोधनः ॥**
**लोहितो रक्तशमनो रेची रंजनको मतः ॥ ९ ॥**

કામ્પિલ્ય, રેચન, રક્તચૂર્ણક, વ્રણશોધન, લોહિત, રક્તશમન, રેચી, રંજનક એ નામ કપીલાનાં છે.

**काम्पिल्या कफपित्तास्रक्रमिगुल्मोदरव्रणान् ॥**
**हन्ति रेची कटूष्णं च तच्छाकं ग्राहि शीतलम् ॥ १० ॥**

કપીલો કફ, રક્તપિત્ત, કૃમિ, ગોળો, ઉદર રોગ અને વ્રણનો નાશ કરે છે. જુલાબ લગાડે છે, તીખો તથા ગરમ છે. એનું શાક મળને બાંધનાર તથા ઠંડુ છે.

વિવરણ—એનાં સાધારણ કદનાં ઝાડ થતાં હોઇ તે કાશ્મીરથી લંકાં સુધી દરેક સ્થળે થાય છે. ફળો રૂપો ઉપર લાલ રંગની જે રજ લાગેલી રહે છે તે કપીલો કહેવાતી હોઇ દરેક સ્થળે મળી શકે છે.

---

## નેપાળો.

**दन्ती गुणप्रिया नागन्दंती शीघ्रानुकूलकः ॥**
**उपचित्रानुकुम्भी स्याद्विशल्योदुम्बरच्छदा ॥ ११ ॥**

દંતી, ગુણપ્રિયા, નાગદંતી, શીઘ્રાનુકૂલક, ઉપચિત્રા, અનુકુંભી, વિશલ્યા, ઉદુમ્બરચ્છદાએ નાના નેપાળાનાં નામો છે.

**आखुपर्णी वृषैरण्डा द्रवन्ती सर्वरी मता ॥**
**मुषकाह्वा सुतश्रेणी प्रत्यक्श्रेणी च फञ्जिका ॥ १२ ॥**

આખુપર્ણી, વૃષૈરંડા, દ્રવન્તી. સર્વરી, મુષકાહ્વા, સુતશ્રેણી, પ્રાયક્શ્રેણી, અને ફંજીકા એ નાના નેપાળાનાં નામ છે.

**दन्तीद्वयं सरं पाकरसयोः कटु दीपनम् ॥**
**तीक्ष्णोष्णं हन्ति पित्तासृक्कफशोफोदरान्क्रमीन् ॥ १३ ॥**

બન્ને જાતનો નેપાળો સારક, પાકમાં અને રસમાં તીખો, અગ્નિ દીપન કરનાર, તીખો, ગરમ, અને પિત્ત, રક્તવિકાર, કફ, સોજા, ઉદરરોગ અને કૃમિને મટાડનાર છે.

जयपालो दन्तिबीजं ख्यातं तित्तिरीफलम् ॥
जयपालो गुरुः स्निग्धो रेची पित्तकफापहः ॥ १४ ॥

જયપાલ, દંતીબીજ, તિતિરીફલ એ નેપાળાના બીજનાં નામો છે, નેપાળાનાં બીજ ભારે, તેલવાળાં, રેચ લગાડનાર તથા પિત્ત અને કફને મટાડનાર છે.

क्षेपक—

नविषं विषमित्याहुर्जैपालोविषमुच्यते ॥
शोधितश्च विरेकेषु चमत्कृति करःपरः ॥
निस्तुषंजयपालं च द्विधा कृत्वा विचक्षणः ॥
एतद्बीजस्यमध्येतु पत्रवत्परी वर्जयेत् ॥
अष्टमांशेन चूर्णेन टंकणस्य तु मेलयेत् ॥
दोलायंत्रेण तद्बाव्यं पाच्यं दुग्धेन संप्लुतम् ॥
त्रिवारं शुद्धि मायाति जपपालोमृतोपमं ॥ रसचंद्रिका ॥

ઝેર એ ખરેખરૂં ઝેર નથી, પરંતુ નેપાળો ઝેર છે. તોપણ જો તેને શોધીને ઉપયોગ કરવામાં આવે તો જુલાબના કામમાં સારો ચમત્કાર બતાવે છે. નેપાળાનાં બીજ ઉપરનાં ફોતરાંને દુર કરી બી-જની બે ફાડો કરવાથી તેઓના વચમાંથી કાગળના પડ જેવી જે જીભ નિકળે છે તેને દુર કરી પછી તે બીજોમાં આઠમા ભાગનો ટંકણ મેળવી પોટલી બાંધી દોલાયંત્રમાં દુધથી એક પહોર બાફી ધોઇ નાંખી ફરીથી બાફે. એમ ત્રણ વખત કરવાથી નેપાળો ઝેર રહીત થઇ અમૃતની સમાન બને છે.

વિવરણ-નાના નેપાળાનાં ઝાડનાં પાંદડાં ઊંબરાની માફક થાય છે અને તે દક્ષિણ તરફ વધારે થાય છે. મોટા નેપાળાનાં ઝાડ થાય છે અને તેના ઉપર એરંડાના જેવાં ફળો થાય છે. જેમાંથી એરંડા જેવાં બીજ નિકળે છે. નેપાળાનાં બીજ પ્રસિદ્ધ હોવાથી દરેક બજારમાં મળી શકે છે. એનાં મૂળીઆં કે જે દંતીમૂળ કહેવાય છે તેનો તેમજ એનાં પાંદડાં, છાલ વિગેરેમાં રહેલા દુધનો પણ જુલાબ લાગે છે.

# નસોતર.

**त्रिवृत्कुम्भोऽरुणा त्र्यस्रभण्डी कूटरवाहिनी ।**
**सर्वानुभूतिस्त्रिवृता त्रिपुटा सरला सिता ॥ १५ ॥**

ત્રિવૃતા કુંભ, અરૂણા, ત્ર્યસ્રભંડી, કૂટરવાહિની, સર્વાનુભૂતિઃ, ત્રિવૃતા, ત્રિપુટા, સરલા, સિતા એ સફેદ નસોતરનાં નામ છે.

**त्रिवृत्तिक्ता सरा रुक्षा स्वादुरुष्णा समीरकृत् ।**
**कटुः पाके ज्वरश्लेष्मपित्तशोफोदरापहा ॥ १६ ॥**

સફેદ નસોતરનાં મૂળ કડવાં, સારક, લુખાં, સ્વાદિષ્ટ, ગરમ, વાયુને જીતનાર, પચવામાં તીક્ષ્ણ અને તાવ, કફ, પીત્ત, સોજા તથા પેટનાં દરદોનો નાશ કરનાર છે.

**त्रिवृत्काला कालमेषी कालपर्ण्यर्द्धचन्द्रिका ।**
**सुखेनास्यान्मालविका मसुरा विदलान्विता ॥ १७ ॥**

ત્રિવૃતકાલા, કાલમેષી, કાલપર્ણી, અર્દ્ધ ચંદ્રિકા, સુખેના, માલવિકા, મસુરા, વિદલા એ કાળા નસોતરનાં નામ છે.

**त्रिवृत्काला हीनगुणा तस्यास्तीव्रविरेचिनी ।**
**मूर्च्छादाहमदभ्रान्तिवान्तिकर्षणकारिणी ॥ १८ ॥**

કાળું નસોતર સફેદ નસોતર કરતાં ઓછા ગુણવાળું છે, પરંતુ જુલાબ સખ્ત લગાડે છે, અને મૂર્ચ્છા, દાહ, મદ, ભ્રમ તથા ઉલટીને દુર કરે છે.

**क्षेपक—**

**अरुणात्रिवृता स्वादुः कषाया मृदु रेचनी ।**
**रुक्षाच कटुका चैव पाके तिक्ता कफापहा ॥ राजवल्लभ ॥**

લાલ મૂળ તથા ફુલવાળું રાતું નસોતર પણ થાય છે જે સ્વાદિષ્ટ, તુરૂ, હલકું રેચ લગાડનાર, લુખું, ગરમ, પાકમાં કડવું અને કફનો નાશ કરનાર છે.

**વિવરણ**—ધોળું, કાળુ તથા લાલ એમ નસોતર ત્રણ પ્રકારનું થાય છે. તેમાં સફેદ સર્વેમાં ઉત્તમ છે. એના વેલા રતાળુની માફક

ત્રણ ધારોવાળા હોઇ સફેદ ફુલ આવે છે. અને ગોળ ફળ આવે છે, જેમાં ચાર બીજ હોય છે. એ સર્વે સ્થળે થતું હોવાથી પ્રસિદ્ધ છે. તેમજ બજારમાં પણ એનાં સૂકાં મૂળ વેચાય છે.

---

## ઇંદ્રવારણી.

इन्द्रवारुण्यथेन्द्राह्वं वृषभाक्षी गवादिनी ॥
ऐन्द्रवारुः क्षुद्रफला विशालैन्द्री वृषादिनी ॥ १९ ॥
अन्येन्द्रवारुणी चित्रफला चित्रमहाफला ॥
आत्मरक्षा नागदंती त्रपुषी गजचिर्भटी ॥ १२० ॥

ઇંદ્રવારણી, ઇન્દ્રાવ્હ, વૃષભાક્ષી, ગવાદિની, ઐન્દ્રવારૂ, ક્ષુદ્રફલા વિશાલા, ઐન્દ્રી વૃષાદિનીએ નામ પીળી ઇંદ્રવારણીનાં છે.

ચિત્રફલા, ચિત્ર મહાફલા, આત્મરક્ષા, નાગદંતી, ત્રપુષ્ટી, ગર્જ ચિર્ભટી.

श्वेतपुष्पी मृगाक्षी च तथा पक्षसुरा मता ॥
मरुद्भवा कृमिगृहा चित्रदेवी च कीर्तिता ॥ २१ ॥

શ્વેતપુષ્પી, મૃગાક્ષી, પક્ષસુરા, મરૂદભવા, કૃમિગૃહા, ચિત્રદેવી એ નામ લાલ ઇંદ્રવારણીનાં છે.

ऐन्द्रवारुद्वयं तिक्तं कटु पाके सरं लघु ॥
वीर्योष्णं कामलापित्तकफप्लीहोदरापहम् ॥ २२ ॥

બન્ને ઇંદ્રવારણી કડવી, પાકમાં તીખી, સારક, હલકી, વીર્યમાં ગરમ, અને કમળો, પીત, કફ તથા બરોળનો નાશ કરનાર છે.

વિવરણ—પીળી ઇંદ્રવારણીની વેલ રેતાળ ભૂમિમાં વિશેષ થાય છે. એનો આકાર કાલિંગડાના વેલાને મળતો હોવાથી લોકો તેને કડવી કાલિંગડીના નામે પણ ઓળખે છે. લાલ ઇંદ્રવારિણીની વેલ ખારી જમીનમાં વિશેષ થતી હોઇ ફળ પાકે છે ત્યારે લાલ થાય છે. પાંદડાંનો આકાર ઘોલીનાં પાંદડાંને મળતો હોય છે.

---

## ગરમાળો.

आरग्वधो: राजवृक्षः शम्याकः कृतमालकः ।
व्याधिघातः कर्णिकारः प्रग्रहश्चतुरांगुलः ॥ २३ ॥
आरोग्यशिम्बी स्वर्णाटः कर्णो दीर्घफलो मतः ।
कुण्डली हिमपुष्पा च कलिख्यातो नृपद्रुमः ॥ २४ ॥
स्वर्णशेफालिका श्यावा कुष्ठसूदननाम तत् ;
स्वर्णस्थाल्पा पित्तला च सुवर्णद्रुम ईरितः ॥ २५ ॥

આરગ્વધ, રાજવૃક્ષ, શમ્યાક, કનમાલકઃ, વ્યાધિઘાતઃ, કર્ણિકાર, પ્રગ્રહ, ચતુરંગુલઃ, આરોગ્યશિંબી, સ્વર્ણાટ, કર્ણ, દીર્ઘફલ, કુંડલી, હિમપુષ્પા, કલિખ્યાત, નૃપદ્રુમ, સ્વર્ણ શેફાલિકા, શ્યાવા, કુષ્ટસૂદન, સ્વર્ણસ્થાલ્યા, પિત્તલા અને સુવર્ણદ્રુમ એ ગરમાળાનાં નામ છે.

आरग्वधो गुरुः स्वादुः शीतलो मृदुरेचनः ।
ज्वरहृद्रोगपित्तास्रवातोदावर्त्तशूलजित् ॥ २६ ॥
तत्पुष्पं वातलं ग्राहि तिक्तं पित्तकफापहम् ।
तन्मज्जा मधुरः पाके तिक्तः पित्तसमीरजित् ॥ २७ ॥

ગરમાળો, ભારે, સ્વાદિષ્ટ શીતળ, હલકો રેચક અને તાવ, હૃદય રોગ, રકતપિત્ત, વાયુ, ઉદાવર્ત્ત, શૂળ એમને જીતે છે. એનાં ફુલવાયુ કરનાર, ગ્રાહિ, કડવાં, પિત અને કફનો નાશ કરનાર છે. તેની મીંજ મીઠી, પાકમાં કડવી તથા પીત અને વાયુને જીતનાર છે. એ સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## ગળી.

नीलिनी नीलिका ग्राम्या श्रीफला भारवाहिनी ।
रञ्जनी कलिका मेला तूणी रूक्षा विशोधिनी ॥ २८ ॥

નીલિની, નીલિકા, ગ્રામ્યા, શ્રીફલા, ભાર વાહિની, રંજની, કલિકા, મેલા, તુણી, રૂક્ષા, વિશોધિની, એ નામ ગળીનાં છે,

नीलिनी रेचनी त्तिक्ता केश्या मोहभ्रमापहा ।
उष्णा हन्त्युदरप्लीहवातपित्तकफानिलान् ॥ २९ ॥

ગળી રેચક, કડવી, વાળને વધારનારી, મુર્છા અને ભ્રમનો નાસ કરનારી છે, ગરમ છે તેમજ ઉદરરોગ, બરોળ, વાતપિત્ત, કફ અને વાયુનો નાશ કરે છે. પંજાબમાં ગળીનું વાવેતર વિશેષ થાય છે, અને તેનાં પાંદડાં તથા મેંદીના પાંદડાં મેળવી વાળ કાળા કરવાના કામમાં લે છે.

---

## કડુ.

**कटुकी रोहिणी तिक्ता चक्राङ्गी कटुरोहिणी ।**
**मत्स्यापित्ता पाण्डुरुहा कृष्णभेदा द्विजाङ्गिका ॥ १३० ॥**

કટુકી, રોહિણી, તિક્તા, ચક્રાંગી, કટુ રોહિણી મત્સ્ય પિતા, પાણ્ડુ રૂહા, કૃષ્ણ ભેદા, દ્વિજાં ગિકા.

**अशोका रोहिणी मत्स्या सकुला सकुलादिनी ।**
**कटुकी कटु पाके च तिक्ता रूक्षा सरा लघुः ।**
**हिमा हन्ति कृमिश्वासदाह पित्तकफज्वरान ॥ ३१ ॥**

અશોકા, રોહિણી, મત્સ્યા, સકુલા, સકુલાદિની, એ નામ કડુનાં છે. કડુ પચવામાં ઉષ્ણુ, સ્વાદમાં કડવું, લુખુ, દસ્ત ઉતારનાર, હલકું ઠંડુ, અને કૃમિ, શ્વાસ, દાહ, પિત્ત, કફ, તાવનો નાશ કરનાર છે.

કડુ ઠંડા ડુંગરો ઉપર બહુ થાય છે, કડુ, ગાંઠીયા કડુના નામે પ્રસિદ્ધ છે.

---

## આંકલો.

**अङ्कोलकस्ताम्रफलः पीतसारो निरोचकः ।**
**गुप्त स्नेहो विरेची स्यादुभूपितो दीर्घ कीलकः ३२ ॥**

અંકોલ્લક, તામ્રફળ, પીતસાર, નિરોચક, ગુપ્તસ્નેહ, વિરેચી, ભૂષિત, દીર્ઘ કલિક એ નામ અંકોલનાં છે (આંકલાના છે.)

**अङ्कोलकः कटुः स्निग्धस्तीक्ष्णोष्णस्तुवरो लघुः ।**
**रेचनः कृमिशूलामशोफश्लेष्मविषापहः ॥ ३३ ॥**

આંકલો તીખો, ચીકટવાળો, ઉષ્ણ, ઉગ્ર, તુરો, હલકો, અને ઝાડાને ઉતારનાર છે, તેમજ કૃમિ, શુલ, આમ, શોજા, કફ, ઝેરનો નાશ કરનાર છે.

तत्फलं शीतलं स्वादु श्लेष्मलं बृंहणं गुरु ।
बल्यं विरेचनं वातपित्तदाहक्षयास्रजित् ॥ ३४ ॥

આંકલાનું ફળ, ઠંડું, સ્વાદીષ્ટ, કફ કર્તા, પુષ્ટીકારક, પચવામાં ભારે, બળને વધારનારૂ, રેચક અને વાત, પીત, દાહ, ક્ષય, લોહી વીકારથી થતાં દર્દોનો નાશ કરનાર છે.

આંકલાનાં ઝાડો ઘણુાખરા જંગલોમાં થાય છે, તેનાં પાંદડાં લાંબાં હોય છે, ફળ કાચાં હોય ત્યારે લીલા રંગનાં અને પાકે છે ત્યારે લાલ રંગનાં થાય છે, તેના ઝાડની ડાળીઓએ કાંટા થાય છે. દીલ્લી તરફ તેને "ઢેર" ના ઝાડના નામથી ઓળખે છે.

---

## થોર.

सेहुण्डो वज्रतुण्डस्तु गाण्डीरो वज्रकण्टकः ।
स्नुही समश्च दुग्धोऽसिपत्रो वज्री महातरुः ॥ ३५ ॥

સેહુંડ, વજ્રતુણ્ડ, ગાંડીર, વજ્રકંટક, સ્નુહિ, સમ, દુગ્ધ, અસિપત્ર, વજ્રી, મહાતરૂ એ નામ થુહરનાં છે.

सेहुण्डो रेचनस्तीक्ष्णो दीपनो कटुको गुरुः ।
शूलामाष्ठीलाध्मान गुल्म शोफोदरानिलान् ।
हन्ति दूषीविषप्लीहकुष्ठोन्मादाश्मपाण्डुताः ॥ ३६ ॥

થુહર—રેચક, તીખો, પાચક, ઉષ્ણુ, ભારે છે, અને શુળ, આમ, પેટુની ગાંઠ, આફરો ગુલ્મ, શોજા, ઉદરરોગ, વાત, દોષિત ઝેર, બરોળ, કુષ્ટ (કોડ), ગાંડાપણુ, પથરી, પાન્ડુરોગ એનો નાશ કરે છે.

થુહર સર્વે દેશોમાં થાય છે, થુહર, એ થોર, સુરો, વજ્રી, સેહુંડ, એ નામોથી સર્વે ઠેકાણે પ્રસિદ્ધ હોઇ મળવો મુશ્કેલ નથી, શિમલા તરફ એના નવા કોમળ ભાગનુ રાયતુ બનાવી ખાય છે, અને તે સર્વે રાયતામાં ચઢીઆતુ ગણાય છે.

---

## લિંબડો.

निम्बो नियमनो नेतारिष्टः स्यात्पारि भद्रकः ।
सुतिक्तः सर्वतोभद्रः पिचुमन्दः प्रभद्रकः ॥ ३७ ॥

લિંબડો, નિયમન, નેતા, અરિષ્ઠ, પારિભદ્રક, સુતિક્ત, સર્વતોભદ્રા, પિચુ મન્દ, પ્રભદ્રક.

कुष्टहा देवदत्तश्च रविसन्निभ सूर्यकौ ।
निम्बः शीतो लघुग्राही कटुपाकोऽग्निवातकृत ॥ ३८ ॥

કુષ્ટહા, દેવદત્ત, રવિસન્નિભ, સૂર્યક એ નામ લિંબડાનાં છે. લિંબડો ટાઢો, હલકો, પાચક, ગરમ, અગ્નિ દીપક, વાયુ કર્તા છે.

व्रण पित्त कफच्छर्दि कुष्टहल्लास मेहनुत् ।
निम्ब पत्रं स्मृतं नेत्र्यं कृमि पित्त विषं प्रणुत् ॥ ३९ ॥

ઘાવ, પિત્ત, કફ, છર્દિ, કોઢ, મોળ છુટવી, પ્રમેહ એનો નાશ કરે છે. લિંબડાનાં પાન આંખને હિતકારી છે, કૃમિ, પિત્ત અને ઝેરનો નાશ કરનારાં છે.

तत्फलं भेदनं स्निग्ध मुष्णं कुष्टहरं लघु ः
अपक्वं पाचये न्निम्बः पक्वंच परिशोषयेत ॥ ४० ॥

લિંબડાનાં ફળ ભેદન છે, તેલયુક્ત, ગર્મ, કોઢને હરનારાં છે. હલકાં અને આમને પકવનારાં અને પાકેલાને શોષનાર છે.

લિંબડો જગપ્રસિદ્ધ હોઇ સર્વ ઠેકાણે થાય છે.

---

## બકામ લિંબડો.

महानिम्बो निम्बकरः कामुको विष मुष्टिकः ।
रम्यको गिरिकोऽद्रेकः क्षारः स्यात् केश मुष्टिकः ॥४१॥

મહાનિમ્બ, નિમ્બકર, કામુક, વિશમુષ્ટિક, રમ્યક, ગિરિક, અદ્રેક, ક્ષાર, કેશ મુષ્ટિક એ નામ બકામ લિંબડાનાં છે.

महानिम्बो हिमो रुक्षस्तिक्तो ग्राहि कषायकः ।
कफ पित्त कृमिच्छर्दि कुष्ट हल्ला सरक्ताजित् ॥ ४२ ॥

બકામ લિંબડો, ટાઢો, તુરો, કડવો, ઝાડાને બાંધનારો, તુરો છે, અને કફ, પિત્ત, કૃમિ, છર્દિ, કોડ, મરચ વળવી, લોહીવિકાર તેનો નાશ કરે છે, બકામ લિંબડાનાં ઝાડ થાય છે અને તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## કરીયાતુ.

किराततिक्तः कैरातो भुनिम्बो राम सेनकः ।
किरातकोऽन्यो नैपालो नाडि तिक्तो ज्वरान्तकः ॥४३॥

કિરાતતિક્ત, ( તિક્તક, તિક્તા ) કૈરાત, ( કિરાત ) ભુનિમ્બ, રામસેનક, કિરાતક, નૈપાલ, નાડીતિક્ત, જ્વરાંતક

कण्डुतिक्तोऽर्द्ध तिक्तः स्यान्निद्रारिः सान्निपातहा ।
किरातो वातलो रुक्षः शीतल स्तिक्तको लघुः ।
सन्निपात ज्वर श्वास कास पितास्त्र दाहनुत् ॥ ४४ ॥

કણ્ડુતિક્ત, અર્ધતિક્ત, નિદ્રારી, સન્નિપાતહા, એ નામ કરીયાતાનાં છે, કરીયાતુ વાયુ કરે છે, લુખું, ઠંડુ, કડવું અને હલકુ છે. સન્નિપાત, તાવ, શ્વાસ, ઊધરસ, પિત્ત, લોહીનો બગાડ, ઊનવાનો નાશ કરનાર છે.

કરીઆતાની વિશેષ ઉત્પતિ, સિમૌર, નેંપાલ, શિમલા પ્રાંત વિગેરેના પાહાડો પર છે, અને ત્યાંથી આ દેશમાં સેંકડો મણ ગાંધીઓના ત્યાં આવે છે, જુજ નિપજતો સર્વે ઠેકાણે છે એટલે તેનાથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે, મતલબમાં જગત પ્રસિદ્ધ ઔષધિ છે.

---

## કડો.

कुटजो मल्लिकापुष्पः कलिङ्गो गिरि मल्लिका ॥
वत्सकः कुटजः कोटिवृक्षकः शक्र भुरुहः ॥ ४५ ॥

કુટજ, મલ્લિકા પુષ્પ, કલિંગ, ગિરિ મલ્લિકા, વત્સક, કુટજ, કોટિવૃક્ષક, શક્રભુરૂહ, એ નામ કડાનાં છે.

कुटजः कटुको रुक्षो दीपन स्तुवरो लघुः ।

अर्शोऽतिसार पित्तास्रकफतृष्णाम कुष्ठनुत् ।
तत्पुष्पं वातलं शीतं तिक्तं पित्तातिसार जित् ॥ ४६ ॥

કડો તીખો, લુખો, અગ્નિ પ્રદિપ્ત કરનાર, તુરો, હલકો, અને અર્શ ઝાડો, રક્તપિત, કફ, શોષ, મરડો, કોડ એઓનો નાશ કરનાર છે.

કડાનાં ઝાડ ડુંગરોમાં જોવામાં આવે છે, એના ઝાડમાંથી દુધ નિકળે છે, તેનાપર શીંગો આવે છે, અને તેમાંથી ઇંદ્રજવ નીકળે છે.

---

## ઇંદ્રજવ.

ऐन्द्रयवस्तस्य फलं कालिङ्गः कौटजो मतः ।
शक्राव्हः पुरुहूतश्च प्रोक्तो भद्रयवस्तथा ॥ ४७ ॥

ઐદ્રયવ, ઐદ્રફળ, કાલિંગ, કૌટજ, શક્રાવ્હ. પુરહુત, ભદ્રયવ એ નામ ઇંદ્રજવનાં છે.

ऐन्द्रयवास्त्रिदोपघ्नः संग्राही शीतलः कटुः ।
ज्वरातिसाररक्तार्शः कृमिवीसर्पकुष्ठनुत् ॥ ४८ ॥

ઇંદ્રજવ ત્રિદોષહર, ઝાડાને બાંધનાર, ઠંડા, તીખા, અને તાવ અતિસાર, લોહીવિકાર, અર્શ, કૃમિ, રતવા, કોડનો નાશ કરનાર છે.
ઇંદ્રજવ કડાનાં બીજ છે, અને સર્વે ઠેકાણે થતા હોઇ સર્વે ઠેકાણેથી મળી શકે છે.

---

## મીંઢળ.

मदनश्छर्दनः पिण्डीराट् पिण्डान्तकं फलम् ।
करहाटश्च तगरः शल्यको विषपुष्पकः ॥ ४९ ॥

મદન, છર્દન, પિણ્ડીરાટ, પિંડાંતક, ફળ, કરહાટ, તગર, શલ્યક, વિષ પુષ્પક, એ નામ મીંઢળનાં છે.

मदनो वमनस्तिक्तो वीर्योष्णो लेखनो लघुः ।
रूक्षः कुष्ठकफानाहशोफगुल्मव्रणापहः ॥ ५० ॥

મીંઢળનું ફળ છર્દિ કરે છે, કડવું, વીર્યમાં ગર્મ, દોષને ઉખેડનાર, હલકું, લુખું, છે, અને કોડ, કફ, આફરો, સોજા, ગુલ્મ ઘાવ એનો નાશ કરે છે.

મીંઢળનાં ઝાડ સર્વે જગોએ થાય છે, તેનાં ફળ ગોળ થાય છે અને તેના ઝાડને કાંટા થાય છે, તેના ફળમાં ઉલટી લાવવાનો ગુણ હોઇ ઝેર કાઢવાના કામમાં અતિ ઉત્તમ ઓષધિ છે.

---

## મુરદાલસિંગ.

**कङ्कुष्ठं कङ्काककुष्ठं रेचनं रङ्गनामकम् ।**
**शोधनं पुलहं हासं वराङ्गं कुञ्जवालुकम् ॥ ५१ ॥**

કંકુષ્ટ, કંકાક કુષ્ટ, રેચન, રંગનામક, શોધન, પુલહ, હાસવરાંગ, કુંજવાલુક, ( મુર્દાશંખ મુર્દાસિંગ ) એ નામ મુરદાલસિંગનાં છે.

**कङ्कुष्ठं रेचनं तिक्तं कटुष्णं वर्णकारकम् ।**
**कृमिशोफोदराध्मानगुल्मानाहकफापहम् ॥ ५२ ॥**

મુરદાલસિંગ, દસ્ત લાવે છે. કડવો, ઉષ્ણ, તીખો, ચામડીને દેદીપ્યમાન કરનાર, કૃમિ, શોજા, ઉદરરોગ, પેઢુની ગાંઠ, ગુલ્મ આફરો, કફનો નાશ કરનાર છે.

મુરદાલસિંગ, હિમાલયમાં થાય છે તે મુર્દાસિંગ નામથી દિલ્હી પ્રાન્તમાં વેચાય છે.

---

## દારૂડી.

**हेमाह्वा कनकक्षीरी हेमपुष्पी हिमावती ।**
**क्षीरिणी काञ्चनक्षीरी कटुपर्णी चिक्रर्षणी ॥ ५३ ॥**
**तिक्तदुग्धा हैमवती पीतदुग्धा हिमाद्रिका ।**
**हेमाह्वा रेचनी तिक्ता मन्दाग्न्युत्क्लेदकारिणी ।**
**कृमिकण्डुकफानाहविषकुष्ठविनाशिनी ॥ ५४ ॥**

હેમાહવા, કનકક્ષીરી, હેમ પુષ્પા, હિમાવતી, ક્ષીરિણી, કાંચન ક્ષીરી, કટુપર્ણી, ચિકર્ષણી, તિક્તદુગ્ધા, હૈમવતી, પીતદુગ્ધા, હિમાદ્રિકા

એ નામ દારૂડીનાં છે. દારૂડી દસ્ત કરનાર, કડવો, અગ્નિને મંદ કરનાર, બેચેની ઉત્પન્ન કરનાર અને કૃમી, ખસ, કફ, આફરો, ઝેર, કોઢ,નો નાશ કરનાર છે.

દારૂડી સર્વે ઠેકાણે થાય છે તેને પીળા દુધની કટેલી અથવા સત્યાનાસીના નામથી ઓળખે છે, તેના છોડ એ ત્રણ ફુટ સુધીના ઉંચા થાય છે, તેનાં પાંદડાંપર કાંટા થાય છે, ફુલ પીળાં અને ફળગ્લાસ (પ્યાલા) ના આકારનાં થાય છે તે પાકેથી બીજ દારૂની કણીયો માફક કાળાં નીકળે છે. તેની ડાંડલી તોડવાથી પીળા રંગનું દુધ ઝરેછે.

---

## સાતવીણુ.

सातला विरला सारी सत्फला बहुफेनका ।
चर्मसाह्वा चर्मकासा फेना दीप्ता च नालिका ॥ ५५ ॥

સાતલા, વિરલા, સારી, સત્ફળા, બહુ ફેનકા, ચર્મ સાહવા, ચમકાશા, ફેના, દીપ્તા, નાલિકા એ નામ સાત વીણુનાં છે.

सातला कटुका पाके वातलः शीतलो लघुः ।
तिक्ता शोथककानाहपित्तोदावर्त्तरक्तजित् ॥ ५६ ॥

સાતલા પાકમાં તીખી, વાયુ કરનારી, ઠંડી, હલકી, કડવી છે, તે સોજા, કફ, આફરો, પિત્ત, ઉદાવર્ત, લોહીવિકારનો નાશ કરે છે, સાતવીણુને સતવન, સપ્તપર્ણી પણ કહે છે.

સાતવીણુનાં ઝાડ નાના સીમલા જેવાં થાય છે, તેની ડાંડલી પર સાત પાન થાય છે તેથી સાતવીણુ નામ પડેલું જણાય છે.

---

## ઝેંઝી.

अश्मन्तो मालुकापात्रो युग्मपत्रोऽम्लपत्रकः ।
श्लक्ष्णत्वगश्वयोनिः स्यात्कुशली पापनाशनः ॥ ५७ ॥

અશ્મન્ત, માલુકાપાત્ર, યુગ્મપત્ર, અમ્લપત્રક, શ્લક્ષ્ણત્વક, અશ્વયોનિ, કુશલી, પાપનાશન એ નામ ઝેઝીનાં છે.

अश्मन्तस्तुबरो ग्राही शीतोष्णः कफवातजित् ।

निहन्ति गण्डमालास्रगलगण्डगलामयान् ।
तत्फलं लेखनं ग्राहि गुरु श्लेष्मानिलापहम् ॥ ५८ ॥

ઝેંઝી તુરી, મલને બાંધનારી, ઠંડી, ગર્મ, કફ વાતનો નાશ કરનારી અને કંઠમાળા, લોહીવિકાર, ગડગુંમડ ગળાના રોગનો નાશ કરનાર છે, ઝેઝીના ફળ દોષોને ઉખેડનાર, ઝાડાને બાંધનાર ભારે, કફ વાતનો નાશ કરનાર છે, પાનડાંનો સ્વાદ કંઇક ખારો હોય છે.

ઝેંઝીનાં ઝાડ સર્વે ઠેકાણે થતાં હોઇ જગત્ પ્રસિદ્ધ છે.

---

## કાંચનાર.

काञ्चनारः काञ्चनकः पाकारी रक्तपुष्पकः ।
कोविदारोऽस्यभेदः स्यात्कुद्दालः कुद्दली कुली ॥५९॥

કાંચનાર, કાંચનક, પાકાટી, રક્તપુષ્પક, એ નામ કાંચનારનાં છે, કાંચનારની એક બીજી જાત થાય છે, તેનાં કોવિદાર, કુધુલ, કુહલી, કુલી.

आस्फोतो दालकः स्वल्प केसरश्च मरीमता ।
कञ्चनारो हिमो ग्राहि तुवरः श्लेष्म पित्तनुत् ॥ १६० ॥

આસ્ફોત, દાલક, સ્વલ્પ કેસર, ચમરી એવાં નામો છે. કાંચનાર ઠંડો, ઝાડાને બાંધનારો, તુરો અને કફ પિતનો નાશ કરનાર છે.

क्रमि कुष्ट गुद भ्रंश गण्डमाला व्रणापहः ।
कोविदारोऽपि तद्वत्स्यात्पुष्पं शीतं तयो लघू ।
रुक्षं संग्राहि पित्तास्र प्रदर क्षत कासनुत् ॥ ६१ ॥

કાંચનાર કૃમિ, કોડ, કંઠમાળ, ઘા, એઓનો નાશ કરનાર છે. બન્ને જાતના કાંચનારનો ગુણ એક બીજાને મળતો છે, એ બેઉનાં ફુલ ઠંડાં, હલકાં, લુખાં, ઝાડાને બાંધનાર અને રક્તપિત, પ્રદર, ચાંદાં, ઉધરસ એનો નાશ કરે છે.

કાંચનારનાં ઝાડ સડકોપર, બગીચાઓમાં, ડુંગરો ઉપર હોય છે, એની કળીયોની ભાજી થાય છે; તેને કોઇ કરાલ પણ કહે છે,

---

## નગોડ.

निर्गुण्डी श्वेत कुसुमः सिन्दुकः सिन्दुवारकः
भूत केश्य परो नील सिन्दुकः पुष्प निलकः ॥ ६२ ॥
शेफालिका शीत भीरुर्वनकोऽनिलमञ्जरी ।
निर्गुण्डी स्मृतिदा तिक्ता कषाया कटुकालघुः ॥ ६४ ॥

નિર્ગુંડી, શ્વેત કુસુમ, સિન્દુક, સિંદુવાર, સંભાલુક, ભૂતકેશી, નિલ સિંદુક, પુષ્પ નિલક, શેફાલીકા. શીત ભીરૂ, વનક, અનિલ મંઝરી એ નામ નગોડનાં છે. નગોડ બુદ્ધીને વધારનાર, કડવી, તીખી, તુરી, હલકી, આંખને હીતકારી, વાળને વધારનારી શુળ, શોજા, આમવાયુ, કૃમી, કોડ, અરુચી, કફ, ધા એનો નાશ કરે છે, નગોડ બે જાતની થાય છે, સફેદ અને કાળી બંન્ને ગુણમાં સરખી છે.

---

## મરડાશીંગી.

मेषश्रृङ्गी मेषवल्ली सर्पदंष्ट्राज श्रृङ्गिका ।
अन्यातु दक्षिणावर्त्ता वृश्चिकाली विषाणीका ॥ ६९ ॥

મેષશૃંગી, મેષવલ્લી, સર્પદંષ્ટ્રા, અજશૃંગિકા, દક્ષિણાવર્તા, વૃશ્ચિકાલી, વિષાણીકા એ નામ મરડાશીંગીનાં છે.

मेषश्रृगी रसे तिक्ता वातला कासनाशिनी ।
रुक्षापाके कटुः पित व्रणश्लेष्मादि शुलनुत् ॥ ६६ ॥

મરડાશીંગી રસમાં કડવી, વાયુકર્તા, પાકમાં લુખી, તીખી, કફ પીત, ધાવ, આંખ્યો દુખવી એનો નાશ કરનાર છે, એ મેંઢાસીંગી નામથી પ્રસિદ્ધ છે.

---

## સાટોડી.

पुनर्नवा श्वेतमूला पृथ्वीको दीर्घ पत्रकः ।
विषाद दीर्घो वर्षाभुः पुनर्भुर्मण्डलच्छदा ॥ ६७ ॥

પુનર્નવા, શ્વેતમૂલા, પૃથ્વીક, દીર્ઘપત્રક, વિષાદ, દીર્ઘ, વર્ષાભૂ, પુનર્ભૂ, મણ્ડલચ્છદા, એ નામ સાટોડીનાં છે.

**पुनर्नवा सरातिक्ता रूक्षोष्णा मधुरा कटुः ।**
**पुनर्नवा रुणातिक्ता रक्तापुष्पा कटिल्लिका ॥ ६८ ॥**

સાટોડી મળને ખસેડનાર, કડવી, લુખી, ગર્મ, મીઠી, તીખી છે, સાટોડી, અરૂણા, તિક્તા, રક્તપુષ્પા, કઠિલ્લકા.

**क्ररकः क्षुद्रवर्षाभूर्वर्षाकेतुः शिवाटिका ।**
**शोका निल व्रणश्लेष्महरा, रूच्या रसायनी ॥ ६९ ॥**

કુરક, ક્ષુદ્ર વર્ષાભૂ, વર્ષાકેતુ, શીવાટિકા એ નામ લાલ સાટોડીનાં છે, તે સોજા, વાયુ, ઘાવ, કફને દુર કરે છે, રૂચી ઉપજાવે છે, રસાયણ છે.

**पुनर्नवा वरातिक्ता कटुपाका हिमा लघु ।**
**वातला ग्राहिणी श्लेष्म रक्तपित्त विनाशिनी ॥ १८० ॥**

ધોળી સાટોડી કડવી, પાકમાં તીખી, ઠંડી, હલકી, વાયુકર્તા, ઝાડાને બાંધનારી, અને રકતપિત્તનો નાશ કરનારી છે.

સાટોડી (આટડી રાતી અને ધોળી) સર્વે ઠેકાણે થાય છે. તેના વેલા જમીન પર પથરાય છે, પાંદડાંની પાછળ લાલ રંગ હોય છે તે લાલ સાટોડી કહેવાય છે અને વેલા પણ લાલાશ પડતા હોય છે. ધોળી સાટોડીનાં પાન અને વેલા ધોળા હોય છે, તે વેલા ભેંસો ખાય છે. ચોમાસામાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, પણ બારે માસ તેના વેલા કાયમ રહે છે, તેથી મલવામાં વાંધો આવતો નથી.

---

## રાસ્ના.

**रास्ना रम्या युक्त रसा रसना गन्ध माकुली ।**
**सुगन्ध मूला तिरसा श्रेयसी सुवरासरा ॥ ७१ ॥**

રાસ્ના, રમ્યા, યુક્તરસા, રસના, ગન્ધમાકુલી, સુગન્ધમૂલા, અતિ રસા, શ્રેયસી, સુવરા, સરા એ નામ રાસ્નાનાં છે.

**रास्ना म पाचनी तिक्ता गुरुष्णा श्लेष्मवाताजित ।**
**शोफश्वास समीरास्त्र वात शूलोदरापहा ॥ ७२ ॥**

રાસ્ના અર્થાત રાયસન આમને પકાવે છે, કડવી, ભારે, ગર્મ, કફ, વાતને જીતનારી છે, તથા સોજા શ્વાસ, વાતરક્ત, વાયુનુ શુળ અને પેટના રોગનો નાશ કરે છે.

---

## આસંગ.

**अश्वगन्धा तुरङ्गाह्वा गोकर्णश्चात्ररोहकः ।**
**वराहकर्णी वरदा बल्या वाजी करी वृषा ॥ ७३ ॥**

અશ્વગન્ધા, તુરંગાહ્વા, ગોકર્ણ, અવરોહક, વરાહ કર્ણી, વરદા, બલ્યા, વાજીકરી, વૃષા એ આસંગનાં નામ છે.

**अश्वगन्धा निलश्लेष्म शोफश्वित्रक्षयापहा ।**
**बल्पा रसायनी तिक्ता कषायोष्णाऽतिशुक्रला ॥ ७४ ॥**

આસંગ વાયુ, કફ, શોજા, ધોળા કોડ, અને ક્ષયને મટાડે છે, બળ આપે છે, રસાયન છે, કડવી, તુરી, ગર્મ અને અત્યંત ધાતુને પેંદા કરનારી છે.

આસંગ જગતમાં પ્રસિદ્ધ છે, અને સર્વે ઠેકાણે મળે છે.

---

## પ્રસારણી.

**प्रसारणी राजबला चारुपर्णी प्रतानिका ।**
**शरणी सारणी भद्रपर्णी सुप्रसरासरा ॥ ७५ ॥**

પ્રસારણી, રાજબલા, ચારૂપર્ણી, પ્રતાનિકા, શરણી, સારણી, ભદ્રપર્ણી, સુપ્રસરા, સરા એ નામ પ્રસારણીનાં છે.

**प्रसारणी गुरुर्वृष्या सन्धानबल कृत्सरा ।**
**वीर्योष्णा वातनुक्ति वातरक्त कफापहा ॥ ७६ ॥**

પ્રસારણી, વધારેભારી, આયુર્દાને દેનારી, ભાગેલાને સાંધનારી, બળ આપનારી, મળને ખસેડનારી, વીર્યને ઉસ્કેરનારી, વાયુને હરનારી, કડવી, વાતરક્ત અને કફનો નાશ કરનારી છે.

---

## શતાવરી.

**शतावरी द्वीपिशत्रुर्द्वीपिका धरकण्टका ।**
**नारायणी शतपादि शतपाद्बहुपत्रिका ॥ ७७ ॥**

શતાવરી દ્વીપિશત્રુ, દ્વિપકા, ધરકણ્ટકા, નારાયણી, શતપદી, શતપાત, બહુપત્રિકા એ શતાવરીનાં નામ છે.

**शतावरी गुरुः शीता स्वादुः स्निग्धा रसायनी ।**
**शुक्रस्तन्य करा बल्या वातपित्तास्त्रशोफाजित् ॥७८ ॥**

શતાવરી—ભારે, ઠંડી, સ્વાદવાળી, કંધક ચીકટવાળી, રસાયની એટલે ઘરડપણુને મટાડનારી વીર્ય તથા ધાવણુને વધારનારી, પુષ્ટીકારક, વાત, પિત્ત, લોહીવીકાર, સોજાને નાશ કરનારી છે.

---

## મહાશતાવરી.

**शतावर्यूर्ध्वकण्ठान्या पीवरी धीवरी वरी ।**
**अभीरुर्बहुपत्रा च महापुरुषदान्तिका ॥ ७९ ॥**
**सहस्त्रवीर्या केशी स्यात्तुङ्गिनी सूक्ष्मपत्रिका ।**
**महाशतावरी मेध्या हृद्या वृष्या रसायनी ॥ ८० ॥**

શતાવરી, ઊર્ધ્વકંટા, પીવરી, ધીવરી, વરી, અભીરૂ, બહુપત્રા, મહાપુરૂષ દન્તિકા, સહસ્ત્રવિર્યા, કેશી, તુર્ઝિની, સુક્ષ્મ પત્રિકા, એ નામ મહાશતાવરી ( મોટી સતાવરી )નાં છે.

મહા શતાવરી, બુદ્ધિ વધારનાર, હૃદયને હીતકારી, વીર્યને વધારનારી, રસાયની એટલે બુઢાપો ટાળનાર છે.

**शीतवीर्या निहन्त्यार्शोग्रहणीनयनामयान् ।**
**तदङ्कुरस्त्रिदोषघ्नो लघुरर्शःक्षयापहः ॥ ८१ ॥**

વીર્યમાં શીતળ, હર્શ, ગ્રહણી (સંગ્રહણી) આંખ્યોના રોગને નાશ કરે છે, મોટી શતાવરીનો ફુટતો કુણુગો ત્રિદોષનો નાશ કરે છે અને તે પચવામાં હલકો, હર્શ અને ક્ષયને હરે છે.

શતાવરી—ડુંગરવાળી તેમજ માળ જમીનમાં બહુ થાય છે, તેનાં પાંદડાં બારીક વરીઆળીના જેવાં હોય છે, તે સસલાચારો, એકલકંટો, સહસ્ત્રમૂળી એ નામથી જગપ્રસિદ્ધ છે.

---

## કાંસકી. ( ગંગેરી )

बला वट्यालकः शीतपाकी वाटचोदराह्वया ।
भद्रौदनी समङ्गा स्यात्समांसा खरयष्टिका ॥ ८२ ॥

બલા, વટ્યાલક, શીતપાકી, વાટચોદરાહ્વયા, ભદ્રૌદની, સમંગા, સમાંસા, ખરયષ્ટિકા, એ કાંસકીનાં નામ છે.

---

## પિળી કાંસકી.

महाबला वीरपुष्पी सहदेवी बृहद्बला ।
वाट्यायनी देवसहा वाट्या स्यात्पीतपुष्पिका ॥ ८३ ॥

મહાબલા, વીરપુષ્પી, સહદેવી, બૃહદ્બલા, વાટ્યાયની, દેવસહા, વાટ્યા, પીતપુષ્પિકા એ નામ પીળી કાંસકીનાં છે.

---

## બલદાણા. ( ખપાટ, કાંસકી )

बलाकातिबला भारद्वाजी स्याद्वृक्षगन्धिनी ८४ ॥

બલાકા, અતિબલા, ભારદ્વાજી, વૃક્ષગંધિની, એ નામ બલદાણાનાં છે.

---

## નાગબલા. ( ગાડર એ પટા )

गङ्गेरुकी नागबला विश्वदेवा गवेधुका ॥ ८५ ॥

ગંગેરુકી, નાગબલા, વિશ્વદેવા, ગવેધુકા, એ નામ નાગબલાનાં છે.

बलाचतुष्टयं शीतं मधुरं बलकान्तिकृत् ।
स्निग्धं ग्राहि समीरास्रपित्तास्रक्षतनाशनम् ॥ ८६ ॥

ચારે જાતની કાંસકી-ઠંડી, મીઠી, બલકારક અને ચહેરાને વધારનાર છે, ચીકણી, ઝાડાને બાંધનાર અને વાયુ, આમ્લપિત્ત, લોહીવિકાર, ધારાં એનો નાશ કરે છે.

કાંસકીમાં પીળી કાંસકી મુત્રકૃચ્છનો નાશ કરે છે, વાયુને શોષે છે, નાગબલા ભારે છે, ધાતુને ઉત્પન્ન કરે છે, તેનામાં રક્તપિત્તને મટાડવાનો મુખ્ય ગુણ છે.

बल्या रसायनी पुंस्त्ववर्धिनी बृंहणी तथा ।
तस्याः फलं हिम स्वादु स्तम्भनं गुरु लेखनम् ।
विबन्धाध्मानजननं रक्तपित्तविवर्द्धनम् ॥ ८८ ॥

કાંસકી—બળ વધારનાર, રસાયન છે, પુરૂષાર્થ આપે છે અને ક્ષુધાપાને ટાળે છે, નાગબલાનાં ફળ ઠંડાં, સ્વાદીષ્ટ, વીર્યને રોકનાર, ભારે અને દોષને ઉખેડનાર, ઝાડાને રોકનાર અને આફરો આણે છે, રક્તપિત્તને કોપાવે છે. ખરૈટી નામની કાંસકીને ખરૈટી, ખરેટી, બીજબંદ એ નામથી ઓળખે છે.

કાંસકીની દરેક જાત તમામ જગોએ થાય છે. અને જગપ્રસિદ્ધ હોય મળવી મુશ્કેલ નથી.

---

## માલકાંકણી.

ज्योतिष्मती वह्निरुचिः कंगुणी कटुभी तथा ।
ज्योतिष्मती कटुस्तिक्ता सरा कफसमीराजित् ।
अत्युष्णा वामनी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥ ८९ ॥

જ્યોતિષ્મતિ, વન્હિરૂચી, કંગુણી, કટુભી એ નામ માલકાંકણીનાં છે, માલકાંકણી—તીખી, કડવી, મળને ખસેડનાર, કફ અને વાયુનો નાશ કરનાર, અત્યંત ગર્મ, છર્દી કરનાર, અગ્નિવર્ધક, બુદ્ધિ અને યાદદાસ્તને વધારનારી છે.

માલકાંકણીનાં પાકેલાં ફળો કેશરના રંગ જેવાં મોતીના આકારનાં થાય છે, તેના વેલા ડુંગરો અને સપાટીના ઝાડોપર જોવામાં આવે છે, તે માલકાંકણીના નામથી પ્રસિદ્ધ છે.

---

## તેજપત્ર.

तेजस्विनी तेजवती तेजिन्या लघु वल्कला ।
महौजसी पारिजाती शीता तिक्तातितेजिनी ॥ ९० ॥

તેજસ્વિની, તેજવતી, તેજિન્યા, લઘુવલ્કલા, મહૌજસી, પારીજાતા શીતા, તિક્તા, અતિતેજિની એ નામ તેજપત્રનાં છે.

तेजस्विनी कफश्वासकासशूलामवातजित् ।
पाचन्युष्णा कटुस्तिक्ता रुचिवह्निप्रदिपनी ॥ ९१ ॥

તેજપત્ર——કફ, શ્વાસ, ઉધરસ, શૂળ, આમવાયુ એનો નાશ કરે છે, તથા પકાવે છે, તેજપત્ર ગર્મ, તીખું, કડવું, રૂચીકર, જઠરાને પ્રદિપ્ત કરનાર છે

તેજપત્ર ( તેજબળ ) નાં ઝાડ ડુંગરોમાં થાય છે, તેના ઝાડ પર કાંટા થાય છે, તેનાં લોક દાતણ પણ કરે છે, તેનાં ફળ ગોળ મરચાંના જેવાં થાય છે, તેનાં ડાળાં, છાલ, પાંદડાં, ફળ વીગેરેનો સ્વાદ તમતમાટી ઉપજાવે તેવો હોય છે.

---

## દેવદાર.

देवदारु सुराव्हं स्याद्भद्रदारु सुरद्रुमः ।
भद्रकाष्टं स्नेहवृक्षः कृमिलं शक्रदारु च ॥ ९२ ॥

દેવદારૂ, સુરાહ્વ. ભદ્રદારૂ, સુરદ્રુમ, ભદ્રકાષ્ટ, સ્નેહવૃક્ષ, કૃમિલ શક્રદારૂ, એ નામ દેવદારનાં છે.

देवदारु कटु स्निग्धं तिक्तोष्णं लघु नाशयेत् ।
आध्यानज्वरशोथामहिक्काकण्डुकफानिलान् ॥ ९३ ॥

દેવદાર——તીખો, ચીકટવાળો, કડવો. ગર્મ. અને હલકો છે. તાવ, સોજો, મરડો. હેડકી, ખસ, કફ, વાયુનો નાશ કરે છે.

દેવદાર——નાં ઝાડ ઠંડા ડુંગરોમાં થાય છે, સિમલાના ડુંગરોમાં વધારે જોવામાં આવે છે.

---

## સરલ દેવદાર.

सरलो नन्दनो व्रीडा नमेरुर्द्विकवृक्षकः ।
पीतदारुः पीतवृक्षो महादीर्घः कलिद्रुमः ॥ ९४ ॥

સરલ. નન્દન, વ્રીડા, નમેરૂ, દ્વિકા વૃક્ષક, પીતદારૂ. પીતવૃક્ષ, મહાદીર્ઘ, કલિદ્રુમ એ નામ સરલ દેવદારનાં છે.

सरलः कटुकः पाकरसयोर्मधुरो लघुः ।
उष्णः स्निग्धः समीरास्तिकण्ठकर्णामयापहः ॥ ९५ ॥

સરલ દેવદાર—તીખો, પાકમાં અને રસમાં મધુરો, પચવામાં હલકો, ગર્મ તેલવાળો છે, અને તે વાયુ, આંખના રોગ, ગળાના રોગ, કાનના રોગનો નાશ કરે છે.

સરલ દેવદારનાં ઝાડ ઠંડા પર્વતોપર થાય છે, અને કેળના ઝાડ જેવાં થાય છે.

---

## પુષ્કરમૂલ.

**पौष्कराह्वं पद्मपत्रं पौष्करं पुष्कराह्वकम् ।**
**काश्मीरं पुष्करजटा मूलवीरं सुगन्धिकम् ॥ ९६ ॥**

પૌષ્કરાહ્વ, પદ્મપત્ર, પૌષ્કર, પુષ્કરાહ્વક કાશ્મીર, પુષ્કરજટા, મૂળવીર, સુગંધિક, એ પુષ્કર મુળના નામ છે.

**पौष्करं कटुकं तिक्तमुष्णवातकफज्वरान् ।**
**हन्ति शोफारुचिश्वासान् विशेषात्पार्श्वशूलजित् ॥ ९७ ॥**

પુષ્કરમૂળ—તીખું, કડવું, ગરમ, વાયુ, કફ, તાવ, સોજા, અરૂચી, શ્વાસ, પડખાનું શૂળ એનો નાશ કરનાર છે, અને તે પુષ્કર મૂળના નામથી પ્રસિદ્ધ છે.

---

## કઠ.

**कुष्ठं रोगाह्वयं दिव्यं कौबेरं पारिभद्रकम् ।**
**पारिहार्यं पारिभाव्य मुत्पलं पारिभद्रकम् ॥ ९८ ॥**

કુષ્ટ, રોગાહ્વ, દિવ્ય, કૌબેર, પારિભદ્રક, પારિહાર્ય, પારિભાવ્ય, ઉત્પલ, પારિભદ્રક એ નામ કઠનાં છે.

**कुष्ठमुष्णं कटु स्वादु तिक्तं शुक्रप्रदं लघु ।**
**हन्ति वातास्रवीसर्पकुष्ठकासमरुत्कफान् ॥ ९९ ॥**

કઠ—ગર્મ, તીખો, સ્વાદવાળો, કડવો, વીર્ય આપનાર, હલકો, અને લોહીવા, રતવા, કોડ, ખાંસી, વાયુ, ઉધરસ એનો નાશ કરનાર છે, અને તે કઠના નામથી ઓળખાય છે.

---

## કાકડાશીંગ.

शृङ्गी कुलीरशृङ्गी स्याद्वक्रा कर्कटशृङ्गिका ।
कर्कटाक्षा महाघोषा शृङ्गनाम्नी नताङ्ग्यपि ॥ २०० ॥

શૃંગી, કુલીરશૃંગી, વક્રા, કર્કટ શૃંગિકા, કર્કટાક્ષા, મહાઘોષા, સંગનામ્ની, નતાંગી એ નામ કાકડાશિંગનાં છે.

शृङ्गी कषायातिक्तोष्णा हन्ति हिक्कावमिज्वरान् ।
तृष्या वमिकफश्वासक्षयकासोर्ध्वमारुतान ॥ १ ॥

કાકડાશિંગી, તુરી, કડવી, ગર્મ અને હેડકી, છર્દિ, તાવ, કફ શ્વાસ, ઉધરસ, ક્ષય, અને ઊર્ધ્વ વાયુ, નો નાશ કરે છે ને વીર્યને વધારે છે.

કાયડાશિંગીનાં ઝાડ સર્વે ઠેકાણે થાય છે અને એજ નામથી પ્રસિદ્ધ છે.

---

## કાયફળ.

कट्फलं कुमुदा कुम्भी श्रीपर्णी लोमपादपः ।
सोमवल्की महाकुम्भी भद्रा भद्रवती शिवा ॥ २ ॥

કટફળ, કુમુદા, કુંભી, શ્રીપર્ણી, લોમપાદપ, સોમવલ્ક, મહાકુંભી, ભદ્રા, ભદ્રવતી, શિવા એ નામ કાયફળનાં છે.

कट्फलं तुवरं तिक्तं कटुवातकफज्वरान् ।
हन्ति श्वासप्रमेहार्शःकासकण्ठामयारुचीः ॥ ३ ॥

કાયફળ, તુરૂ, કડવું, તીખુ, તથા વાયુ, કફ, તાવ, શ્વાસ, પ્રમેહ, અર્શ, ઉધરસ, કંઠરોગ, અરૂચિનો નાશ કરે છે.

કાયફળનાં ઝાડ ડુંગરોમાં થાય છે, જેષ્ટ મહીનામાં એનાં ફળ પાકે છે તેને કાયફળ કહે છે.

---

## રોહ.

रोहिषं कर्तृणंभूतिर्भूतिकं सरलं तृणम् ।
श्यामलं युग्मकं पौरं व्यापकं देवगन्धकम् ॥ ४ ॥

રોહીષ, કતૃણ, ભૂતિ. ભુતિક, સરલ, તૃણ, શ્યામલ, ધુમ્મક પૈર, વ્યાપક, દેવગંધક એ નામ રોહનાં છે.

**रोहिषं कटुकं पाके तिक्तोष्णं तुवरं जयेत् ।**

**हन्ति मारुतपित्तास्रक्षणाच्छ्वासकफज्वरान् ॥ ५ ॥**

રોહનુધાસ—પાકમાં તીખો, કડવો, ગર્મ, તુરો, અને વાયુ, પીત્ત, લોહી વિકાર, શ્વસા, કફનો તાવ એઓનો નાશ કરે છે.

રોહનુધાસ—ડુંગરોમાં તથા માળવાળા જંગલોમાં થાય છે અને તે રોહના ધાસના નામથી પ્રસિદ્ધ છે, તેના ધાસમાંથી રોષેલ નામનું તેલ નીકળે છે, તેમજ અત્તર પણ નીકળી શકે છે.

---

## ભારંગી.

**भार्ङ्गी भृगुभवा पद्मा कासाघ्नि गन्धपर्वणी ।**

**खरशाकं शुक्रमाता भञ्जी ब्राह्मणयष्टिका ॥ ६ ॥**

ભાર્ગી, ભ્રગુભવા, પદ્મા, કાસઘ્નિ, ગંધપર્વણી, ખર શાક શુક્રમાતા, ભણ્જી, બ્રાહ્મણયષ્ટિકા એ નામ ભારંગીનાં છે.

**भार्ङ्गी रूक्षी कटुस्तिका रुच्योष्णा पाचनी जयेत् ।**

**शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ॥ ७ ॥**

ભારંગી, લુખી, તીખી, કડવી અને રૂચિને ઉપજાવે છે, ગર્મ છે, પચનક્રિયાને મદદ કરે છે તેમજ શોજા, ખાંસી, કફ, શ્વાસ, પીનસ ( નાકનું છાંડ ) તાવ, વાયુનો નાશ કરે છે.

ભારંગી ભાડંગી, ભાર્ગી એ નામથી પ્રસિદ્ધ છે.

---

## પાષાણભેદ.

**पाषाणभेदः पाषाणोऽश्मरीभेदोऽश्मभेदकः ।**

**शिलाभेदो दृषद्भेदो नागभिन्नोऽङ्गभेदनः ॥ ८ ॥**

પાષાણભેદ, પાષાણ, અશ્મરીભેદ, અશ્મભેદક, શિલાભેદ, દૃષ- દ્ભેદ, નાગભિન્ન, અંગભેદન એ નામ પાષાણ ભેદનાં છે.

पाषाणभेदस्तुवरः शीतलो वस्तिशोधनः ।
सरास्तिक्तः प्रमेहार्शः कृच्छ्राश्मरिरुजोजयेत् ॥ ९ ॥

પાષાણભેદ, તુરો, ઠંડો, બસ્તીને સોધનાર, ઝાડાને ઉતારનાર, કડવો, પ્રમેહ, અર્શ, મુત્રકૃચ્છ, પથરીનો નાશ કરે છે તે પાષાણ ભેદના નામથી જગપ્રસિદ્ધ છે.

---

## નાગરમોથ.

मुस्तं वारिधरो मुस्तो मेघाख्यः कुरुविन्दकः ॥ २१० ॥
वराहोऽब्दौ घनो भद्रमुस्तं राजकसेरुकः ।
पिण्डमुस्तं विषध्वंसी नागरोऽन्यः प्रकीर्त्तित ॥ ११ ॥

મુસ્ત, વારિધર, મુસ્તાહ્ય, મેઘાખ્ય, કુરૂવિન્દક, વરાહ, અબ્દ, ઘન, ભદ્રમુસ્ત, રાજકસેરૂક, પિંડમુસ્ત, વિષધ્વંસી, નાગર એ નામો નાગરમોથનાં છે.

मुस्तं कटु हिमग्राहि तिक्तं दीपनपाचनम् ।
कषायं कृमिपित्तासृक्कफतृष्णाज्वरापहम् ॥ १२ ॥

નાગરમોથ, તીખી, ઠંડી, ઝાડાને બાંધનાર, કડવી, દીપન, પાચક, તુરી, છે. અને કૃમી રક્તપીત્ત, કફ, તૃષા તાવનો નાશ કરેછે.

નાગરમોથ એક જાતના ઘાસની જડ છે અને તે નાગરમોથ અથવા મોથના નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## ધાવડી.

धातकी कुञ्जरी सिन्धुपुष्पी प्रमादिनी मदा ।
पार्वतीयां ताम्रपुष्पी सुभिक्षा मेध वासिनी ॥ १३ ॥

ધાતકી, કુન્જરા, સિંધુ પુષ્પિ, પ્રમદિની, મદા, પાર્વતીયા, તામ્રપુષ્પિ, સુભિક્ષા, મેઘવાસિની એ નામ ધાવડીનાં છે.

धातकी कटुका शीता मन्दोष्णा तुवरा लघुः ।
तृष्णातीसारपित्तास्रविषकृमिविसर्पजित् ॥ १४ ॥

ધાવડી—તીખી, ઠંડી, ગર્મ. તુરી, હલકી અને શોશ, ઝાડો, રક્તપિત્ત, ઝેર, કૃમિ, રતવાનો નાશ કરનારી છે.

ધાવડીનાં ઝાડ ઘણુા ભાગે પથ્થરવાળી જગોમાં એટલે ડુંગરોમાં વધારે થાય છે, એનાં પાંદડાંને ગાયો ખાય છે, અને ફુલ દવાના કામમાં વપરાય છે, એ જગપ્રસિદ્ધ હોઇ ધાવડીના નામથી સર્વત્ર પ્રચલીત છે.

---

## માચિકા.

**माचिका बालिकाम्बष्ठा शठी दन्तशठाम्बिका ।**

**अम्बष्ठकी सूचिमुखी कषाया साकण्ठमुखी ॥ १५ ॥**

માચિકા, બાલિકા, અમ્બષ્ટા, શઠી, દંતશઠા, અમ્બિકા, અમ્બષ્ટકી, સુચિમુખી, કષાયા, સાકંઠ મુખી એ નામ માચયાનાં છે,

**माचिकोष्णा रसे पाके कषायो शीतलो लघुः ।**

**पक्वातिसारपितास्रकफकण्ठामयापहा ॥ १६ ॥**

માચિકા—ગર્મ, રસમાં તથા પાકમાં, તુરી, ઠંડી, હલકી અને પાકેલો ઝાડો, રક્તપિત્ત, કફ, ગળાનો રોગ એનો નાશ કરે છે.

---

## પાતાલકોળુ.

**विदारिका वृक्षवल्ली वृक्षकन्दा विदालिका ।**

**शृङ्गालिका कन्दवल्ली स्वादुकन्दा फलाशका ॥ १७ ॥**

વિદારિકા, વૃક્ષવલ્લી, વૃક્ષકન્દા, વિદાલિકા શ્રંગાલિકા, કન્દવલ્લિ, સ્વાદુ કન્દા, ફલાશકા એ નામ વિદારિકંદ ઉર્ફે પાતાળ કોળાનાં છે.

વિદારીકંદ સીમલા પ્રાંતમાં વધારે થાય છે, તેના વેલા થાય છે તેને સરાલીની વેલ કહે છે, ગુજરાતમાં ઘોડવેલાના નામથી ઓળખે છે, અને ઘોડાંને તે ખવડાવવામાં આવે છે, તેના મુળમાં ગાંઠ થાય છે અને એક નીચે એક એમ સાત આઠ ફુટ લગી જમીનમાં ઉંડેથી લગભગ છથી સાત સુધી કંદ નીકળે છે, તેજ વિદારી કંદ ઉર્ફે પાતાળકોળુ કહેવાય છે, તે ડુંગરાઉ જમીનમાં ઘણાં થાય છે. ગુજરાતમાં પણ ઘણે ઠેકાણે થાય છે.

**अन्या शुक्ला क्षारशुक्ला क्षारवल्ली पयस्विनि ।**
**इक्षुवल्ली महाश्वेता क्षीरकन्देक्षुगन्धिका ॥ १८ ॥**

શુક્લા, ક્ષારશુક્લા, ક્ષારવલ્લી, પયસ્વિની, ઇક્ષુવલ્લી, મુહાશ્વેતા, ક્ષીરકન્દા, ઇક્ષુગન્ધિકા એ નામ ક્ષીર વિદારીનાં છે.

**विदारि मधुरा स्निग्धा बृंहणी स्तन्यशुक्रदा ।**
**गुरुपित्तास्रपवनदाहान्हन्ति रसायनी ॥ १९ ॥**

વિદારીકન્દ--મીઠું, તેલયુક્ત, પુષ્ટીકારક, ધાવણુ અને ધાતુને વધારનારૂ, પચવામાં ભારે છે, રક્તપીત, વાત, બલતરા, એનો નાશ કરે છે, રસાયન છે.

ક્ષીર વિદારી જુદી જાતની થાય છે તેના કંદમાંથી દુધ નીકળે છે, તેનાં પાન તણુંચના જેવાં થાય છે અને ફુલ લાલ આવે છે.

---

## વારાહિકંદ.

**वाराही माधवी गृष्टिः शौकरी वनमालिका ।**
**तस्याः कन्दः किटिः क्रोडनाम्ना संवरकन्दकः ॥२२०॥**

વારાહિ, માધવી; ગૃષ્ટિ, શૌકરી, વનમાલિકા વારાહિકન્દ, કિટિ ક્રોડનામ, સંવરકન્દક એ નામ વારાહી કંદનાં છે.

**वाराही मधुरा कन्दे कटुस्तिक्तातिशुक्रला ।**
**बल्या शुक्रकरा वातकफमेहकृमिञ्जयेत ॥ २१ ॥**

વારાહીકન્દ--મીઠું, તીખુ, કડવું વીર્યનો ઝરો, બળ અને પુષ્ટીને આપવાવાળું છે, તથા વાત, કફ, પ્રમેહ, કૃમિ, એનો નાશ કરે છે,

વારાહીકન્દના પણ વેલા થાય છે, તેનાં પાન નાગરવેલના પાન જેવાં થાય છે, તેને ડુંગરી લોક બેચરની વેલ કહે છે, તેના મૂળમાંથી કંદ નીકળે છે, તેજ વારાહીકન્દ છે,

વારાહીકન્દ ટકશાળના નજીક કૌશિલ્યા નદીના કીનારા પર બહુ થાય છે,

## કાળીપાઢ.

**पाठाम्बष्टा बृहत्तिक्ता प्राचीनाम्बष्टका सरा ।**
**वरा तिक्ता पापचेली श्रेयसी वृद्धकर्णिका ॥ २२ ॥**

પાઠા, અમ્બષ્ટા, બૃહતિક્તા, પ્રાચિના, અમ્બષ્ટકા, સરા, વરા, તિક્તા, પાપચેલી, શ્રેયસી, વૃદ્ધ કર્ણિકા, એ પાઠનાં નામ છે.

**पाठोष्णा कटुका तीक्ष्णा वातश्लेष्महरा लघुः ।**
**हन्ति शूलज्वरच्छर्दिकुष्ठातीसारहृद्रुजः ।**
**दाहकण्डूविषश्वासकृमिगुल्मगरव्रणान् ॥ २३ ॥**

પાઢ-ગર્મ, તીખી, તિક્ષ્ણ, વાત કફ નાશક, હલકી અને શુલ, તાવ છર્દી, કોઢ, ઝાડો, ઉદરરોગ, બળતરા, ખસ, ઝેર, શ્વાસ, કૃમિ, ગોળો, કૃત્રિમ, ઝેર, તાવ એઓનો નાશ કરે છે.

પાઢના વેલા થાય છે અને પાઢ, કાળીપાઢ નામથી પ્રસિદ્ધ છે. તમામ જગોએ થાય છે.

---

## મોરવેલ.

**मुर्वा देवी मधुरसा देवश्रेणी मधुश्रवा ।**
**स्निग्धपर्णी पृथक्पर्णी मोरटी पीलुपर्णिका ॥ २४ ॥**

મુર્વા, દેવી, મધુરસા, દેવશ્રણી, મધુશ્રવા, સ્નિગ્ધપર્ણી, પૃથક્પર્ણી, મોરટી, પીલુપરણીકા, એ નામ મોરવેલનાં છે.

મોરવેલ—ઝાડાને ઉતારનાર, ભારે, મીઠી, જલદ અને રક્તપિત્ત, પ્રમેહ; ત્રિદોષ, તૃષા, હૃદયરોગ, ખસ, કોઢ, તાવ, પીત, વાયુનો નાશ કરે છે, પુષ્ટીકારક, કફ કર્તા, તાકાત દેનાર, ઝાડાને કઠણ કરનાર અને ગોળાનો નાશ કરનાર છે.

---

## મજીઠ.

**माञ्जिष्ठा विजया रक्ता रक्ताङ्गी कालमेषिका ।**
**रक्तयष्टी ताम्रवल्ली समङ्गी वस्त्रभूषणा ॥ २६ ॥**

मंजुला विजया भङ्गी छत्रिका ज्वरनाशिनी ।
माञ्जिष्ठा मधुरा तिक्ता कषाया स्वर्णवर्णकृत्त ॥ २६ ॥

મંજીષ્ટા, વિજયા, રક્તા, રક્તાંગી, કાલમેષિકા, રક્તયષ્ટી, તામ્રવલ્લી, સમંગી, વસ્ત્રભૂષણા, મંજુલા, વિકશા, ભંગી, છદ્દમિકા, જ્વરનાસિની એ નામ મજીઠનાં છે.

મજીઠ—મીઠી, કડવી, તુરી સોના જેવું શરીરનું વાન કરે છે.

गुरूरुष्णा विषश्लेष्मशोफयोन्यक्षिशुलनुत् ।
रक्तातिसारकुष्टास्रविसर्पव्रणमेहजित् ।
तच्छाकं दीपनं स्वादु स्निग्धं पित्तानिलापहम् ॥ २७॥

મજીઠ—ભારે, ગર્મ, અને ઝેર, કફ, સોજા, યેનીશૂળ, નેત્ર, શૂળ, લોહીનો ઝાડો, કોડ, દોષીત લોહી, રતવા, ઘાવ, પ્રમેહનો નાશ કરે છે. મજીઠનું શાક સ્વાદવાળું અને પચવામાં હલકું છે, તેલયુક્ત છે, અને પીતવાયુનો નાશ કરે છે.

મજીઠની ડુંગરોમાં વેલ્લ થાય છે, તેનાં ગુણ બધા ઔષધોમાં ઉપયોગી છે, તે મજીઠના નામથી સર્વે ઠેકાણે પ્રસિદ્ધ હોઇ મળી શકે છે.

---

## હળદર.

हरिद्रा रजनी गौरी रञ्जनी वरवर्णिनी ।
पिण्डा पीता वर्णवती निशावर्णी विलासिनी ॥२८॥

હરિદ્રા, રજતિ, ગૌરી, રંજીની, વરવર્ણિની, પિંડા, પીતા, વર્ણવતી, નિશા, વર્ણા, વિલાસિની, એ નામ હળદરનાં છે.

हरिद्रा कटुका तिक्ता रूक्षोष्णा श्लेष्मपितनुत् ।
पर्ण्यात्वग्दाह मेहास्र शोफ पाण्डु व्रणापहा ॥ २९ ॥

હળદર—તુરી, કડવી, લુખી, અને ગર્મ છે, કફપિત્તને દુર કરે છે, ચામડીનો રોગ, દાહ, પ્રમેહ, લોહીવીકાર, સોજા, પાન્ડુ, ઘાવ મટાડે છે, તે રંગના કામમાં આવે છે.

હળદર જગપ્રસિદ્ધ છે.

---

## દારૂ હળદર.

दार्वी दारु हरिद्राऽन्या पीत दारुच पञ्चधा ।
कठङ्कटेरी पित्तद्रुः स्वर्णवर्णा कटङ्कटी ॥
दार्वी तद्वद्विशेषातु नेत्रकर्णास्यरोगनुत् ॥ २३० ॥

દાર્વી, દારૂહરિદ્રા, પીતદારૂ, પંચધા, કંટકટેરી, પિત્તદ્રુ, સ્વર્ણ-વર્ણા, કંટકટી એ નામ દારૂહળદરનાં છે, દારૂ હળદરમાં હળદરના જેટલા ગુણ છે, પરંતુ વધારામાં તે આંખનો રોગ, કાનના રોગ, મુખના રોગનો નાશ કરે છે.

દારૂ હળદર સીમલા પ્રાંતમાં બહુ થાય છે તેને પાહાડી લોક કશ્મલનાં ઝાડ કહે છે, એનાં ફળ કાળા રંગનાં થાય છે. એના લાકડાંના કાઢાને પકવતાં ઘાટો કરવાથી રસોત (રસાંજન) થાય છે.

---

## પુંવાડ. (પુંવાડીયા)

प्रपुन्नाटस्त्वेडगजश्चक्रमर्दः प्रपुन्नटः ।
दद्रुघ्नो मर्दको मेघ कुसुमःकुष्टकृन्तनः ॥ ३१ ॥

પ્રપુન્નાટ, એડગજ, ચક્રમર્દ, પ્રપુન્નટ, દદ્રુઘ્ન, મર્દક, મેઘકુસુમ, કુષ્ટકંતન, એ નામ પુંવાડનાં છે એને પમાર, પનવાડ પણ કહે છે.

प्रपुन्नाटो लघुः स्वादु रूक्षःपित्तानिलापहः ।
हृद्यो हिमकफश्वासकुष्टदद्रुकृमिञ्जयेत ॥ ३२ ॥
हन्त्युष्णं तत्फलं कुष्ट कण्डू दद्रुविषानिलान् ।
वातरक्तापहं तस्याः शाक कफं करं लघु ॥ ३३ ॥

પુંવાડ—હલકા, સ્વાદવાળા, લુખા, પિતવાતનો નાશ કર્તા, ગર્મ છે, કફ, દમ, કોડ, દાદર, ઝેર, વાયુને હરે છે, તેનાં બીયાં–ગર્મ છે, કોડ, ખસ, દાદર, વાયુ એનો નાશ કરે છે; પુંવાડનું શાક વાતરકત (લોહીવા) ને મટાડે છે, કફને ઉત્પન્ન કર્તા છે.

પુવાડ ઉર્ફે પુવાડીયા ચોમાસામાં સર્વે ઠેકાણે ઉગે છે અને તે જગપ્રસિદ્ધ હોવાથી ઓળખવામાં મુશ્કેલ નથી.

---

## બાવચી.

बाकुची चंद्रिका सोमवाल्लि पूतिफलावरा ।
सोमराजी कृष्णफला वल्गुजा कालमेषिका ।
चन्द्रलेखा तथा सोमःकुष्ठघ्नोसामतापरा ॥ ३४ ॥

બાકુચી, ચન્દ્રિકા, સોમવલ્લી, પૂતિફલા, વરા, સોમરાજી, કૃષ્ણુરાજી, કૃષ્ણુફળા, અલ્ગુજા, કાલમેષિકા, ચન્દ્રલેખા, સોમ, કુષ્ઠી એ નામ બાવચીનાં છે.

बाकुचि मधुरा तिक्ता कटुपाका रसायनी ।
विष्टम्भिनी हिमा रुच्या सरा हृद्याऽस्रपित्तनुत् ॥ ३५ ॥

બાવચી—મીઠી, કડવી, પાકમાં તીખી, રસાયન છે, મળને રોકનાર શીતળ, રૂચિકર, પ્રથમ મળને રોકે છે પણ પાછળથી મળને ખસેડે છે, હૃદયને ફાયદો કર્તા, રક્તપિતનો નાશ કરનારી છે.

रूक्षा हन्ति कफश्वासकुष्टमेहज्वराक्रिमीन् ।
तत्फलं पित्तकृच्छ्रेण कुष्टवातकफापहम् ॥ ३६ ॥

બાવચી—લુખી, કફ, દમ, કોડ, પ્રમેહ, તાવ, કૃમિનો નાશ કરે છે. બાવચીનાં બીયાં પિત્ત, મૂત્રકચ્છ, કોડ, વાયુ, કફનો નાશ કરે છે, અને બાવચી નામથી પ્રસિદ્ધ છે.

---

## ભાંગરો.

भृङ्गराजो भेकराजो मार्कवः केशरञ्जः ।
अङ्गारको भृङ्गिराजो भृङ्गाह्वः सूर्यवल्लभः ॥ ३७ ॥

ભૃંગરાજ, ભેકરાજ, માર્કવ, કેશરંજક, અંગારક, ભૃંગીરાજ, ભૃંગાહ્વ, સૂર્યવલ્લભ એ નામ ભાંગરાનાં છે.

भृङ्गाराजः कटुस्तिक्तोरुक्षोष्णःकफवातकृत् ।
दन्त्यो रसायनस्त्वच्यःकुष्टनेत्रशिराऽर्तिजित् ॥ ३८ ॥

ભાંગરો—તીખો, કડવો, લુખો, ગરમ, કફ, વાયુનો નાશ કર્તા છે, બળને આપનાર છે રસાયન છે રૂચિકર, કોડ, આંખનો રોગ, માથાના રોગનો નાશ કરે છે.

ભાંગરો—સર્વ ઠેકાણે થાય છે અને તેજ નામથી પ્રસિદ્ધ છે.

---

## ખડસલીયો પિતપાપડો.

**पर्पटः कवचो रेणुः पित्तहा वरकण्टकः ।**
**वरतिक्तः पर्पटकः पृथ्विकश्चर्मकण्टकः ॥ ३९ ॥**

પર્પટ, કવચ, રેણુ, પિત્તહ્ના, વરકંટક, વરતિક્ત, પર્પટ, પૃથ્વિક, ચર્મકણ્ટક, એ નામ પિતપાપડાનાં છે.

**पर्पटो हन्ति पित्तास्त्रभ्रमतृष्णा कफज्वरान् ।**
**संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलोलघुः ॥ २४० ॥**

ધારસીયો પીતપાપડો—રકતપિત, થાક, શોષ, કફના તાવનો, નાશ કરે છે, ઝાડાને બાંધે છે, ટાઢો, કડવો અને બળતરાને શાન્ત કરે છે, વાયુ ઉત્પન્ન કરે છે અને હલકો છે.

**रक्तपुष्पोतिसारस्यवारको ज्वरनाशनः ।**
**पर्पटःपित्तहृदाहज्वरानिच्छ्लेष्मशाेषणः ।**
**तिक्तशीतौ ज्वरहरौ लघु भूनिम्बपर्पटौ ॥ ४१ ॥**

રાતા ફુલવાળો પિતપાપડો—ઝાડાને દુર કરે છે, તાવ કાઢે છે, પિતપાપડો-પિત, હૃદયરોગ, બળતરા, તાવનો નાશ કરે છે, તથા કફ-નો પણ નાશ કરે છે. કરીયાતુ તથા પિતપાપડો, કડવો, ટાઢો, તાવ-નો નાશકર્તા, હલકો છે.

પિતપાપડો ઘઉંના ખેતરમાં વધારે થાય છે, ગાંધીની દુકાનેથી મળી આવે છે, ખડસળીયો પિતપાપડો, ધાસિયો પિતપાપડો એ નામથી ઓળખે છે, અને પ્રસિદ્ધ છે.

---

## ત્રાયમાણ.

**शणपुष्पी माल्यपुष्पी घावनी शणघाटिका ।**
**बृहत्पुष्पी स्वल्पघण्टा घण्टाशब्दा तु पुष्पिका ॥ ४२ ॥**

શણપુષ્પી, માલ્યપુષ્પી, ધાવની, શણઘંટિકા, બૃહત્પુષ્પિ, સ્વલ્પ-ઘંટા, ઘંટાશબ્દા, પુષ્પિકા એ નામ ત્રાયમાણનાં છે.

**शणपुष्पी कटुःपित्तश्लेष्मजिच्छर्दी कारिणी ।**
**त्रायमाणा सुहृत्त्राणा त्रायन्ती गिरिसानुजा ॥ ४३ ॥**

ત્રાયમાણ—તીખી, પિત, કફનો નાશ કરે છે, શરદીને કરે છે. ત્રાયમાણ, સુહત્રાણા, ત્રાયંત, ગિરિસાનુજા.

**वलभद्रा कृतत्राणा चार्षकं त्रायमाणिका ।**
**त्रायमाणा सरापित्तज्वरश्लेष्मास्रशूलजित् ॥ ४४ ॥**

બલભદ્રા, કૃતત્રાણા, વાર્ષક ત્રાયમાણિકા, એ નામ ત્રાયમાણનાં છે, ત્રાયમાણ—ઝાડાને ઉતારનાર, પિતનો તાવ, કફ, શુળનો નાશ કરે છે.

આજકાલ ત્રાયમાણના બદલે કેટલાક લોક વનફસાં વાપરે છે.

---

## કડવાં તુરીઆં.

**महाजालनिका चर्मरङ्गः स्यातिलपुष्पिका ।**
**आवर्तकी बिन्दुकिनी विभाण्डी रक्तपुष्पिका ॥ ४५ ॥**

મહાજાલનિકા, ચર્મરંગ, તિલપુષ્પિકા, આવર્તકી, બિન્દુકિની વિભાણ્ડી, રક્તપુષ્પિકા એ નામ કડવાતુરીઆનાં છે.

**महाजालनिका तिक्ता रेचना कफपित्तजित् ।**
**हन्ति दाहोदरानाहशोफकुष्टकृमिज्वरान ॥ ४६ ॥**

કડવાં તુરીઆં—કડવાં, ઝાડા કરનાર, કફપિત્તનો નાશ કરનાર, બળતરા, પેટનો રોગ, આફરો સોજા, કોઢ, કૃમિ, તાવ એનો નાશ કરે છે. કડવાં તુરીઆંને મહાજાલની પણ કહે છે.

---

## અતિવિષ.

**अतिविषा शुक्लकन्दा विष प्रतिविषापरा ।**
**श्यामकन्दा शिता शृङ्गी भङ्गुरोपविषाणिका ।**
**विषोष्णा पाचनी तिक्ता श्लेष्मपित्तातिसारजित् ॥४७॥**

અતિ વિષા, શુકલકન્દા, વિષા, પ્રતિવિષા, શ્યામકન્દા, શિતા, શૃંગી, ભંગુરા, ઉપવિષાણિકા એ નામ અતિવિષનાં છે.

અતિવિષ—ગર્મ, પાચક, કડવું, કફ, પિત, ઝાડાનો નાશ કરનાર છે.

श्यामकन्दा चोपाविषा सा विज्ञेया चतुर्विधा ।
रक्ता श्वेता भृशं कृष्णा पितवर्णा तथैव च ॥ ४८ ॥

શ્યામકન્દા, અને ઉપવિષા ચાર પ્રકારની થાય છે, લાલ, ધોળી, કાળી અને પીળી.

यथापूर्ववद्विज्ञेया बल्या श्रेष्ठा गुणोत्तमा ।
सर्वदोषहराऽयत्वाल्लेपाच्छ्वयथुनाशिनी ॥ ४९ ॥
श्लेष्मजानं विंशतिं रोगान् सद्यो हन्याद्रसायनी ॥४९॥

એમાં પીળીથી કાળી, કાળીથી ધોળી, ધોળીથી લાલ એમ અનુક્રમે ચઢીયાતા ગુણવાળી છે. અતિવિષ સર્વે દોષને ટાળનારૂ છે, ચોપડવાથી સોજાને દુર કરે છે, વિશ જાતના કફનો નાશ કરે છે, રસાયન છે, અતિસ, અતિવિષ એ નામથી પ્રસિદ્ધ છે.

---

## પિલુડી.

काकमाची ध्वांक्षमाची कामची जघनी फला ।
रसायनवरा सर्वतिक्ता स्यात्काकिनी कटुः ॥ २५० ॥

કાકમાચી, ધ્વાંક્ષમાચી, કામચી, જઘની, ફળા, રસાયન વરા, સર્વ તિક્તા, કાકીની, કટુ એ પિલુડીનાં નામ છે.

काकमाची त्रिदोषघ्नी स्निग्धोष्णा स्वरशुक्रदा ।
हृद्या रसायनी शोफकुष्टार्शोज्वरमेहजित् ॥ ५१ ॥

પિલુડી—ત્રિદોષનો નાશ કરનાર છે, તેલયુક્ત, ગર્મ, કંઠને સુધારનાર, વીર્યને આપનાર, હૃદયને વિશ્રાંતિ દેનાર, રસાયન છે, તે સોજા, કોડ, અર્શ, તાવ, પ્રમેહનો નાશ કરે છે.

પિલુડી સર્વત્ર પ્રસિદ્ધ છે, તેના છોડ થાય છે, બીજ પ્રથમ લીલાં પાકવાથી લાલ પડતાં કાળા રંગનાં થાય છે, ફળ જુમખે લાગે છે, ફુલ ધોળાં આવે છે, પાકેલ ફળને નાનાં છોકરાં પણ ખાય છે.

---

## કાગડીયું.

काकजङ्घा नदिकान्ता काकतिक्ता सुलोमजा ।
पारावतपदी काका मदान्या छर्दि कारिणी ।
काकजङ्घा हिमा हन्ति रक्तपितकफज्वरान् ॥ ५२॥

કાકજંઘા, નદીકાન્તા, કાકતિક્તા, સુલોમજા, પારાવતપદી, કાકા, મદા, છર્દિકારીણી, એ નામ કાગડીયાનાં છે, કાગડીયું—ઠંડું, રક્તપીત અને કફના તાવનો નાશ કરે છે. કાગડીયું સર્વે ઠેકાણે થાય છે, એની ગાંઠ બાળકોના પાંસળીના દર્દ ઉપર તથા આફરા ઉપર અપાય છે.

---

## લોધર.

लोध्रस्तिरीटः कानीनास्तिलकः सन्ततोद्भवः ।
अन्यो घनत्वात्सरकः श्वेतलोध्रोऽक्षिभेषजम् ॥ ५३ ॥

લોધ, તિરીટ, કાનીનતિલક, સન્તતોદ્ભવ, એ નામ લોધરનાં છે. મજબુતાઇને લેઇને સરક, શ્વેત લોધ્ર, અક્ષિભેષજ એવાં નામ એની બીજી જાતનાં છે.

रोध्रो विरेचकः शितश्चक्षुष्यः कफपितनुत् ।
कषायो रक्तशोफा सृग्ज्वरातिसारनाशनः ।
तत्पुष्पं मधुरं ग्राहि सतिक्तं श्लेष्मपितजित् ॥ ५४ ॥

લોધર—જુલાબ કરે છે, ટાઢો, આંખને ફાયદાવાળો, કફ, પિતનો નાશ કરનારો, તુરો, લોહી વિકાર, સોજા, રક્તપિત, તાવ, ઝાડો એનો નાશ કરે છે, લોધરનું ફુલ મીઠું અને ઝાડાને બાંધનાર છે, કડવું, પીતનો નાશ કરનારૂ છે.

લોધરનાં ઝાડ ડુંગરોમાં થાય છે, તેની છાલ દવાના કામમાં વપરાય છે, લોધર, પઠાની લોધર નામથી સર્વે ઠેકાણે પ્રસિદ્ધ છે.

---

## વરધારો. (ફાંગ)

**वृद्धदारुर्महाश्यामा लाङ्गली जीर्णवल्कलः ।**
**अन्या कोटरपुष्पी स्यादावेगी छागलान्यपि ॥९५॥**

વૃદ્ધ દારૂ, મહાશ્યામા, લાંગલી, જીર્ણ વલ્કલ, એ નામ વરધારાનાં છે, કોટરપુષ્પિ, આવેગી, છાગલાની, એ નામ બીજી જાતના વરધારાનાં છે.

**वृद्धदारुः कषायोष्णः सरस्तिक्तो रसायनः ।**
**वृष्यो वातामवातास्रशोफमेहकफाञ्जयेत् ॥ ९६ ॥**

વરધારો—તુરો, ગર્મ, સારક, કડવો, રસાયન છે, વીર્યને ઉત્પન્ન કરે છે, વાત, વાયુનો મરડો, લોહી બીગાડ, શોજા, પ્રમેહ, કફ એનો નાશ કરે છે.

વરધારો અથવા વિદારો એ નામથી સરવે ઠેકાણે પ્રસિદ્ધ હોઇ મળી શકે છે, શિમલા પ્રાંતમાં ડુંગરના જંગલોમાં તેની વેલ જોવામાં આવે છે. ડુંગરીલોક તે વેલને વુડલના નામથી ઓળખે છે. એનાં પાન પીપળના પાન જેવાં પણ સુવાળાં અને નીચેના ભાગમાં ધોળાં થાય છે.

---

## કુકડવેલ.

**देवदाली वृत्तकोशी देवताण्डो गरागरी ।**
**जीमूतस्तारका वेणी जालिन्याऽयुर्विषापहा ॥ ९७ ॥**

દેવદાલી, વૃતકોશી, દેવતાન્ડ, ગરાગરી, જીમૂત, તારકા, વેણી, જાલિની, આયુ, વિષાપહા એ નામ કુકડવેલનાં છે.

**देवदाली रसे तिक्ता कफार्शः शोफ पाण्डुताः ।**
**नाशयेद्वामनी तीक्ष्णा क्षयाहिक्का कृमिज्वरान् ।**
**देवदाली च कटुका प्रमेह कामलापहा ॥ ९८ ॥**

દેવદાલી, રસમાં કડવી, છર્દિ કરવાવાળી, તેજદાર, કફ, અર્શ, શોજા, પાંડુ, ક્ષય, હેડકી, કૃમિ, તાવ એનો નાશ કરે છે. કુકડ-

વેલ, તીખી, પ્રમેહ અને કમળાનો નાશ કરે છે. તેને દેવદાલી, બંદાલી પણ કહે છે, તે સર્વે ઠેકાણે થાય છે અને કુકડપાડા, કુકડવેલના નામથી પ્રસિદ્ધ છે.

---

## હંસરાજ.

**हंसपादी हंसपदी रक्तपादी त्रिपादिका ।**
**प्रह्लादिनी कीटमारी कीटमाता मधुस्रवा ॥ ५९ ॥**

હંસપાદી, હંસપદી, રક્તપાદી, ત્રિપાદિકા, પ્રહલાદિની, કીટમારી, કીટમાતા, મધુશ્રવા એ નામ હંસરાજનાં છે, કોઈ લોક હંસરાજને હસંપદિ તથા રાજવંશ પણ કહે છે.

**हंसपादी गुरुः शीता हन्ति रक्तविषव्रणान् ।**
**विसर्पदाहातीसारभूतभूतांश्च रोपणी ॥ ६० ॥**

હંસરાજ—ભારે, ઠંડો, લોહીવીકાર, ઝેર, ઘાવ, રતવા, બળતરા અતિચાર, ઝેરી કીડાંનો ડંખ, પ્રેતવાયુનો નાશ કરનાર છે.

---

## સોમવલ્લી.

**सोमवल्ली यज्ञनेता सोमक्षीरी द्विजप्रिया ।**
**सोमवल्ली त्रिदोषघ्नी कटुस्तिक्ता रसायना ॥ ६१ ॥**

સોમવલ્લી, યજ્ઞનેતા, સોમક્ષીરી, દ્વિજ પ્રિયા, એ નામ સોમવલ્લીનાં છે, તેને આંકવેલ પણ કહે છે ને ત્રિદોષહર, તિખી, કડવી, રસાયન છે એના ગુણ, વર્ણન, શુશ્રુત સંહિતામાં અને આયુર્વેદમાં વધારે કહેલ છે.

સોમવલ્લી હિમાલયના પાહાડોમાં થાય છે, તેનું એક પાનડું શુકલ પક્ષમાં નીકલી, કૃષ્ણ પક્ષમાં જતુ રહે છે.

---

## અમર વેલ.

**आकाशवल्ली तु बुधैः कथिताऽमरवल्लरी ।**
**खवल्लि ग्राहिणी तिक्ता पिच्छिलाक्ष्यामयापहा ॥ ६२ ॥**

આકાશવલ્લી, અમરવલરી ( નિરાધાર વેલ ) એ નામ અમર-વેલનાં છે અમરવેલ-ઝાડાને બાંધે છે, કડવી, વાત કફનો નાશ કરનાર છે.

આકાશવેલ, અમરવેલ, નિરાધાર, અફૃતિમુન એ નામથી સર્વે ઠેકાણે પ્રસિદ્ધ છે અને સર્વે ઠેકાણે થાય છે. એના વેલા ઝાડોપર, વાડપર છવાઇ રહે છે, તેને મુળ હોતાં નથી પણ ઝાડપર પથરાઇ તેની શાખા ઉપર વીંટાઇ પોષણ કરે છે.

---

## નોળવેલ.

नाकुली समहा सर्पगन्धिनी गन्धनाकुली ।
नकुलेष्टा महासर्पनेत्रा रोचकपत्रिका ॥ ६३ ॥

નાકુલી, સમહા, સર્પગંધિની, ગંધનાકુલી, નકુલેષ્ટા, મહાસર્પ નેત્રા, રોચક પત્રિકા એ નામ નોળવેલનાં છે.

नाकुली तुवरा तिक्ता कटुकोष्णा विनाशयेत् ।
विषलूताबृश्चिकाखुसर्पाणां च कृमिव्रणान् ॥ ६४ ॥

નોળવેલ—તુરી, કડવી, તીખી, ગરમ, કુકડમાકડ, વિંછી, સાપ, કરમ ( ચરમ ) ના ઝેરનો નાશ કરનાર છે.

નોળવેલના વેલા થાય છે અને તે બદરીનારાયણના રસ્તામાં અને શીમલાના ડુંગરોમાં થાય છે, તેના વેલા સાપના આકારના નીકળે છે. મુળમાં કંદ થાય છે, દકખણ પ્રાંતમાં તેને " સાપનો આદો " એ નામથી પ્રસિદ્ધ છે.

---

## વટપત્રી.

वटपत्री मोहिनी स्याद्दीपनी रेचनी मता ।
वटपत्री योनिगदान्कषायोष्णा विनाशयेत् ।
तत्फलं स्तम्भनं शीतं वातलं कफपित्तजित् ॥ ६५ ॥

વટપત્રી, મોહિની, દીપની, રેચની એ નામ વટપત્રીકાનાં છે. વટપત્રી-તુરી અને ગર્મ છે તથા યોનિ રોગનો નાશ કરે છે, વટપત્રી-કાનાં ફળ સ્તંભન અને ઠંડાં છે, વાયુને કરે છે, કફ પીતનો નાશ કરે છે.

વટપત્રીને કેટલાક લોક પાષાણ ભેદની જાતી માને છે, એનાં પાન ગોળ દડાના આકારનાં થાય છે.

---

## લજ્જામણી.

लज्जालुर्मोहिनी स्पृक्का खदिरी गन्धकारिणी ।
नमस्कारी शमी पत्री समङ्गा रक्तपादिका ॥ ६६ ॥

લજ્જાળુ, મોહિની, સ્પૃક્કા, ખદિરી, ગંધકારિણી, નમસ્કારી શમીપત્રી, સમંગા રક્ત પાદિકા એ નામ લજ્જામણીનાં છે.

लज्जालुः शीतला तिक्ता कषाया श्लेष्मपित्तजित् ।
रक्तपितमतीसारं योनिरोगान् विनाशयेत् ॥ ६७ ॥

લજ્જામણી, ટાઢી, કડવી, તુરી, કફપીતનો નાશ કરનાર અને રક્તપિત, ઝાડો, યોની રોગ એનો પણ નાશ કરે છે.

લજ્જામણી, બગીચાઓમાં વવાય છે, અને તેના છોડને હાથ લગાવવાથી કરમાઇ જાય છે, તેને લોક રીસામણીના નામથી ઓળખે છે તે ઘણેખરે ઠેકાણે થાય છે.

---

## મુશલી.

मुशली खलिनी तालपत्री काञ्चनपुष्पिका ।
महावृक्षा वृक्षकन्दः खर्जुरी तालमूलिका ॥ ६८ ॥

મુશલી, ખલિની, તાલપત્રી, કાંચન પુષ્પિકા, મહાવૃક્ષા, વૃક્ષકંદ, ખર્જૂરી, તાલમૂલિકા એ નામ મુશળીનાં છે.

मुशली मधुरा वृष्या वीर्योष्णा बृंहणी गुरुः ।
तिक्ता रसायनी हन्ति गुदजानानिल तथा ॥ ६९ ॥

મુશલી, મીઠી, વીર્યને ઉપજાવનારી, ગરમ, ધાતુને ઘટ કરનારી, ભારે, કડવી ! રસાયન છે અને ગુદાના રોગ અને વાયુને હરનાર છે.

મુશલી, ધોળીમુશલીના નામથી પ્રખ્યાત છે અને સર્વે ઠેકાણે મળી શકે છે.

---

## કૌચબીજ.

कपिकच्छूः स्वयंगुप्ता कण्डूला दुरवग्रहा ।
चण्डात्मगुप्ता लांगूली मर्कटी स्यात्प्रहर्षणी ॥ २७० ॥

કપિકચ્છૂ, સ્વયંગુપ્તા, કણ્ડુલા, દુરવગ્રહા, ચણ્ડા, આત્મગુપ્તા, લાંગુલી, મર્કટી, પ્રહર્ષણી, એ નામ કૌચનાં છે.

कपिकच्छूः परं वृष्या मधुरा बृंहणी गुरुः ।
तद्बीजं वातसमनं वाजीकरणमुत्तमम् ॥ ७१ ॥

કૌચ—અતિષય વીર્યને આપનારાવાળી છે, મીઠી છે, ધાતુને બાંધનારી અને ભારે છે, કૌચના બીજ વાયુને શાન્ત કરવાવાળાં છે, વધારે વાજીકર એટલે સ્ત્રી સંગમાં સ્ત્રીને આનંદ આપનાર છે.

કૌચ સર્વે દેશમાં થાય છે, અને તેનાં બીજને કૌચ બીજથી સૌ ઓળખે છે તેમજ સર્વે ઠેકાણે મળી શકે છે.

---

## પુત્રજીવ.

पुत्रजीवो गर्भकरो यष्टीपुत्रोऽर्थसाधनः ।
पुत्रजीवो गुरुर्वृष्यो गर्भदः श्लेष्मवातजित् ॥ ७२ ॥

પુત્રજીવ, ગર્ભકર, યષ્ટીપુત્ર, અર્થ સાધન, એ નામ પુત્રજીવાનાં છે. પુત્રજીવ—ભારે, વીર્યને ઉપજાવનાર, ગર્ભ ધારણ કરાવનાર, કફવાતનો નાશ કરનાર છે.

પુત્રજીવાનાં ઝાડ ઘણેખરે ઠેકાણે થાય છે, અને મળી પણ શકે છે.

---

## વાંઝણી કંકોડી.

वन्ध्या कर्कोटकी देवी कुमारी विषनाशिनी ।
मनोज्ञा नागदमनी वन्ध्या योगीश्वरी मता ॥ ७३ ॥

( વંધ્યા કર્કોટકી ) વંધ્યા, કર્કોટકી, દેવી, કુમારી, વિષનાશિની, મનોજ્ઞા, નાગદમની, વંધ્યા, યોગીશ્વરી, એ નામ વાંઝણી કંકોડીનાં છે.

वन्ध्या कर्कोटकी लध्वी कफनुद्रणशोधनी ।
सर्पदंशहरा तिक्ष्णा विसर्पविषनाशिनी ॥ ७४ ॥

વાંઝણી કંકોડી—હલકી, કફનો નાશ કરનાર, ઘાવને સાંધનારી, સાપના ઝેરને ઉતારનારી, સખત, રતવા, અને ઝેરનો નાશ કરે છે.

વાંઝણી કંકોડી કારેલીના વેલા જેવી થાય છે, તેને ફુલ આવે છે પણ એસનાં નથી, તેના મુળમાં કંદ (ગાંઠ) થાય છે, તે દરેક મુલકમાં થાય છે.

---

## ગરણી.

विष्णुक्रान्ता नीलपुष्पि जया वश्यापराजीता ।
विष्णुक्रान्ता कटुर्मेध्या कृमिव्रणकफाञ्जयेत् ॥ ७५ ॥

વિષ્ણુકાંતા, નિલપુષ્પિ, જયા, વસ્યા, અપરાજીતા, એ નામ ગરણીનાં છે ગરણી–તીખી, બુદ્ધીને વધારનારી, કૃમિ અને ઘાવ, કફનો નાશ કરવાવાળી છે.

---

## સંખાવળી.

शङ्खपुष्पी शङ्खनाम्नी किरीटी कम्बुमालिनी ।
शङ्खपुष्पी स्मृतिहिता मेध्या वर्णविलासिनी ॥ ७६ ॥

શંખપુષ્પી, શંખનામ્રી, કિરીટી, કંબુમાલિની, ફુલી, સ્મૃતિહીતા, મેધ્યા, વર્ણ વિલાશિની એ નામ સંખાવળીનાં છે.

शङ्खपुष्पी सरा मेध्या मता चेतोविकारिणी ।
रसायनी कषायोष्णा स्मृतिदा मोहनाशिनी ॥ ७७ ॥

સંખપુષ્પી—સારક, બુદ્ધીને વધારનારી. મનને આનંદ દેનારી, રસાયન, તુરી, અને ગર્મ છે, સ્મૃતીને આપવાવાળી અને મુર્છાનો નાશ કરનારી છે. શંખપુષ્પી, શંખાવળી, શંખાહુલી, એ નામથી સર્વ ઠેકાણેથી મળી શકે છે.

---

## દુધેલી.

दुग्धिका मधुपर्णी स्यात्क्षीरिणा स्वादुपुष्पिका ।
दुग्धिकोष्णगुरू रूक्षा वातला गर्भकारिणी ।
स्वादुर्विष्टम्भिनी वृष्या कफकुष्टक्रुमिजयेत् ॥ ७८ ॥

દુગ્ધિકા, મધુપુર્ણી, ક્ષીરિણી, સ્વાદુપુષ્પિકા એ નામ દુધેલીનાં છે. દુધી–ગર્મ, ભારે, લુખી, વાત કર્તા, ગર્ભ ધારણ, સ્વાદુ, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, કફ, કોડ, કૃમિનો નાશ કરવાવાળી છે.

---

## અર્કપુષ્પિ.

अर्कपुष्पि क्रूरकन्दा जलकामाभिराण्डिका ।
अर्कपुष्पी क्रुमिश्लेष्मभेहपित्ताविकाराजित् ॥ ७९ ॥

અર્કપુષ્પિ, ક્રુરકંદા, જલકામા, અભિરંડીકા, એ નામ અર્કપુષ્પિનાં છે. અર્કપુષ્પિ–કૃમિ, કફ, પ્રમેહ, પિતવિકારનો નાશ કરે છે.

અર્કપુષ્પિના વેલા ચોમાસામાં થાય છે, પાંદડાં ગીલોડીના સરખાં થાય છે, ફુલ ગોળ થાય છે તે તોડવાથી દુધ નીકળે છે.

---

## ભીલામા.

भल्लातको नभोवल्ली वीरवृक्षोऽग्निवक्रकः ।
आरुष्करस्तथा रुक्षस्तपनोऽग्निमुखी धनुः ॥ २८० ॥

ભલ્લાતક, નભોવલ્લી, વીરવૃક્ષ, અગ્નિવક્રક, આરૂષ્કર, રૂક્ષ, તપન, અગ્નિમુખી, ધનુષ એ નામ ભીલામાનાં છે.

भल्लातकः कषायोष्णः शुक्रलो मधुरो लघुः ।
वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् ।
हन्ति गुल्मज्वरश्वित्रवह्निमान्द्यक्रुमिज्वरान् ॥ ८१ ॥

ભીલામા—તુરાં, ગર્મ, વીર્યને કરનાર, મીઠાં, હલકાં, વાતકફ, ઉદર રોગ, આફરો, કોડ, અર્શ, (મસા) સંગ્રહણી, વાયુનો ગોળો, વાયુનો તાવ, ધોળા કોડ, જઠરનું મંદ પડવું, કૃમિ, તાવનો નાશ કરવાવાળાં છે.

ભીલામાં–જાહેર ઝેર છે અને તે સર્વે ઠેકાણે મળી શકે છે.

## ચિરપોટા.

चरपोटा दीर्घपत्री कुन्तली तिक्तता मता ।
चरपोटा हिमा रूक्षा भेदिनी श्वासकासजित् ॥ ८२ ॥

ચરપોટા, દીર્ઘપત્રી, કુન્તલી, તિકતકા એ નામ ચિરપોટાનાં ચિરપોટા—ઠંડા, લુખા, મળને ખસેડનાર, શ્વાસ, ઉધરસનો નાશ કરનાર છે.

ચિરપોટાનાં બાંટવાં થાય છે, રંગ કાળાં કડવાં લાગે છે. પાકવાથી ખટમધુરાં થાય છે.

---

## કુબો.

द्रोणपुष्पी श्वसनकः पालिन्दी कुम्भयोनिका ।
छत्राणी छत्रका द्रोणा कौंडिन्या वृक्षसारकः ॥ ८३ ॥

દ્રોણ પુષ્પી, શ્વસનક, પાલિંદી, કુંભયોનિકા, છત્રાણી, છત્રક, દ્રોણા, કૌન્ડીન્ય, વૃક્ષસારક એ નામ કુબાનાં છે.

द्रोणपुष्पी गुरु रूक्षा स्वाद्वूष्णा वातपित्तनुत् ।
भेदनी कासकामशोफकफक्रिमिहरा कटुः ॥ ८४ ॥

કુબો—ભારે, લુખો, સ્વાદવાળો, ગર્મ, તીખો, વાતપિતનો નાશ કરવાવાળો, ઝાડાને ઉતારનાર, કમળો, સોજો, ઉધરસ, કૃમિનો નાશ કરનાર છે.

કુબો સર્વે ઠેકાણે થાય છે. તેને દ્રોણ પુષ્પી, ગૂમા, દડદાલ, એ નામથી જુદે જુદે ઠેકાણે ઓળખવામાં આવે છે. અને પુષ્કળ મળી શકે છે.

---

## બ્રાહ્મી.

ब्राह्मी सरस्वती सोमा सत्याह्वा ब्रह्मचारिणी ।
मण्डूकपर्णी माण्डूकी त्वष्ट्री दिव्या महौषधिः ॥ ८५ ॥

બ્રાહ્મી, સરસ્વતિ, સોમા, સત્યાહ્વા, બ્રહ્મચારિણી, એ નામ બ્રહ્માનાં છે. અને મંડુકપર્ણી, માન્ડુકી, ત્વષ્ટ્રી, દિવ્યા, મહૌષધિ.

**कपोतविट्का मुनिका लावण्या सोमवल्लरी ।**
**ब्राह्मी हिमा सरा स्वादुर्लघुर्मेध्या रसायनी ॥ ८६ ॥**

કપોત વિટકા, મુનિકા, લાવણ્યા, સોમવલ્લકી એ નામ બ્રહ્મ-મુડીનાં છે.

બ્રાહ્મી, ઠંડી, ઝાડાને ખસેડનાર, સ્વાદીષ્ટ, હલકી, બુદ્ધિને વધારનાર, રસાયની છે.

**स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् ।**
**विषशोफज्वरहरा तद्वन्मण्डूकपत्रिणी ॥ ८७ ॥**

બ્રાહ્મી—કંઠને સુધારનાર, સ્મરણશક્તિ વધારનાર, કોડ, પાન્ડુ પરમીયો, લોહીવીકાર, ઉધરસનો નાશ કરે છે. તથા ઝેર, શોજા, તાવનો પણ નાશ કરે છે તેવાજ ગુણ બ્રહ્મ મુંડીમાં છે.

બ્રાહ્મી એજ નામથી પ્રસિદ્ધ છે. તે હિમાલય પર્વત તરફ બહુ થાય છે.

---

## સુર્યપુષ્પ.

**सुवर्चलाऽर्ककान्ता स्यात्सूर्यभक्ता सुखोद्भवा ।**
**सुर्यावर्त्ता रविप्रीता त्वन्या ब्रह्मसुवर्चला ॥ ८८ ॥**

સુવર્ચલા, અર્કકાંતા, સૂર્યભક્તા, સુખોદ્ભવા, સૂર્યાવર્તા, રવિ પીતા એ સુર્યપુષ્પિનાં નામ છે. બીજી જાતની સુર્યપુષ્પિનું નામ બ્રહ્મ સુવર્ચલા છે.

**सुवर्चला गुरुः शीता भूत्रला कफवातजित् ।**
**अन्योष्णा कुष्ठमेहाश्मकृच्छ्रज्वरहरा लघुः ॥ ८९ ॥**

સૌચલી, ભારે, ઠંડી, મુત્રલ, વાયુ અને ઉધરસનો નાશ કરે છે. બીજી જાતની સુર્યપુષ્પિ—ગરમ છે, કોડ, પ્રમીયો, પથરી, મુત્રકચ્છ તાવનો નાશ કરે છે તે હલકી છે અને તે હુલહુલી નામથી પ્રસિદ્ધ છે. તેના છોડવા થાય છે. તેને બે પાંખડી ઉપર ફળ આવે છે.

---

## મચ્છેછી.

**मत्स्याक्षी बाल्हिका मत्स्यगन्धी मत्स्यादनी तथा ।**
**मत्स्याक्षी ग्राहिणी शीता कुष्ठपित्तकफास्रनुत् ॥९०॥**

મત્સ્યાક્ષી, બાલિકા, મત્સ્યગન્ધી, મત્સ્યાદની એ નામ મચ્છેછીનાં છે.

મચ્છેછી ઝાડાને બાંધનાર, ઠંડી, કોઢ, પિત, કફ, લોહીવિકારને જીતનાર છે.

મચ્છેછીના છોડવા થાય છે તેનાં પાન અડદના છોડવા જેવાં થાય છે, તેમાંથી માછલાના જેવી ગંધ આવે છે.

---

## રતવેલીયો.

**तोयपिप्पल्यम्बुवल्ली पलूरः कञ्जटस्तथा ।**
**जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघुः ।**
**संग्राहिणी हिमा रूक्षा रक्तदाहव्रणापहा ॥ ९१ ॥**

તોયપિપ્પલી, અંબુવલ્લી, પલૂર, કચટ, એ જલપીપલ એટલે રતવેલીયાનાં નામ છે.

રતવેલીયો-હૃદયને સુખ આપનાર, આંખને ફાયદાવાળો, વીર્યને કરવાવાળો, હલકો, ઝાડાને કઠણ કરનાર, ઠંડો, લુખો, લોહીવિકાર ઉનવા, ઘાવ એનો નાશ કરનાર છે.

રતવેલીયો સર્વે ઠેકાણે થાય છે.

---

## ગળજીભી.

**गोजिह्वा गोजिका गोभी दार्विका खरपर्णिनी ।**
**गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् ।**
**हृद्या प्रमेहकासास्रव्रणज्वरहरा लघुः ॥ ९२ ॥**

ગોજિહ્વા, ગોજિકા, ગોભી, દાર્વિકા, સ્વરપર્ણિની એ નામ ગળજીભીનાં છે.

ગળજીભી વાયુકર્તા, ટાઢી, ઝાડો બાંધનાર, કફ પિતનો નાશ કરનાર, હૃદયને હિતકર, પ્રમીયો, ભિષ્ટરસ, લોહીવીકાર ઘાવ, તાવનો નાશ કરનારી છે, હલકી છે.

ગળજીભી સર્વે ઠેકાણે થાય છે.

---

## નાગદમણી.

**नागाह्वा दमनी नागगन्धा भुजगपर्णिनी ।**

**स्यान्नागदमनी वर्ण्या लूतासर्पविषापहा ॥ ९३ ॥**

નાગાહ્વા, દમની, નાગગન્ધા, ભુજગપર્ણિની એ નામ નાગદમણીનાં છે.

નાગદમણી, વાનને સુધારે છે, કુકડમાકડ તથા સાપના ઝેરને ઉતારે છે તે નાગદમણીના નામથી પ્રખ્યાત છે.

---

## ચણોઠી.

**गुञ्जा शिखण्डिका ताम्रा रक्तिका काकनासिका ।**

**श्वेतान्या चाक्रिका चूडा दुर्मुखा काकपिलुका ॥ ९४ ॥**

ગુન્જ, શિખંડીકા, તામ્રા, રક્તિકા, કાકનાશિકા એ નામ ચણોઠીનાં છે અને શ્વેતા, ચક્રિકા, ચૂડા, દુર્મુખા કાકપીલુકા એ નામ ધોળી ચણોઠીનાં છે.

**गुञ्जा केश्या बलकरा त्वच्या पित्तकफापहा ।**

**नेत्रामयहरा वृष्या हन्ति कण्डूग्रहव्रणान् ।**

**क्रिमिन्द्रलुप्तकुष्ठानि तच्छ्वेतापि च शस्यते ॥ ९५ ॥**

ચણોઠી–વાળને વધારનારી, બળને આપવાવાળી, ચામડીને સુશોભીત કરવાવાળી, પીત, કફ, નેત્રરોગનો નાશ કરનાર છે, વીર્યને વધારનાર, ખસ, ગ્રહદોષ, ઘાવ, કૃમી, વાળનું જતુ રહેવું, કોઢ એનો નાશ કરે છે.

ધોળી ચણોઠીમાં પણ એવાજ ગુણ છે, ચણોઠી, લાલ ચણોઠી ધોળી ચણોઠી, ચિરમીઠી, રકતક, ઘુંઘુચી, ગુજાબ એ નામથી સર્વે ઠેકાણે પ્રસિદ્ધ છે.

ચણોઠીના વેલા થાય છે તે ઝાડ અને વાડ ઉપર ચઢે છે. તેનાં પાન આમલીના પાન જેવાં થાય છે તેના ઉપર સીંગો આવે છે તેમાંથી ચણોઠી નીકળે છે, તે સોનું તોળવાના કામમાં આવે છે તેને રતી કહે છે.

---

## વેલ્લન્તર.

**वेल्लन्तरो दीर्घपत्रो वीरद्रुर्बहुवारकः ।**

**वेल्लन्तरोऽश्मनुद् ग्राही कफकृच्छ्रानिलार्त्तिजित् ॥९६॥**

વેલ્લંતર, દીર્ઘપત્ર, વીરદ્રુ, બહુવારક, એ નામ વેલ્લન્તરનાં છે. એ પથરીનો નાશ કરે છે, ઝાડાને બાંધે છે, કફ, મુત્રકચ્છ, વાત રોગનો નાશ કરે છે, વેલ્લન્તરનાં ઝાડ કાંટાવાળાં થાય છે. ઘણુ ભાગે નર્મદા કીનારે થાય છે.

---

## બાંદા.

**वन्दाकः स्याद्वृक्षरुहा शेखरी कामवृक्षकः ।**

**वृक्षादनी कामतरुः कामिन्यापदरोहिणी ।**

**वन्दाकः कण्ठवातास्रशोफव्रणविषापहः ॥ ९७ ॥**

વંદાક, વૃક્ષરૂહા, શેખરી, કામવૃક્ષક, વૃક્ષાદની, કામતરૂ, કામીની આપદરોહિણી એ નામ બાંદાનાં છે.

બાંદા—ગળાના રોગ, વાતરક્ત, સોજા, ઘાવ, ઝેરનો નાશ કરે છે, તે ઝાડમાં ઝાડ તરીકે ઉગે છે અને તે વંદા ( બાંદા ) નામથી પ્રસિદ્ધ છે.

---

## પિન્ડાર.

**पिण्डारः करहाटः स्यात्तीक्ष्णकालः कुरङ्गकः ।**

**पिण्डारो मधुरः शीतः-शोथपित्तकफापहः ॥ ९८ ॥**

પિંડાર, કરહાર, તીક્ષ્ણકાલ, કુરંગક એ નામ પિન્ડારનાં છે. પિન્ડાર—મીઠો, ઠંડો, સોજા, પિત, કફનો નાશ કરે છે.

---

## નાકછીંકણી.

छिक्किका क्षवकः क्रूरो नासा संवेदना पटुः ।

छिक्किका पित्तला कुष्ठकृमिवातकफापहा ॥ २९ ॥

છિક્કિકા, ક્ષવક, ક્રુર, નાસા, સંવેદના, પટુ, એ નામ નાકછીંકણીનાં છે, નાકછીંકણી-પિત્તકર્તા, અને કોઢ, કૃમિ, વાત કફનો નાશ કરે છે. તેનાં બાંટવાં થાય છે અને તે નાકછીંકણીના નામથી પ્રસિદ્ધ છે.

---

## રોહિડો.

रोहितो दाडिमीपुष्पो रोहितः कूटशाल्मलिः ।

प्लीहारी रोहिणी रोही रक्तघ्नः पारिजातकः ।

रोहितकः सरो गुल्मयकृत्प्लीहोदरापहः ॥ ३०० ॥

રોહિત, દાડિમિ પુષ્પ, રોહિતાખ્ય, કૂટશાલ્મલિ, પ્લીહારિ, રોહિણી, રોહી, રક્તઘ્ન, પારિજાતક, એ નામ રોહિડાનાં છે.

રોહિડો, ઝાડાને ખસેડનાર, ગુલ્મ, યકૃત (કાળજાનો વધારો) પ્લીહોદર (બરોળ)નો નાશ કરનાર છે.

રોહિડાનાં મોટાં ઝાડ થાય છે તે સર્વે ઠેકાણે થતા હોવાથી જગતપ્રસિદ્ધ છે.

---

## મોચરસ.

मोचकः स्यान्मोचरसः शाल्मलीवेष्टकः स्मृत ।

मोचनिर्यासकः पिच्छा मोचास्रावी च वेष्टकः ॥ १ ॥

મોચક, મોચરસ, શાલ્મલીવેષ્ટક, મોચ નિર્યાશક, પિચ્છા, મોચા, સ્રાવી, વેષ્ટક, એ નામ મોચરસનાં છે.

मोचकः शीतलो ग्राही गुरुर्वृष्योऽतिसारजित् ।

प्रवाहकासपित्तास्रकफदाहनिबर्हणः ॥ २ ॥

મોચરસ—ઠંડો, ઝાડાને બાંધનાર, ભારે, ધાતુને પુષ્ટ કરનાર, અતિસારનો નાશ કરનાર અને કફ પાડતી ઉધરસ, રક્તપિત, કફ,

બળતરાનો નાશ કરે છે, મોચરસ શીમળાના ઝાડના ગુંદરનું નામ છે તે મોચરસના નામથી પ્રસિદ્ધ છે,

શીમળનાં ઝાડ સર્વે દેશોમાં થાય છે.

---

## અજગંધા.

अजगन्धा वस्तुगन्धा कवरी पूतवर्व्वरः ।

अजगन्धा लघू रुच्या त्द्द्या तु कफवातनुत् ॥ ३ ॥

અજગંધા, વસ્તુગંધા, કવરી, પૂતવર્વ્વર, એ નામ અજગંધાનાં છે. અજગંધા હલકી, રૂચિકર, હૃદયને હીતકારી, અને કફ, વાયુનો નાશ કરે છે.

---

## પીળા ફુલનો કંટાસળીયો.

सौरेयकः सहचरः सौरेय किरङ्कातकः ।

दासीसहचरः किण्टी शैर्यको मृदुकण्टकः ॥ ४ ॥

સૌરેર્યક, સહચર, સૌરેય, કિકતરાતક, દાસીસહચર, કિંટી, શર્યક, મૃદુ કણ્ટક એ પીળા ફુલના કંટાસળીયાનાં નામ છે.

रक्तपुष्पः कुरुबकः पीतो ज्ञेयः कुरण्टकः ।

नील आर्त्तगलः प्रोक्तो बाणा गोदनपाक्यपि ॥ ५ ॥

રકત પુષ્પ, કુરૂબક એ પીળા ફુલના કંટાસળીયાનાં નામ છે અને આર્તગળ બાણા, ગોદનપાકી એ નામ આસમાની રંગના ફુલવાળા કંટાસળીયાનાં છે.

सौरेयः कुष्टवातास्त्रकफकण्डुविषापहः ।

तिक्तोष्णा मधुरः केश्यः सुस्निग्धः केशरञ्जनः ॥ ६ ॥

પીયાબાસા, એટલે સર્વે પ્રકારનો કંટાસળીયો, કોઢ, વાતરક્ત, કફ, ખસ, ઝેર એનો નાશ કરનાર છે, કંટાસળીયો કડુવો, ગર્મ, મીઠા, વાળને વધારનાર, દેખાવમાં સુંદર, સ્નીગ્ધ ( તેલયુક્ત) વાળને રંગનાર તેના છોડવાને કાંટા થાય છે, તે સવે ઠેકાણે થાય છે અને કંટાસળીયાના નામથી પ્રસિદ્ધ છે.

## ધોળા ફુલની ગરણી.

श्वेतस्यन्दा श्वेतपुष्पा कटभिर्गिरिकर्णिका ।
सितापराजिता श्वेता विषघ्नी मेहनाशिनी ॥ ७ ॥

શ્વેતસ્યંદા, શ્વેતપુષ્પા, કટભી, ગિરિકર્ણીકા, સિતા, અપરાજીતા શ્વેતા, વિષઘ્નિ, મેહનાશિની એ નામ ધોળા ફુલની ગરણીનાં છે.

नीलस्यन्द्रा व्यक्तगन्धा निलपुष्पा गवादिनी ।
श्वेतस्यन्दाद्वयं शीतं ग्रहघ्नं दृष्टिकुण्ठकृत् ।
कुष्ठशूलत्रिदोषमशोफवृणाविषापहम् ॥ ८ ॥

નીલસ્યંદા, વ્યક્તગંધા, નીલપુષ્પા, ગવાદિની એ નામ પણ ધોળા ફુલની ગરણીનાં છે, ગરણી બે પ્રકારની થાય છે ધોળા ફુલ અને આશમાની રંગનાં ફુલવાળી આ બેઊ ગરણીયો-ઠંડી, ગ્રહદોષને ટાળનારી, દૃષ્ટીને તેજદાર કરનારી તથા કોડ, શુળ, ત્રિદોષ, મરડો, શોજા, ઘાવ, ઝેરને ટાળનારી છે.

---

## તાલમખાનુ.

इक्षुरः क्षुरमेघाण्डः कोकिलाक्षः क्षुरः स्मृतः ।
तैलकण्डस्तिक्षरिक्षुर्बालिका चेक्षुगन्धिका ।
इक्षुरः शीतलो वृष्यो गुरुर्वातकफास्रजित् ॥ ९ ॥

ઇક્ષુર, ક્ષુરમે ઘાંણ્ડ, કોકિલાક્ષ, ક્ષુર, તૈલકંડ, તિક્ષરિક્ષ બાલિકા, ઇક્ષુગન્ધીકા એ નામ તાલમખાનાનાં છે.

તાલમખાનું, સીતલ, ધાતુને વધારનાર, ભારે, વાત, કફ, દુષિતલોહીનો નાશ કરે છે.

તાલમખાનાના છોડવા કાંટાવાળા થાય છે અને તેના બીજને તાલમખાનાના નામથી ઓળખે છે. તે સર્વે ઠેકાણે થતુ હોય સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## કપાસ.

कार्पासः पटशूलश्छादवनी वादरः पिचुः ।
कार्पासको लघुः कोष्णो मधुरो वातनाशनः ।
तद्बीजं स्तन्यदं वृष्यं स्निग्धं कफकरं गुरु ॥ १० ॥

કર્પાસ, ( નંદનવન ) પટશ્રલ, છાદવની, વાદર, પિચુ, એ નામ કપાસનાં છે.

કપાસ હલકો, થોડો ગર્મ, મીઠો, વાયુનો નાશ કરનાર, કપાસના બીજ દુધને વધારનાર, ધાતુને ઘટ બનાવનાર, તેલવાળો, ખાંસી કરનાર ભારે છે.

કપાસનું રૂ થાય છે અને તે જગત પ્રસિદ્ધ છે.

---

## ગંધપલાશિ.

**आरामशीतला देवी गन्धा कुक्कुरमर्दनः ।**
**आरामशीतला शीता कटुः पित्तकफास्रजित् ॥ ११ ॥**

આરામશીતલા, દેવી, ગંધા, કુકકુરમર્દન, એ નામ ગંધપલાશીનાં છે. ગંધપલાશી ઠંડી, તીખી, પિત, કફ, લોહીવીકારનો નાશ કરે છે તેના પાંદડામાં ગંધ હોય છે, તેને ગંધપત્રી પણ કરે છે.

---

## કરોંદા. ( કુકકુરદ્રુ )

**कुक्कुरद्रुस्ताम्रचूडः सूक्ष्मपत्रो मृदुच्छदः ।**
**कुक्कुरद्रुः कटुस्तिक्तो ज्वररक्तकफापहः ॥ १२ ॥**

કુકકુરદ્રુ, તામ્રચૂડ, સુક્ષ્મપત્ર, મૃદુચ્છ, એ નામ કરોંદાનાં છે કરોંદા તીખો, કડવો અને તાવ, દોષિત લોહી, કફનો નાશ કરે છે.

કરોંદાના લાંબા લાંબા છોડવા જંગલોમાં થાય છે, તેનાં પાન તમાકુના પાન જેવાં લાંબાં થાય છે; ઉપર રાતી લાંગ નિકળે છે.

---

## વામી.

**वामी शंखधरा वारिब्राह्मि च हिलमोचिका ।**
**वामी शोफहरा कुष्ठपित्तश्लेष्मानिलापहा ॥ १३ ॥**

વામી, શંખધરા, વારિબ્રાહ્મી, હિલ મોચિકા, એ નામ વામીનાં છે, વામી શોજા, કોડ, પિત, કફ, વાયુનો નાશ કરે છે,

વામી, બ્રાહ્મિના છોડવાના જેવી થાય છે, તેને આશમાની રંગનાં ફુલ આવે છે.

---

## શરપંખો.

शरपुङ्खा कालशाकं प्लीहारी कालका मता ।
शरपुङ्खा यकृत्प्लीहदुष्टव्रणविषापहा ।
तिक्ता कषाया कासास्रश्वासज्वरहरा लघुः ॥ १४ ॥

શરપુંખા, કાલશાક, પ્લીહારી, કાલકા એ નામ શરપંખાનાં છે, શરપંખો યકૃત, બરોળ, ખરાબઘાવ, ઝેરનો નાશ કરે છે. તે તુરો છે, ખાંસી, લોહીવિકાર, શ્વાસ, તાવ એનો નાશ કરે છે, શરપંખો હલકો છે, તેને સરફોકા, સરપુંખા પણ કહે છે, પરંતુ તે શરપંખાના નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## બલામોટા,

बलामोटा जया सुक्ष्मपत्रा ज्ञेयापराजिता ।
बलामोटा विषश्लेष्मकृच्छ्रनुद्विजयप्रदा ॥ १५ ॥

બલામોટા, જયા, સુક્ષ્મપત્રા, અપરાજીતા એ નામ બલામોટાનાં-છે; તે ઝેર, કફ, મુત્રકૃચ્છનો નાશ કરે છે. તે નાગદમની જેવી એક જાત છે તેના ગુણ પણ નાગદમનીના ગુણને મળતા છે.

---

## સુદર્શન.

सुदर्शना सोमवल्ली चक्राङ्का मधुपर्णीका ।
सुदर्शना स्वादुरुष्णा कफशोफास्रवातजित् ॥ १६ ॥

સુદર્શના, સોમવલ્લી, ચક્રાંકા, મધુપર્ણીકા એ નામ સુદર્શનનાં છે સુદર્શન સ્વાદીષ્ટ, ગરમ, અને કફ, સોજા, લોહીવાનો નાશ કરે છે.

---

## મોરશિખા.

मयूराह्वा शिखा ज्ञेया साहस्री मधुकच्छदा ।
मयूराह्वा शिखा लघ्वी पित्तश्लेष्मातिसारजिम् ॥ १७ ॥

મયુરાહ્વા, શિખા, સાહસ્રી, મધુકચ્છદા એ નામ મોરશીખાનાં છે. મોર શિખા હલકી છે, કફ, પિત, ઝાડાનો નાશ કરનાર છે.

મોરશીખાના છોડ થાય છે તેની ટોચ મોરની કલગી જેવી થાય છે.

## પુંદડ.

लक्ष्मणा पुत्रदा रक्ता बिन्दुपत्रा चनागिनी।

गोक्षीरसदृशं पुष्पं रोमवाल्लिसमान्वितम् ॥ १८ ॥

લક્ષ્મણા, પુત્રદા, રક્તા, બિંદુપત્રા, નાગિની, એ નામ પુંદડનાં છે. પુંદડના વેલા થાય છે. તેને ધોળાં ફુલ આવે છે.

रक्तबिन्दुश्च पत्रेषु लक्ष्मणाकारमुच्यते।

लक्ष्मणा गर्भदा शीता सरा वृष्या त्रिदोषनुत् ॥ १९ ॥

પુંદડના પાનપર રાતા રાતા ડાઘ હોય છે, તેના પાન પછવાડે વાળ જેવી ઝીણી રૂછવાળ હોય છે.

લક્ષ્મણા ( પુંદડ ) ગર્ભ ધારણ કરાવે છે, ઠંડી છે, ઝાડાને ઉતારનાર ધાતુને ઘટ બનાવનાર, ત્રિદોષહર છે.

પુંદડના વેલા થાય છે. તેને ધોળાં ફુલ આવે છે તેને તોડવાથી દુધ નીકળે છે, મુળ ધોળાં અને કંદ જેવાં હોય છે, તેને પુત્રકદા પણ કહે છે તેના બદલામાં ધોળા ફુલની ભોરીંગણી દવાના કામમાં લેવાય છે.

## માંસરોહિણી.

मांसरोहिण्यतिरुहा वृत्ता चर्मकसा कसा।

स्यान्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ॥२०॥

માંસરોહિણી, અતિરૂહા, વૃતા, ચર્મકશા, કસા એ નામ રોહિણીના છે, માંસરોહિણી ધાતુને વધારનારી, ઝાડાને ખસેડનાર, ત્રિદોષને હરવાવાળી છે, તેનાં ઝાડ જંગલોમાં થાય છે.

## હાડસાંકળ ( ભારાસાંકળ )

अस्थिसंहारको वज्रवल्लरी क्रोष्टुघाण्टिका।

वज्राङ्गी ग्रन्थिमान्वज्रप्रोक्ता स्यादास्थिश्रृङ्खला।

अस्थिसंहारकः शीतो वृष्यो वातहरोऽस्थियुक् ॥ २१ ॥

અસ્થિસંહારક, વજ્રવલ્લરી, ક્રોષ્ટુ, ધંટીકા, વજ્રાંગી, ગ્રંથિમાન વજ્રપ્રોક્તા, અસ્થિશૃંખલા એ નામ હાડસાંકળનાં છે.

હાડસાંકળ શીતલ, ધાતુને ધટ કરનાર, વાયુનો નાશ કરનાર, ભાગેલા હાડકાને સાંધનાર છે.

હાડસાંકળના વેલા થાય છે. તેને ભારા સાંકળ પણ કહે છે, તે સર્વ ઠેકાણે થતી હોવાથી પ્રસિદ્ધ છે.

---

## આકડો,

अर्कः सूर्याह्वयः क्षीरी सदापुष्पो विकीरणः ।
मन्दरो वसुकोऽलको राजाह्वो दीर्घपत्रकः ॥ २२ ॥

અર્ક, સૂર્યાહ્વ, ક્ષીરી, સદાપુષ્પ, વિકીરણ, મંદાર, વસુક, અલર્ક રાજાર્ક, દીર્ઘપત્રક એ નામ આકડાનાં છે.

अर्कद्वयं शंस्ववातकुष्टकण्डूविषव्रणान ।
निहन्ति प्लीहगुल्मार्शोयकृच्छ्लेष्मोदरकृमीन् ॥ २३ ॥

આકડા બે જાતના થાય છે, એક લાલ અને બીજો ધોળા ફુલ વાળો, આ બેઉ આકડા, વાયુ, કોડ, ખસ, ઝેર, ધાવ, બરોળ, ગોળો, અર્શ કાળજાનો વધારો, ઉધરસ, પેટનો રોગ, કૃમિ એનો નાશ કરેછે.

---

## કરેણ.

करवारोऽश्वहा श्वेतपुष्पा स्याच्छतपुष्पकः ।
रक्तपुष्पो परश्चण्डो लगुडः करवीरकः ॥ २४ ॥

કરવીર, અશ્વહા, શ્વેતપુષ્પા, શતપુષ્પક એ નામ ધોળી કરેણનાં છે, રક્તપુષ્પ, ચંડ, લગુડ, કરવીરક એ નામ લાલ કરેણનાં છે.

करवीरद्वयं नेत्रशोफकण्डूव्रणापहम् ।
लघूष्णं कृमिकण्डूघ्नं भक्षितं विषवन्मतम् ॥ २५ ॥

બંન્ને કરેણ આંખના રોગ, શોજા, ખસ, ધાવનો નાશ કરે છે. કરેણ હલકી, ગર્મ, અને કૃમિ તથા ખસના જીવડાને મારે છે.

કરેલું વધારે પ્રમાણમાં ઝેર છે, તે સર્વે ઠેકાણે થતી હોવાથી પ્રસિદ્ધ છે.

---

## ધતુરો.

धत्तूरः कितवो धूर्तो देवता मदनः शठः ।
उन्मत्तो मातलस्तूरी तरकः कनकाह्वयः ॥ २६ ॥

ધતૂર, કિતવ, ધુર્ત, દેવતા, મદન, શઠ, ઉન્મત્ત, માતલ, તૂરી, તરક, કનકાહ્વય એ નામ ધતુરાનાં છે.

धत्तूरो मदवर्णाग्निवान्तिकुञ्जरकुष्ठनुत् ।
उष्णो गुरुर्व्रणश्लेष्मकण्डूकृमिविषापहः ॥ २७ ॥

ધતુરો મદ, વર્ણ, જઠરાગ્નિ, છર્દિ, હાથીના કોઢને હરનાર છે, ગર્મ છે ભારે છે, ઘાવ, કફ, ખસ, કૃમિ, ઝેરનો નાશ કરનાર છે.
ધતુરો સર્વે ઠેકાણે થાય છે અને એ નામથી પ્રસિદ્ધ છે.

---

## કલિહારી.

कलिकारी वह्निमुखी लाङ्गली गर्भपातिनी ।
विशल्या हलिनी शीरी प्रभाता शुक्रपुष्पिका ॥ २८ ॥
विद्युदुल्काऽग्निजिह्वा च कथिता पुष्पसी भरा ।
वह्निशिखाग्निका ज्ञेया नलरन्ध्री च सा स्मृता ॥ २९ ॥

કલિકારી, વહ્નિમુખી, લાંગલી, ગર્ભપાતિની, વિશલ્યા, હલિની, શીરી, પ્રભાતા. શુકલપુષ્પિકા, વિદ્યુત ઉલ્કા, અગ્નિજીહ્વા, પુષ્પસી, ભરા, વન્હિ શિખા, અગ્નિકા, નલરંધ્રિ એ નામ કલિહારીનાં છે.

कलिकारी सरा कुष्टशोफार्शोव्रणशूलजित् ।
तीक्ष्णोष्णा कृमिनुल्लघ्वी पित्तला गर्भपातिनी ॥ ३३० ॥

કલિહારી, મળને ભેદનાર, કોઢ, સોજા, અર્શ ઘાવ, શૂળનો નાશ કરનારી, તેજ, ગર્મ અને કૃમિનો નાશ કરનાર છે, હલકી, પિત્તને કરવાવાળી, ગર્ભને પાડનાર છે, કલિહારી, લાગલીકંદ, અગ્નિ

શિખા, એ નામથી પ્રસિદ્ધ છે કેટલાક ઠેકાણે કલિહારીને, કંકાસણી, કણઆળી નામથી પણ ઓળખે છે.

કલિહારીના છોડવા થાય છે, તેનાં પાન હળદરના પાન જેવાં થાય છે. મુળ હળદરના જેવાં થાય છે, ઉપર અગ્નિની જ્વાળના રંગ જેવાં ફુલના તોરા આવે છે, તે સર્વે ઠેકાણે થતી હોવાથી પ્રસિદ્ધ છે.

## કુંવર.

**कुमारी मण्डला माता गृहकन्यातिपिच्छला ।**

**रसायनी कटिकिनी सवरान्या वनोद्भवा ॥ ३१ ॥**

કુમારી, મંડલા માતા, ગ્રહકન્યા, અતિપીચ્છલા, રસાયની, કટિકિની, સવરા, વનોદ્ભવા એ નામ કુંવરનાં છે.

**कुमारी भेदनी शीता यकृत्प्लीहकफज्वरान् ।**

**निहन्ति ग्रन्थि विस्फोटपित्तरक्तत्वगामयान् ॥ ३२ ॥**

કુંવર ઝાડાને ઉતારનાર, ઠંડી, યકૃત, બરોળ, કફ, તાવનો નાશ કરનારી છે તથા ગાંઠ, વિષફોટક, રક્તપિત, ચામડીના રોગનો નાશ કરનાર છે. તે ઘી કુમાર અથવા ગવાર પાઠાના નામથી તેમજ કુંવર પાઠાના નામથી સર્વે ઠેકાણે થતી હોવાથી પ્રસિદ્ધ છે.

## ભાંગ ( લીલાગરી )

**भङ्गाङ्गजा मातुलानी मोहिनी विजाया जया ।**

**भङ्गा कफहरा तिक्ता ग्राहिणि दीपनी लघुः ।**

**तीक्ष्णोष्णपित्तलानाहमदकृन्मान्मिवर्द्धिनी ॥ ३३ ॥**

ભંગા, અંગજા, માતુલાની, મોહિની, વિજયા, જયા, એ ભાંગનાં નામ છે, ભાંગ કફને હરનારી, કડવી, ઝાડાને કઠણ કરનાર, અગ્નિ પ્રદિપ્ત કરનાર, હલકી, તેજ, ગર્મ, પિત, આફરો, ઉન્માદને કરવાવાળી છે, ભાંગ સરવે ઠેકાણે પ્રસિદ્ધ છે. તેને લીલાગરી પણ કહે છે.

## કાચ્ચની.

काञ्चनी शोणफालिनी काकायुः काकवल्लरी ।
काञ्चनी स्तन्यदा मूर्द्धव्यथादोषत्रयापहा ॥ ३४ ॥

કાંચની, શોણફલિની, કાકાયુ, કાકવલ્લરી, એ નામ કાંચનીનાં છે. કાંચની, દુધ વધારનાર, માથાના દુઃખાને મટાડનાર અને ત્રિદોષહર છે.

---

## ધરો.

दूर्वा शस्या शीतकरी गोलोमी शतपर्विका ।
अन्या श्वेता श्वेतदण्डा भार्गवी दुर्मता रुहा ।
दूर्वा हिमा त्रिदोषास्रतृड्दाहपित्तकफवाहजित् ॥ ३५ ॥

દુર્વા, શસ્યા, શીતકરી, ગૌલોમી, શતપર્વિકા, એ નામ લીલી ધરોનાં છે, શ્વેતા, શ્વેતદંડા, ભાર્ગવી, દુર્મતા, રુહા, એ નામ ધોળી ધરોનાં છે, બંને ધરો ઠંડી, તરસ, લોહીવીકાર, તૃષ્ણા, દાહ, પીત, કફનો નાશ કરવાવાળી છે.

---

## મોટી ધરો.

गण्डदूर्वा मत्स्यगन्धा मत्स्याक्षी शकुलादनी ।
गण्डदूर्वा हिमा लोहद्राविणी ग्राहिणी लघुः ।
दाहतृष्णाबलासास्रकुष्ठपित्तज्वरापहा ॥ ३६ ॥

ગંડ દુર્વા, મત્સ્યાક્ષી, શકુલાદની એ નામ લીલી અને ધોળી બેઉ જાતની મોટી ધરાંનાં નામ છે. તે ઠંડી, લોઢાને ગાળનાર, ઝાડાને બાંધનાર, હળકી, દાહ, તૃષા, કફ, લોહીવિકાર, કોઢ પિત્તનો તાવ એનો નાશ કરનાર છે.

---

## કાશ.

काशः सुकाण्डः काशेक्षुरिक्षुरः श्वेतचामरः ।
इक्षुवारिकेक्षुकाशश्च स चैवेक्षुरसः स्मृतः ।
कासकृच्छ्रश्मदाहास्रपित्तक्षयकरो हिमः ॥ ३७ ॥

કાશ, સુકાંડ, કાશેક્ષુ, ઇક્ષુ, ઇક્ષુગંધા, કોકિલાક્ષ, ઇક્ષુવાલિકા, ઇક્ષુરસ એ નામ કાસનાં છે, તે મુત્રકૃચ્છ, દાહ, રક્તપિત્ત, ક્ષયનો નાશ કરે છે તથા ઠંડો છે.

## ડાભ.

दर्भो बर्हिः कुशस्तीक्ष्णः सूच्यग्रो यज्ञभूषणः ।
दर्भः कृच्छ्राश्मतृट्पित्तबस्तिरुक्कफरक्तजित् ॥ ३८ ॥

દર્ભ, બર્હિ, કુશ, તીક્ષ્ણ, સૂચ્યગ્ર, યજ્ઞભૂષણ, એ નામ ડાભનાં છે. ડાભ મુત્ર કૃચ્છ, પથરી, તૃષા, પિત્ત, પેડુના રોગનો નાશ કરે છે તથા કફ અને લોહીને સુધારે છે, ડાભ સર્વ ઠેકાણે થતો હોવાથી જગત પ્રસિદ્ધ છે.

## મુજ.

मुञ्जः क्षुरा स्थूलदर्भो बाणाह्वो ब्रह्ममेखलः ।
मुञ्जोऽनुष्णो विसर्पास्रमूत्रबस्त्यक्षिरोगजित् ॥ ३९ ॥

મુંજ, ક્ષુરા, સ્થૂલ, બાણાહ્વ, બ્રહ્મમેખલ એ નામ મુજનાં છે, મુજ ગર્મ નથી પણ ઠંડુ છે, તે રતવા, લોહી વિકાર, મૂત્રરોગ, બસ્તીરોગ, નો નાશ કરે છે.

## નલ.

नलो रन्ध्री पुष्पमृत्युर्दमनोऽनन्तकः पिटः ।
नलो मूत्रार्तिदाहास्रकफपित्तविसर्पजित् ॥ ३४० ॥

નલ, રંધ્રી, પુષ્પ મૃત્યુ, દમન, અનંતક, પિટ એ નામ નલનાં છે, હીંદીમાં નરસલ કહે છે. નરસલ મુત્રરોગ, દાહ, લોહીવા, કફ પિત, રતવાને હણે છે, નરસલ નાડાના નામથી પ્રસિદ્ધ છે તેનાં પાન વાંસના જેવાં થાય છે.

## વાંસ.

वंशो वेणुः कीचकः स्यात्कर्मारस्त्वचिसारकः ।
वंशः सरो हिमः पित्तकफदाहास्रशोफजित् ॥ ४१ ॥

વંશ, વેણુ, કીચક, કર્માર, ત્વચિસારક એ નામ વાંસનાં છે, વાંસ ઝાડાને ખસેડનાર, ઠંડો, પિત, કફ, દાહ, લોહીવિકાર, શોજાને હરનાર છે.

तत्करीरो गुरुर्भेदी श्लेष्मलो वातपित्तजित् ।
तथा च भेदकोऽत्युष्णः कफघ्नो वातपित्तजित् ॥ ४२ ॥

વાંસના પણગા ભારે અને ઝાડાને ઊતારનાર છે, અને કફને કરવાવાળા છે, પણ પીત અને વાયુનો નાશ કરે છે.

વાંસનાં મુળ રેચક અને અતિષય ગર્મ અને કફ, વાયુ, પીત એનો નાશ કરે છે.

---

## અજમો.

जवानी जवनी तीव्रा तुरुष्का मदकारिणी ।
जवानी जीवनी रूक्षा ग्राहिणी मादिनी गुरुः ॥ ४३ ॥

જવાની, જવની, તીવ્રા, તુરૂષ્કા, મદકરિણી એ નામ અજમાનાં છે. તે ખોરાશાની અજમાના નામથી પ્રસિદ્ધ છે.

આ અજમો જીવન છે, લુખો, ઝાડાને બાંધનાર, ભારે, મદકર્તા છે.

---

## ખસખસ.

तिलभेदाः खसतिलः शुभ्रपुष्पो लसत्फलः ।
वृष्यो बल्य खसतिलः श्लेष्मलो वात जिद्गुरुः ।
वल्कलस्तत्फलोद्भूतो रुक्षोग्राहि विशेषतः ॥ ४४ ॥

તિલભેદ, ખસતિલ, શુભ્ર પુષ્પ, લસત્ફળ એ નામ ખસખસનાં છે. ખસખસ, બળ આપનાર, ધાતુને વધારનાર, કફ કર્તા, ભારે વાયુનો નાશ કરનાર છે, ખસખસના ડોડવા લુખા, અને ઝાડાને બાંધનાર છે.

---

## અફીણ.

आफूकंतद्रसोद्भूतमहिकेन सकेनकम् ।
आफूकं शोशणं ग्राहिश्लेष्मघ्नं वातपितलम् ॥ ४५ ॥

આફુક, તદ્રસોદ્ભૂત, અહિફેન, સફેનક એ નામ અફીણનાં છે, અફીણ શોષક છે, ઝાડાને રોકનાર, કફનો નાશ કરનાર અને પિત અને વાયુને કોપાવનાર છે.

---

## છિલહિંઠ.

छिलहिण्ठो महामूलः पातालोगरुडाह्वयः ।
छिलिहिण्ठः परंवृष्यः श्लेष्मलः पवनापहः ॥ ४६ ॥

છિલિહિણ્ઠ, મહામૂલ, પાતાલ, ગરૂડાહ્વય એ નામ છિલહિંઠનાં છે, છિલહિંઠ ઉત્તમ પુષ્ટી કર્તા, કફ અને વાયુનો નાશકર્તા છે, તે છિરહરા નામથી પ્રસિદ્ધ છે.

यो राज्ञां मुखतिलकः कटारमल्ल-
स्तेन श्रीमदननृपेण निर्मितेऽत्र ।
ग्रन्थेऽभून्मदनविनोदनाम्नि पूर्णो
वर्गोऽयं ललितपदाङ्कितोऽभयादिः ॥ ३४७ ॥

રાજાઓમાં મુખ્ય પ્રધાન કટારમલ્લ, કટારોની લઢાઇનો યોદ્ધો મદનરાજનો બનાવેલો આ મદન વિનોદ નામના ગ્રથનો લલિત પદથી બનાવેલો અભયાદિ વર્ગ પુર્ણ થયો. ॥ ૩૪૭ ॥

---

ॐ तद्रविराजितमन्यमनन्तं श्रीरुचिरं परमक्षरमेकम् ।
श्रीमदनाक्षितिनाथ सदा ते विष्णुपदं विपदं विनिहन्तु ॥१॥

મદનરાજા પોતાની જાતને જ પોતે સંબોધન દેઇને કહે છે કે હે મદરાજા બીજા સુર્યની માફક પ્રકાશીત લક્ષ્મીની શોભાથી શોભાયમાન થએલા પરમ અનંત અર્થાત કોઇ દીવસ નાશ ન થવાવાળા જે વિષ્ણુપદ તમારી આફતોનો નાશ કરો. ॥ ૧ ॥

---

## શુંઠ.

**शुण्ठी विश्वौषधं विश्वं कटुभद्रं कटूत्कटम् ।**
**महौषधं शृङ्गवेर नागरं विश्व भेषजम् ॥ २ ॥**

શુંઠી, વિશ્વૌષધ, વિશ્વ, કટુભદ્ર, કટૂત્કટ, મહૌષધ, શૃંગવેર, નાગર, વિશ્વભેષજ એ નામ શુંઠનાં છે.

**शुण्ठी रूच्याम वातघ्नी पाचनी कटुका लघुः ।**
**स्निग्धोष्णा कटुका पाके कफवात वि बन्धनुत् ॥ ३ ॥**

શુંઠ રૂચિને ઊપજાવે છે, મરડાનો નાશ કરે છે, પાચન છે, તીખી, હલકી, ચોપડી, ગર્મ, પાકમાં તીખી અને કફ તથા વાયુનો નાશ કરે છે.

**वृष्या स्वर्या वमिश्वासकासशूलहृदामयान् ।**
**हन्ति श्लीपदशोफार्श आनाहोदरमारुतान् ॥ ४ ॥**

સુંઠ પુષ્ટિકારક, સ્વરને સુધારનાર, ઉલટી, દમ, ખાંસી, શૂળ, હૃદય રોગ, શ્લીપદ, શોજા, અર્શ, આફરો, ઉદર રોગ, વાયુ એનો નાશ કરેછે.

---

## આદુ.

**कटूष्णं दीपनं वृष्यं रूच्यमार्द्रकनागरम् ।**
**श्वासकासवमीहिक्कावातश्लेष्म विबन्धनुत् ॥ ५ ॥**

આદુ તીખું, ગરમ, અગ્નિ વધારે, ધાતુને ઘટ કરનાર, રૂચિકર, શ્વાસ, ખાંસી, ઉલટી, હેડકી, વાયુ, કફનો નાશ કરનાર છે.

**पाचनं शमनं रूच्यं कटूष्णं वह्नि दीपनम् ।**
**वात प्रकोपशमनं पाचनं शोफदूरपरम् ॥ ६ ॥**

પાકું આદુ રોચન છે, વીર્યને આપનાર, તીખું, ગર્મ, અગ્નિ દીપન, વાયુને શાન્ત કરતા અને શોજાને દુર કરે છે.

**भोजनाग्रेसदा पथ्यं जिह्वा कण्ठ विशोधनम् ।**
**अव्यक्तरस वीर्यत्वात्तत्परं तु कफापहम् ॥ ७ ॥**

આદુ જમણમાં હમેશાં માફક છે, જીભ અને ગળાને સાફ રાખે છે.

काञ्जिकार्द्र सलवणं दीपनं पाचनं परम् ।
वात प्रकोप शमनं हर्षणं लवणार्द्रकम ॥ ८ ॥

કાંજી અને મીઠા સાથેનું આદુ અગ્નિને પ્રદિપ્ત કરે છે, પાચક છે મીઠા સાથેનુ આદુ વાયુના કોપને શાન્ત કરે છે, અને આનંદ આપેછે.

अन्यदपि—आर्द्रकंशृङ्गवेर तन्महौषधमुदाह्दतम् ।
आंर्द्रक नागर गुणं भेदनं दीपनंगुरु ॥ ९ ॥

આર્દ્રક, શૃંગવેર, મહૌષધ એ નામ આદુનાં છે, આદુમાં સર્વે ગુણ સુંઠના છે, આદુ દીપન અને ભારે છે, આદુ જગત પ્રસિદ્ધ છે.

---

## મરી.

मरिचं [illegible] तीक्ष्णं [illegible] श्याम [illegible] ।
मरिचं कटुकं तीक्ष्णं दीपनं [illegible] ।
उष्णं पित्त [illegible] रूक्षं श्वास [illegible] कृमि [illegible] ॥ १० ॥

[illegible] નામ મરીનાં છે, [illegible] તેજ, [illegible] કફ, [illegible] કરે છે, ગર્મ પિત્ત [illegible], [illegible] નાશ કરે છે.

[illegible] ।
किञ्चि [illegible] ॥ ११ ॥

[illegible] મરી, [illegible] ગર્મ, [illegible] તેજ [illegible] કાળાં મરીના [illegible] છે.

---

## પીંપર.

पिप्पली चपला कृष्णा मागधी मगधाकणा ।
विश्वोपकुल्या वैदेही शौंडी स्यात्तीक्ष्णतण्डुला ॥ १२ ॥

પીપલી, ચપલા, કૃષ્ણા, માગધી, મગધા, કણા, વિશ્વા, ઊપકુલ્યા, વૈદેહી, શૌન્ડી, તીક્ષ્ણતંડુલા એ નામ પીપરનાં છે

पिप्पली दीपनी वृष्या स्वादुः पाके रसायनी ।
अत्युष्णा कटुका स्निग्धा कफवातहरा लघुः ॥ १३ ॥

પીપર અગ્નિને પ્રદિપ્ત કરે છે, વીર્યને વધારે છે, પાકમાં સ્વાદીષ્ટ, ઘડપણને દુર કરનાર, અત્યંત ગર્મ, તીખી, તેલયુક્ત, હલકી, કફ અને વાયુનો નાશ કરનારી છે.

पित्तला रेचनी हन्ति श्वासकासोदरज्वरान् ।
कुष्ठप्रमेहगुल्मार्शःप्लीहशूलाममारुतान् ।
आर्द्रा कफप्रदा स्निग्धा शीतला मधुरा गुरुः ॥ १४ ॥

પીપર પીતકર્તા, દસ્તને ઉતારનાર, શ્વાસ, ખાંસી, પેટનો રોગ, તાવ, કોઢ, પ્રમેહ, ગુલ્મ ગોળો, અર્શ, બરોળ, શૂળ મરડો એને દુર કરે છે.

---

## ત્રીકટુ.

विश्वोपकुल्यामरिचैस्त्र्यूषणं कटुकं कटु ।
व्योषं कटुत्रयं तत्स्याणसग्रन्थि चतुरूषणम् ॥ १५ ॥

સુઠ, પીપર. મરી એ ત્રણ ભેગાં મેળવવાથી ત્રીકટુ થાય છે, ત્ર્યુષણ, કટુક, કટુ, વ્યોષ, કટુત્રય, એ નામ ત્રીકટુનાં છે તેમાં પીપળ મૂળ મેળવવાથી "ચતુરૂષણ" થાય છે.

त्र्यूषणं दीपनं हन्ति श्वासकासत्वगामयान् ।
गुल्ममहककफस्थौल्ये मेहश्लीपदपीनसान् ॥ १६ ॥

ચતુરૂષણ અગ્નિ વર્ધક, ખાંસી, શ્વાસ, ચામડીના રોગ ગુલ્મ, પ્રમેહ, કફ, ઘડપણ, શ્લીપદ, પીનસનો નાશ કરે છે.

---

## પિપળા મૂળ.

कणामूलं कटु ग्रन्थिः पिप्पलीमूलमूषणम् ।
षड्ग्रन्थो ग्रन्थिकं मूल मागधं चटिकाशिरः ॥ १७ ॥

કણામૂળ, કટુ, ગ્રન્થિ, પિપલીમૂળ, ઉષ્ણ, ષડગ્રંથ, ગ્રંથિક, મૂલ, માગધ, ચટિકાશિર એ નામ પીપળા મૂળનાં છે,

**दीपनं पिप्पलीमूलं कटूष्णं पाचनं लघु ।**
**रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् ॥ १९ ॥**

પીપળામૂળ અગ્નીને વધારે છે, તીખાં ગર્મ, પાચક, હલકાં લુખાં, પિતકારક, ઝાડાને છુટા કરનાર, કફ, વાયુ, પેટના રોગ એને નાશ કરે છે, પિપળામૂળ એ નામથી પ્રસિદ્ધ છે.

---

## ચવ્ય.

**चव्यंचवण मुच्छिष्टं चाविका कोलवल्लिका ।**
**पिप्पलीमूल वतस्या विशेषागुदजा पहम ।**
**चव्यपुष्पं गरश्वासकासक्षयविनाशनम् ॥ १९ ॥**

ચવ્ય, ચવણ, ઉચ્છીષ્ટ, ચવિકા, કોલ વલ્લિકા એ નામ ચવ્યના છે, એમાં પીપળા મૂળના જેવા ગુણ છે; વધારામા ગુદાના રોગના નાશ કરે છે.

ચવ્યનાં ફુલ કૃમિનાઝેર, શ્વાસ, ખાંસી, ક્ષયના નાશ કરે છે.

---

## ગજ પિપળ.

**तत्फलं श्रेयसी हस्ति मागधा गजपिप्पली ।**
**गजकृष्णा कटुर्वातश्लेष्मनुद्वह्निवर्द्धिनी ।**
**उष्णा निहन्त्यतीसारं श्वासकण्ठामयाक्रिमीन् ॥ २० ॥**

તત્ફળ, શ્રેયસી, હસ્તિ માગધા, ગજ પિપ્પલી, ગજ કૃષ્ણા એ નામ ગજ પીપરનાં છે. ગજ પીપર તીખી વાતકફના નાશ કરનારી અને અગ્નીને પ્રદિપ્ત કરનારી છે, ગરમ છે, ઝાડો, શ્વાસ, ગળાના રોગ કૃમિ એના નાશ કરે છે

---

## ચિત્રો.

**चित्रको हुतभुग् व्यालो दारुणो दहनोऽरुणः ।**
**अग्निमाली हविःपाची वह्निनामा विशेषतः ॥ २१ ॥**

ચિત્રક, હુતભુક, બાલ, દાહણ દહન, અરુણ, અગ્નિ માલી, હવિઃ, પાચિ, અને જેટલાં નામ અગ્નિનાં છે તેટલાં નામ ચિત્રાનાં જાણવાં.

चित्रकः कटुकः पाकेत्वाह्न कृताचनोलघुः ।
रुक्षोष्णो ग्रहणी कुष्ठशाकाशःक्षाय कासनाशत् ।
श्लेष्मानिलहरो ग्राहितच्छाकंश्लेष्म वातनुत् ॥ २२ ॥

ચિત્રો પાકમાં તીખો. અગ્નિનો વધારનાર, પાચનકર્તા. હલકો, લુખો, ગરમ અને સંગ્રહણી, કોડ, શોજા, અર્શ, કૃમિ, ખાંસી, નો નાશ કરે છે. કફ અને વાયુને હરે છે તેમજ ઝાડાને બાંધે છે, ચિત્રાનું શાક કફ અને વાયુનો નાશ કરે છે ચિત્રા સર્વે ઠેકાણે થતો હોવાથી પ્રસિદ્ધ છે,

---

## પંચકોલ.

पिप्पली मगधामूलचव्यनागराचित्रकैः ।
पञ्चकोलं कफानारगुल्मशूलारुचीर्जयेत् ।
मरिचेभयुतं तत्तु षडूषणनुदात्दतम् ॥ २३ ॥

પીપર, પીપળામૂળ, ચવ્ય, સુઠ, ચિત્રો એ પાંચ મેળવવાથી પંચકોલ થાય છે, પંચકોલ કફ, આફરો, ગોળો, શુળ, અરૂચિનો નાશ કરે છે, મરી, શુંઠ, ચવ્ય, ચિત્રો, પીપળામૂળ, પીપર એ છ ચીજો મેળવવાથી "ષડુષણ" થાય છે.

---

## સવા.

शतपुष्पा शतव्योषा शताह्वा कारवी मिशिः ।
अवाक्पुष्पी त्वचिच्छत्रा शतिका माधवी परा ॥ २४ ॥

શતપુષ્પા, શતવ્યોસા, શતાહ્વા, કારવો, મિશિ, અવાકપુષ્પિ, ત્વચિચ્છત્રા, એ નામ સવાનાં છે, શેતિકા, માગધી એ નામ બીજા પ્રકારના સવાનાં છે.

शतपुष्पा लघुतीक्ष्णा पित्तकृद्दीपनी कटुः ।
उष्णा ज्वरानिलश्लेष्मव्रणशूलाक्षिरोगजित् ।
शेतिका तद्गुणा प्रोक्ता विशेषाद्योनिशूलहृत् ॥ २५ ॥

સવા હલકા, તેજ, પિત્તકર્તા, અગ્નીને પ્રદિપ્ત કરનાર, તીખા ગર્મ, તાવ, વાયુ, કફ, ઘાવ, શૂળ, આંખના રોગ એનો નાશ કરે છે. શેતીકા (બીજી જાત) નામના સવાઓમાં પણ એવાજ ગુણ છે પણ વિશેષમાં તે યોની શૂળનો નાશ કરે છે.

## વરીઆળી

मिश्रेया मिशिशालीना शाली शीतशिवा मता ।
मिश्रेया दीपनी हृद्या बद्धार्शस्कृमिशुक्रनुत् ।
रूक्षोष्णा तत्फलं कासवमिश्लेष्मानिलापहेत् ॥ २६ ॥

મિશ્રેયા, મિશિ, શાલીન, શાલી, શીત શિવા, એ નામ વરી આળીનાં છે. વરીઆળી અગ્નિ દીપન, દેખાવમાં રૂપાળી, ઝાડાને બાંધનાર કૃમિ ધાતુરોગ નો નાશ કરનાર છે, વરીઆળી લુખી, ગરમ, કોધ્ટસ, છાર્દિ કફ, વાયુનો નાશ કરે છે. તે વરીઆળીના નામથી નામાંકિત છે.

## મેથી.

मेथिका वस्तिका शेलुरोहित्यो वनमेथिका ।
अहित्योऽल्पगुणस्तस्मादूजिनां सतुपूजितः ॥ २७ ॥

મેથીકા, બસ્તિકા, શેલુ, રોહિતી, વનમેથિકા, એ નામ મેથી તથા વગડાઉ મેથીનાં છે. મેથી અગ્નિ દીપન, બળવાન, કૃમિ, શુલ, વીર્ય રોગ, ગોળો, વાયુનુ શૂળ, કફનો નાશ કરે છે, રાતી મેથીમાં ઓછો ગુણ હોય છે પણ ઘોડાંને તે સારો ફાયદો કરે છે.

## અજમોદ,

अजमोदाऽत्युग्रन्धा मोदा हस्ति मयूरकः !
खराह्वा कारवी वल्ली वस्तमोदाचमर्कटः ॥ २८ ॥

અજમોદા, અત્યુગ્ર ગધા, હસ્તિ મયૂરક, ખરાહ્વા, કારવી, વલ્લી, વસીમોદા. મર્કટ એ નામ અજમોદનાં છે.

अजमोदा कटुस्तीक्ष्णा दीपनी कफवातनुत् ।
उष्णा विदाहिनी हृद्या वृष्या बद्धमला लघुः ।
नेत्रामयकृमिच्छर्दिहिध्मबस्तिरुजो जयेत् ॥ २९ ॥

અજમોદ તીખી, તેજ, અગ્નિ દીપન. કફ, વાયુનો નાશ કરનાર, ગર્મ, દાહકર્તા, દેખાવમાં સુંદર અને પુષ્ટી કારક છે, અને ઝાડાને બાંધનાર, હલકી, આંખના રોગને હીતકારી. કૃમિ, છર્દિ, છીંક. બસ્તીરોગ નો નાશ કરે છે.

---

## જીરૂં.

जीरकं दीर्घकं शुक्लमजाजी कणजीरकम् ।
जीरकं जरणं कृष्णं वर्षाकालसुगंधिकम् ॥ ३० ॥

જીરક, દીર્ઘક. શુક્લ, અજાજી, કણજીરક, એ નામ ધોળા જીરાનાંછે, જીરક, જરણ, કૃષ્ણ, વર્ષાકાળ સુગંધિક એ નામ શાહજીરાનાંછે.

कलिका बाष्पिका कुञ्चिः कारवी चोपकुञ्चिका ।
पृथ्वीका सुखवी पृथ्वी स्थूलाजाज्युपकालिका ॥ ३१ ॥

કલિકા, બાષ્પિકા, કુંચી, કારવી, ઉપકુંચિકા, પૃથ્વીકા, સ્થુલાજાજી, સુખવી, પૃથ્વિ સ્થુલાજાજી, ઉપકાલીકા એ નામ કાળીજીરીનાં છે.

जीरकात्रितयं रूक्षं कटूष्णं दीपनं लघु ।
संग्राहि पित्तलं मेध्य गर्भाशयविशुद्धिकृत् ।
चक्षुष्यं पवनाध्मानगुल्मच्छर्दिबलासजित् ॥ ३२ ॥

ત્રણે જાતનાં જીરાં લુખાં, તીખાં, ગર્મ, અને અગ્નિને પ્રદિપ્ત કરનાર છે, ઝાડાને બાંધે છે, પિતને વધારે છે, સ્મૃતિને તાજી બનાવે છે, ગર્ભાશયને સુદ્ધ કરે છે, આંખને ફાયદાવાળાં, અને વાયુ, ગોળો, છર્દિ, ઉધરસ એનો નાશ કરવા વાળાં છે.

---

## અજમો.

**यवानी दीप्यको दीप्यो दीपनिया यवानिका ।**
**यवसाह्रोग्रगन्धा स्याद्यवाह्वा भूकदम्बकः ॥ ३३ ॥**

યવાની, દીપ્યક, દીપ્ય, દીપનીયા, યવાનિકા, યવસાહ્વા, ઉગ્રગંધા, યવાહ્વા, ભૂકદંબક એ નામ અજમાનાં છે.

**जवानी पाचनी रुच्या तीक्ष्णोष्णा कटुका लघुः ।**
**वातश्लेष्मोदरानाहगुल्मशूलकृमीञ्जयेत् ॥ ३४ ॥**

અજમો પાચક, રૂચિકર, તેજ, ગર્મ, તીખો, હલકો અને કફ વાયુ, પેટનો રોગ, આફરો, ગોળો શૂલ, કૃમી એનો નાશ કરતા છે, અજમો સર્વત્ર પ્રસિદ્ધ છે.

---

## ચૌહાર.

**यवानीया यवानी स्याचौहारो जन्तुनाशनः ।**
**चौहारस्तद्गुणः प्रोक्तो विशेषात्कृमिनाशनः ॥ ३५ ॥**

જવાનીયા, જવાની, ચૌહાર, જંતુનાશન એ નામ ચૌહારનાં છે, ચૌહારમાં પણ અજમાના જેવા ગુણો છે, પરંતુ વધારામાં કૃમિયોનો નાશ કરનાર છે.

---

## રાન તુલશી

**अजगन्धा पूतिकीटा वर्वरी पूतिवर्वरः ।**
**कारवी खरपुष्पा च तुङ्गी पूतिमयूरकः ॥ ३६ ॥**

અજગંધા, પૂતિકીટા, વર્વરી, પૂતિવર્વર, કારવી, ખરપુષ્પા, તુગી, પૂતિ મયૂરક એ નામ અજગંધા અથવા રાનતુલશીનાં છે.

**अजगन्धा कटुस्तीक्ष्णा रूक्षा हृद्याऽग्निवर्द्धिनी ।**
**दृष्टिमान्द्यप्रदा लघ्वी शुक्रवातकफापहा ॥ ३७ ॥**

રાનતુલશી તીખી, તેજ, લુખી, દેખાવમાં સુંદર, અગ્નિવર્ધક, અને આંખના તેજને હરવાવાળી છે, હલકી, વીર્ય, વાયુ, કફ એનો નાશ કરનાર છે, રાનતુલસી, વનતુલશી એ નામથી પ્રસિદ્ધ છે.

---

## ઘોડાવજ.

**वचोग्रगन्धा गालोभी षड्ग्रन्था जटिला मता ।**
**जटिला शतपर्वान्या लोमशा हेमवत्यपि ॥ ३८ ॥**

વાચા, ઉગ્રગંધા, ગોલોભી, ષડગ્રન્થા, જટીલા એ નામ ઘોડાવજનાં છે, જટીલા, શતપર્વા, લોમશા, હૈમવતી એ નામ ખોરાશીની વજનાં છે.

**वचोष्णा कटुका तिक्ता वामनी स्वरवह्निकृत् ।**
**अपस्मारकफोन्मादभूतशूलानिलाञ्जयेत् ॥ ३९ ॥**

વજ ગરમ છે, તીખી, કડવી, અને છર્દિ કરનારી છે, તેમજ કંઠ અને અગ્નિને વધારનાર છે. તે વાઇ, કફ, ઉન્માદ (ગાંડાપણું) ભૂત, દોષ, શૂલ, વાયુ એનો નાશ કરે છે.

---

## હાઊબેર.

**हपुषा वपुषा विश्वा विगन्धा विश्वगन्धिका ।**
**हपुषा दीपनी तिक्ता कटूष्णा तुवरा गुरुः ॥ ४० ॥**

હપુષા, વપુષા, વિશ્વા, વિગંધા, વિશ્વગંધિકા, એ નામ હાઊબેરનાં છે. હાઊબેર અગ્નિદીપન, કડવો, તીખો, ગર્મ, તુરો અને ભારે છે.

**पित्तोदरसमीरार्शोग्रहणीशोफगुल्मजित् ॥ ४१ ॥**

પિત, ઉદરરોગ, વાયુ, અર્શ, સંગ્રહણી, શોજા, ગોળો એનો નાશ કરે છે.

---

## વાવડીંગ.

**विडङ्गं जन्तुहननं कृमिघ्नं क्षुद्रतण्डुला ।**
**भूतघ्नी तण्डुला घोषा कराला मृगगामिनी ॥ ४२ ॥**

વિડંગ, જંતુહનન, કૃમિઘ્ન, ક્ષુદ્રતંડુલ, ભૂતઘ્નિ, તંદુલા, ઘોષા, કરાલા, મૃગગામિની, એ નામ વાવડીંગનાં છે.

विडङ्गं कटु तिक्तोष्णं रूक्षं वह्निकरं लघु ।
गुल्माध्मानोदरश्लेष्मकृमिवातविबन्धनुत् ॥ ४३ ॥

વાવડીંગ, તીખાં, કડવા, ગર્મ, લુખાં, અગ્નિવર્ધક, હલકાં, ગોળો, આફરો, ઉદરરોગ, કફ,કૃમિ, વાયુ, બંધકોશ એનો નાશ કરનારછે.

---

## ધાણા.

धान्याकं धान्यकं धान्यं धानेयं च वितुन्नकम् ।
कुस्तुम्बुरु तदार्द्रं तु धानी धानेयकालुकाः ॥ ४४ ॥

ધાન્યાક, ધાન્યક, ધાન્ય, ધાનેય, વિતુન્નક, કુસ્તુંબરૂ એ નામ ધાણાનાં છે, ધાણી, ધાનેય, કાલકા, એ નામ લીલા ધાણાનાં છે.

धान्यकं तुवरं स्निग्धमवृष्य मूत्रलं लघु ।
हृद्यं रूक्षं बद्धविट्कं स्वादु पाके त्रिदोषनुत् ॥ ४५ ॥

ધાણા તુરા, ચીકટા, વીર્યમાં ઠંડા, મુત્રળ, હલકા, હૃદયને હીત, લુખા, ઝાડાને બાંધનાર, પાકમાં સ્વાદીષ્ટ અને ત્રિદોષને દુર કરવાવાળા છે.

पाचनं श्वासकासास्रतृष्णामार्शःकृमीञ्जयेत् ।
आर्द्रीका तद्गुणा स्वादुर्विशेषात्पित्तनाशिनी ॥ ४६ ॥

ધાણા પાચનકર્તા, શ્વાસ, ખાંસી, લોહીવિકાર, તૃષા, મરડો, અર્શ, કૃમિ એનો નાશ કરે છે. લીલા ધાણા ( કોથમી ) માં પણ એવો જ ગુણ છે પરંતુ વિશેષમાં પીતનો નાશ કરે છે.

---

## હિંગુપત્રી.

हिङ्गुपत्री पृथुसान्वी पृथ्वीका चारुपत्रिका ।
बाष्पिका कारवी तन्द्रा बिल्विका दीर्घिका तथा ॥ ४७ ॥

હિંગુપત્રી, પૃથુસ્તન્વી, પૃથ્વિકા, ચારૂપત્રિકા, બાષ્પિકા, કારવી, તન્દ્રી, બિલ્વીકા, દીર્ઘિકા એ નામ હિંગુપત્રીનાં છે.

हिङ्गुपत्री परा वेणुपत्री हिंगुशिवाटिका ।
जन्तुका रामठी नाडी पिण्डा हिंगुफला मता ॥ ४८ ॥

હિંગુપત્રી, વેણુપત્રી, હિંગુશીવાટિકા, જંતુકા, રામઠી, નાડી, પિંડા, હિંગુફલા એ બીજી જાતની હીંગુપત્રિનાં નામ છે.

**हिंगुपत्रीद्वयं हृद्यं तीक्ष्णोष्णं पाचनं कटु ।**
**त्वद्वस्तिरुग्विबन्धार्शःश्लेष्मगुल्मानिलापहम् ॥ ४९ ॥**

બન્ને જાતની હીંગુપત્રી હૃદયને હીતકારી છે, તેજ છે, ગર્મ છે, પાચક છે, તીખી, બસ્તીને શોધનાર, બંધકોશ ટાળનાર, અર્શ, કફ, ગોળો, વાયુનો નાશ કરે છે.

---

## હિંગ.

**हिंगु बाह्लिकमत्युग्रं रामठं भूतनाशनम् ।**
**अगूढगन्धा जरणं जन्तुघ्नं सूपभूषणम् ॥ ५० ॥**

હિંગુ, બાલ્હીક, અત્યુગ્ર, રામઠ, ભૂતનાશન, અગૂઢગંધા, જરણ જંતુઘ્ન, સુપભૂષણ એ નામ હિંગનાં છે.

**हिंगूष्णं पाचनं रुच्यं तीक्ष्णोष्णं कफवातनुत् ।**
**शूलगुल्मोदरानाहकृमिजित्पित्तवर्द्धनम् ॥ ५१ ॥**

હિંગ ગર્મ છે, પાચન, રૂચિકર, તેજ, કફ, વાતને દુર કરનાર, શૂળ, ગોળો, ઊદરરોગ, આફરો, કૃમિ, એનો નાશ કરે છે અને પિતનો વધારો કરે છે.

---

## વાંસકપુર.

**वंशजा वैणवी क्षीरी त्वक्क्षीरी वंशरोचना ।**
**तुगाक्षीरी तुगा वंशी वंशक्षीरी शुभा सिता ॥ ५२ ॥**

વંશજા, વૈણુવી, ક્ષીરી, ત્વકક્ષીરી, વંશરોચના, તુગાક્ષીરી, તુંગા, વંસી, બંસક્ષીરી, શુભા, સિતા એ નામ વંસલોચન ઊર્ફે વાંસકપુરનાં છે.

**वंशजा बृंहणी वृष्या शीतला मधुरा जयेत् ।**
**तृष्णाक्षयज्वरश्वासकासपित्तास्रकामलान् ॥ ५३ ॥**

વાંસકપુર પુષ્ટીકારક, વીર્ય વધારનાર, ઠંડુ, મીઠું, તરસ છીપાવનાર ક્ષય, તાવ, દમ, ખાંસી, રક્તપિત્ત, કમળો એનો નાશ કરે છે.

## સિંધવ.

सैन्धवं सिन्धुजं शुद्धं पाणिमन्थं पटूत्तमम् ।
सैन्धवं मधुरं हृद्यं दीपनं शीतलं लघु ।
चक्षुष्यं पाचनं स्निग्धं वृष्य दोषत्रयापहम् ॥ ५४ ॥

સૈંધવ, સિંધુજ, શુદ્ધ, પાણીમન્થ, પટુત્તમ એ નામ સિંધવનાં છે. સિંધવ એ એક જાતનું મીઠું છે, દેખાવમાં રૂપાળો, અગ્નિવર્ધક, ઠંડો, હલકો, આંખને ફાયદાવાળો, પાચક, ચીકણો, ધાતુપુષ્ટી, અને ત્રીદોષને હરવાવાળો છે.

## સંચળ.

सौवर्चलं सुगन्धाख्यं रुच्यकं हृद्यगन्धकम् ।
सौवर्चलं वह्निकरं कटूष्णं विशदं लघु ।
उद्गारशुद्धिदं सूक्ष्मं विबंधानाहशूलजित् ॥ ५५ ॥

સૌવર્ચલ, સુગંધાખ્ય, રૂચ્યક, હૃદ્યગંધક એ નામ સંચળનાં છે, સંચળ અગ્નિવર્ધક, તીખો, ગર્મ, સુંદર, હલકો, ઓડકારનો નાશ કરનાર, આફરો, બંધકોષ શુળ ને ટાળનાર છે.

## બીડલુણ.

विडं कृत्रिमकं पाक्यं धूर्त्तं द्राविडमासुरम् ।
विडं लघूष्णं विष्टाम्भ शूलहृद्रोगौरवारुचीः ।
हन्त्यानाहकफौ शूलमधोवातानुलोमनम् ॥ ५६ ॥

બિડ, કૃત્રિમક, પાક્ય, ધુર્ત, દ્રાવિડ, આસુર, એ નામ બીડલુણનાં છે. બીડલુણ હલકું, ગર્મ, ઝાડાને રોકનાર, શુળ, હૃદયરોગ, ભારેપણું, અરૂચિ, આફરો, કફ, અધોવાયુ એનો નાશ કરે છે.

## સમુદ્રલુણ.

सामुद्रं वारिसम्भूतमक्षीवं चासुरं तथा ।
सामुद्रं दीपनं स्वादु नात्युष्णं भेदनं कटु ।
श्लेष्मलं वातनुत्तिक्तमरूक्षं नातिपित्तलम् ॥ ५७ ॥

સામુદ્ર, વારિસંભૂત અક્ષીય આસુર એ નામ સમુદ્રલુણનાં છે, સામુદ્રલુણ, અગ્નિદીપન, સ્વાદીષ્ટ, સાધારણ ગર્મ, મળ(ઝાડા)ને ઊતારનાર, તીખુ, કફને કાઢનાર, કડવુ, પીત્તને સમાન રાખનાર તથા વાયુને હણનાર છે.

---

## ઉસ.

औद्भिदं भूमिजं भाम पार्थिवं पृथिवीभवम् ।
औद्भिदं रक्तलं सूक्ष्मं लघु वातानुलोमनम् ॥ ५८ ॥

ઔદ્ભિદ, ભૂમિજ, ભૌમ, પાર્થિવ, પૃથિવીભવ, એ નામ ઉસ જાતના મીઠાનાં છે, ઉસ લોહી પુરે છે, હલકો અને વાયુનું અનુલોમન કર્તા છે.

---

## શાંમ્ભરલુણ.

गण्डरव्यं रोमलवणं रोम शाकम्भरीभवम् ।
गण्डाख्यं लघुवातघ्नमत्युष्णं भेदि मूत्रलम् ॥ ५९ ॥

ગંડાખ્ય, રામલવણ, રોમ, શાકંભરીભવ એ નામ શાંમ્ભરલુણનાં છે. શાંમ્ભરલુણ ભારે, તીખુ, ચીકણું, ઊધરસનો નાશ કરનાર વધારે ગર્મ, ઝાડાને ઊતારનાર અને મુત્રને વધારે પ્રમાણમાં ઊતારનાર છે.

---

## ખારી મીઠું.

क्षारं पांसुभवं त्वौषमौषरं पांसवं वसु ।
क्षारं गुरु कटु स्निग्धं श्लेष्मलं वातनाशनम् ॥ ६० ॥

ક્ષાર, પાંસુભવ, ઔપ, ઔષર, પાંસવ, વસ્તુ એ નામ ખારી મીઠાનાં છે, ખારી મીઠું ભારે, તીખુ, સ્નીગ્ધ, કફકર્તા અને વાયુનો નાશ કરે છે.

---

## કાચલવણ.

**काचं त्रिकूटं पाक्याह्वं लवणं काचसम्भवम् ।**
**काचं दीपनमत्युष्णं रक्तपित्तविवर्द्धनम् ॥ ६१ ॥**

કાચ, ત્રિકુટ, પાક્યાહ્વ, લવણ, કાચસંભવ એ નામ કાચલુણનાં છે. કાચલુણ, અગ્નિને તેજ કરે છે, વધારે ગર્મ અને રક્તપિતને વધારનારૂં છે.

---

## જવખાર.

**यवक्षारः शूकपाक्यो यावसूको यवाग्रजः ।**
**स्वर्जिका स्वर्जिकापाक्यः सुखपाक्यः सुवर्चिका ॥ ६२ ॥**

યવક્ષાર, શૂકપાક્ય, યવસૂક, યવાગ્રજ એ નામ જવખારનાં છે. સ્વર્જિકા, સ્વર્જિકાપાક્ય, સુખપાક્ય, સુવર્ચિકા એ નામ સાજીખારનાં છે.

**यवक्षारोऽग्निकृद्वातश्लेष्मश्वासगलामयान् ।**
**आमार्शोग्रहणीगुल्मयकृत्प्लीहरुजो जयेत् ॥ ६३ ॥**

જવખાર અગ્નિને પ્રદિપ્ત કરનાર, વાયુ, ઊધરસ, દમ, ગળાના રોગ, અર્શ, સંગ્રહણી, ગોળો, કાળજાનો વધારો, બરોળ એનો નાશ કરે છે.

**स्वर्जिकाऽल्पगुणा तस्माद्विशेषाद्गुल्मशूलनुत् ॥ ६४ ॥**

સાજીખારમાં જવખાર કરતાં ઓછા ગુણ છે, પરંતુ વધારામાં તે ગોળો અને શૂળનો નાશ કરે છે, તે સાજીના નામથી પ્રસિદ્ધ છે.

---

## ટંકણ.

**टङ्कणो मालतीजातो द्रावी लोहविशुद्धिदः ।**
**टङ्कणोऽग्निकरो रूक्षः कफघ्नो वातपित्तजित् ॥ ६५ ॥**

ટંકણ, માલતીજાત, દ્રાવી, લોહિવિશુદ્ધીદ, એ નામ સુહાગા ઊર્ફે ટંકણનાં છે. ટંકણ અગ્નિને પ્રદિપ્ત કરનાર, લુખો, કફનો નાશ કરનાર, વાતપીતનો પણ નાશ કરે છે.

## થોરનો ખાર.

**सुधाह्वयं सुधा सौधभूषणं कटुशर्करा ।**
**सुधाक्षारोऽग्निसंकाशः पाकी क्लेदी विदारणः ॥ ६६ ॥**

સુધાહ્વય, સુધા, સૌધભૂષણ, કટુશર્કરા, એ નામ થોરના ખારનાં છે. થોરનો ખાર અગ્નિને સમાનતામાં રાખે છે, અનાજને પચન કરે છે, દોષને પકાવીને ફાડનાર છે.

## સર્વક્ષાર

**पलाशीतलनालश्वदंष्ट्रकाकदलीभवाः ।**
**अपामार्गोऽर्कसेहुण्डा मोक्षकादिसमुद्भवाः ॥ ६७ ॥**

સખખારકેશ, તિલકનાલ, ગોખરૂ, કેલા, ઉગા, આક, થોહર વિષ, મોખ્યા વિગેરેથી ખાર નિકળે છે.

**क्षारा वह्निसमाः सर्वे पाचना भेदिदारुणाः ।**
**लघवः क्लेदिनस्तीक्ष्णाः शुक्रला दृष्टिनाशनाः ॥ ६८ ॥**

આ ખાર દેવતા જેવો પ્રબળ થાય છે, તે પાચન, ઝાડાને ઊતારનાર, દોષને પકવી કાઢનાર, હલકો, તેજ, વીર્યને કરવાવાળો, નજરને મંદ કરતા છે.

**रक्तपितकरा घ्नन्ति विबन्धानाहपीनशान् ।**
**यकृत्प्लीहबलासामगुल्मार्शोग्रहणीक्रिमीन् ॥ ६९ ॥**

રક્તપિતને કરવાવાળો, બંધકોષ, આફરો, નાકમાં છાંડ બંધાવું, કાળજાનો વધારો, બરોળ, કફ, મરડો, ગોળો, અર્શ, સંગ્રહણી, કૃમિનો નાશ કરે છે.

यो राज्ञां मुखतिलकः कटारमल्लस्तेन श्रीमदनन्नृपेण निर्मितेऽत्र ॥ ग्रन्थेऽभून्मदनविनोदनाम्नि पूर्णः शुण्ठ्यादिः खलु भिषजां हिताय वर्गः ॥ ७० ॥

इति मदनपालनिघण्टौ शुण्ठ्यादिवर्गो द्वितीयः ॥ २ ॥

રાજાઓમાં મુખ્ય પ્રધાન કટારમલ્લ થયો તેણે મદનરાજાનો બનાવેલો મદનવિનોદ નામનો આ ગ્રંથમાં વૈદ્યોના હિતને માટે શુંઠ્યાદિવર્ગ પૂરો કર્યો.

ઇતિશ્રી મદનપાલ નિઘંટનો શુંઠ્યાદિ નામ વર્ગ બીજો પૂર્ણ.

---

आरोप्य पाणौ नववल्लवीभिर्बालं विनोदात्परिचुम्बितास्यम् ।
ओष्ठं पिबन्ते प्रतिबद्धदन्तमाश्चर्ययुक्तं हरिमाश्रयामि ॥ १ ॥

હાથપર ઊભા રાખીને નવીન ગોપીયોએ ચુંબન કરેલું છે, મુખ જેનું અને ઓઠનું પાન કરતાં પ્રતિબંધ થયેલા દાંતોવાળા આશ્ચર્યથી યુક્ત બાલરૂપ હરિનો હું આશ્રિત થાઊં છું.

---

### કપૂર.

कर्पूरः स्फटिकश्चन्द्रः सिताभ्रो हिमवालुकः ।
हिमोपलः शीतरजो भूतिकस्तु हिमाह्वयः ।
हिमाभ्रो घनसारश्च चन्द्राह्वश्चापि गीयते ॥ २ ॥

કપૂર, સ્ફટિક, ચંદ્ર, સિતાભ્ર, હિમ વાલુક, હિમોપલ, શીતરજ, ભૂતિક, હિમાહ્વય, હિમાભ્ર, ઘનસાર, ચંદ્રાહ્વ એ નામ કપૂરનાં છે.

कर्पूर शीतलो वृष्यश्चक्षुष्यो लेखनो लघुः ।
कफा दाहास्य वैरस्यमेदः शोथ विषापहः ॥ ३ ॥

કપૂર ઠંડુ, ધાતુપુષ્ટ, આંખને ફાયદાવાળું, દોષને ઉખેડનાર, હલકુ, કફ, બલતરા, મોઢાનું બેસ્વાદપણું, મેદ રોગ, શોજા, ઝેરનો નાશ કરે છે.

---

## કસ્તુરિ.

**कस्तुरिका मृगमदो वेद मुख्या मृगाण्डजः ।**
**मृगनाभि रथान्या स्याल्लता कस्तूरिका मता ॥ ४ ॥**

કસ્તુરિકા, મૃગમદ, વેદમુખ્યા, મૃગાંડજ, મૃગનાભિ, એ નામ કસ્તુરિનાં છે, બીજી લતા કસ્તુરી થાય છે.

**कस्तूरि शुकला गुर्वी कटुका कफ शीतजित् ।**
**उष्णा हन्ति विषछर्दि शोफ दौर्गन्ध्य मारुतान् ॥ ५ ॥**

કસ્તૂરિ વીર્યને આપવાવાળી, ભારે, તીખી, કફ અને ઠંડીને નાશ કરેછે, ગર્મ છે, ઝેર, છર્દિ, શોજા, દુર્ગંધ, વાયુ એને નાશ કરેછે.

કસ્તૂરી બર્ફમાં રહેનારા મૃગોની ડુંટીમાંથી નિકળે છે.

**लता कस्तूरिका तद्वन्नेत्र्या शीता लघुस्तथा ॥ ६ ॥**

લતા કસ્તુરિમાં પણ આવા ગુણ છે, પરંતુ વધારામાં આંખને ફાયદો કરવાવાલી છે, ઠંડી છે અને હલકી છે.

લતા કસ્તૂરિની વેલ થાય છે, તેને કોઇ લોક મુશ્ક દાણા પણ કહે છે.

---

## માર્જારી કસ્તૂરિ.

**मार्जारी पूतिका पूतिकचा स्याद्गन्धचोलिका ।**
**मार्जारी वान्ति मायत्ते चक्षुष्या कफ वातजित ॥ ७ ॥**

માર્જારી, પૂતિકા, પૂતિકચ્યા, ગંધ ચોલિકા એ નામ બિલાડામાંથી નિકળતી કસ્તૂરિનાં નામ છે. માર્જારી કસ્તુરિ, છર્દિ કર્તા, આંખને ફાયદાવાળી, તથા કફ પીતનો નાશ કરવાવાળી છે.

---

## ચંદન.

**चन्दनं तिलपर्णं स्यान्महार्हं श्वेत चन्दम् ।**
**भद्रश्रयं मलयजं गोशीर्षं गन्ध सारकम् ॥ ८ ॥**

ચંદન, તિલપર્ણ, મહાર્હ, શ્વેતચંદન, ભદ્રશ્રય, મલયજ, ગોશીર્ષ, ગંધસારક એ નામ ચંદનનાં છે.

चन्दनं शीतलं रूक्षं तिक्तमाह्लादनं लघु ।
हृद्यं वर्ण्यं विणश्लेष्म तृष्णा पित्तास्र दाहजित् ॥ ९ ॥

ચંદન, ઠંડો, લુખો, કડવો, આનંદમય, હલકો, રહૃયને ફાયદા વાળો, શરીરને શોભાયમાન બનાવનાર અને ઝેર, કફ, શોષ, પિતરક્ત, બળતરાને મટાડનાર છે.

---

## રાતુ ચંદન.

रक्त चन्दन मुदिष्टं लोहितं क्षुद्र चन्दनम् ।
ताम्रसारं रक्त सारं ज्योतिः सोमंचरञ्जनम् ॥ १० ॥

રક્તચંદન, ઉદિષ્ટ, લોહિત, ક્ષુદ્રચંદન, તામ્રસાર, રક્તસાર, જ્યોતિ સોમ, રંજન એ નામ રતાંજળી ( લાલ ચંદન ) નાં છે.

रक्तं शीतं गुरु स्वादुच्छर्दि तृष्णास्रापित नुत् ।
तिक्तं नेत्रहितं वृष्यं ज्वरघ्नंच विषा पहम् ॥ ११ ॥

લાલ ચંદન ઠંડુ, ભારે, સ્વાદવાળુ, છર્દિ, શોષ, રક્તપિતનો નાશ કરે છે, કડવું છે, આંખને ફાયદાવાળુ, ધાતુને પુષ્ટી કર્તા, તાવ, અને ઝેરનો નાશ કરનાર છે.

---

## કાળુ ચંદન.

कालीयकं पीतसारं पीतं नारायण प्रियम् ।
कालीयकं रक्त गुणं विशेषात्पवना पहम् ॥ १२ ॥

કાલીયક, પીતસાર, પીત, નારાયણ પ્રિય, એ નામ મલિયાગીરી સુખડ ( ચંદન ) નાં છે, મલયાગિરી ચંદનમાં લાલચંદનના તમામ ગુણ છે પરંતુ વધારામાં વાયુનો નાશ કરનાર છે.

---

## અગર.

कृष्णा गुरु स्याद् गुरु राजार्हं विश्वरूपकम् ।
जोङ्गकं शीतमलिनं क्रमिजग्न मनक्तकम् ।

कृष्णा गुरूष्णं कर्णा क्षिरोगनुत्पतिकं लघु ॥ १३ ॥

કૃષ્ણાગુરૂ, અગુરૂ, રાજાર્હ, વિશ્વરૂપક, ભોગંક, શીત મલિન, કૃમિજન્ધ, અનક્તક એ નામ અગરનાં છે, તેને કૃષ્ણાગર પણ કહે છે, અગર ગર્મ, કાનરોગ, આંખ્યના રોગનો નાશ કરે છે, તથા પીતને વધારે છે, હલકો છે.

---

## કેશર.

कुङ्कुमं चारु बाह्लीकं बर्ण्यमाग्नि शिखं वरम् ।

काश्मीरं पीतम भ्राह्लं सङ्कोचं पिशुनां शुकम् ॥ १४ ॥

કુંકુમ, ચારૂ, બાહલીક, વર્ણ્ય, અગ્નિ શીખ, વર, કાશ્મીર, પીત, અભ્રાહ્વ, સંકોચ, પિશુન, અંશુક એ કેશરનાં નામ છે.

कुङ्कुम कटुकं सिध्म शिरो रुग्व्रणजन्त जित् ।

उष्णं हास्य करं बल्यं व्यङ्ग दोष त्रया पहम् ॥ १५ ॥

કેશર, તીખુ, છર્દિ, માથાની શુળ, ઘાવ, કૃમિ એનો નાશ કરે છે. ગર્મ છે, મનને આનંદ આપે છે, બળવાન, કરોળીયા તેમ ત્રીદોષનો નાશ કરનાર છે.

---

## શિલારસ.

सिह्लकः कपिजो धूम्र स्तुरुष्कः पिण्डितः कपिः ।

सिह्लकः कुष्ट कण्डूघ्नः स्निग्धोष्णः शुक्रकान्ति कृत् ॥१६॥

સિહલક, કપિજ, ધૂમ્ર, તુરૂષ્ક, પિંડિત, કપિ એ નામ શિલારસનાં છે શિલારસ, કોડ, દાદરનો નાશ કરે છે, ચીકણો છે, ગર્મ છે, વીર્ય અને કાન્તીને વધારે છે.

---

## એલવાલુક.

एल वालुक मेल्वालु वालुकं हरि वालुकम् ।

ऐल्वालु शीतलं हन्ति कण्डू कुष्ट कफक्रिमीन् ।

तृट् छर्दि कफ पिता स्रदृन्मूत्र गदजिल्लघु ॥ १७ ॥

એલવાલુક, એલ્વાલુ, વાલુક, હરિવાલુક એ એલવાલુકનાં નામ છે. એલ વાલુક ઠંડો. ખસ, કોડ, કફ, કૃમિ એનો નાશ કરનાર છે તથા શોષ, છર્દિ, પિતરક્ત, મુત્ર રોગનો નાશ કરે છે, અને હલકો છે.

---

## જાયફળ.

जातीफलं जातिसूतं शलूकं मालतीसुतम् ।
जातीफलं लघु स्वर्यं हृद्यं दीपनं पाचनम् ॥ १८ ॥

જાતીફળ, જાતીસુત, શલુક, માલતિસુત એ નામ જાયફળના છે, જાયફળ હલકુ, સાદ ઊઘાડનાર, હૃદયને ફાયદાવાળું, પાચક અને અગ્નિને તેજ કરે છે.

उष्णं कफानिलच्छर्दिक्रुमिपीनसकासजित् ॥ १९ ॥

જાયફળ ગર્મ છે, કફ, વાયુ, છર્દિ, કૃમિ, પિત્ત, ખાંસી એનો નાશ કરે છે.

---

## જાવંત્રી.

जातीपत्री जातिपर्णी मालतीपत्रिका तथा ।
जातीपत्री लघूष्णा स्यात्कफक्रुमिविषापहा ॥ २० ॥

જાતીપત્રી, જાતિપર્ણી, માલતી પત્રિકા, એ નામ જાવંત્રીનાં છે, જાવંત્રી હલકી, ગર્મ, અને કફ, કૃમિ, ઝેરનો નાશ કરે છે.

---

## લવિંગ.

लवङ्गं शिखरं दिव्यं लवं चन्दनपुष्पकम् ।
श्रीपुष्पं देवकुसुमं भृङ्गारं वारिसम्भवम् ॥ २१ ॥

લવંગ, શિખરં, દિવ્ય, લવ, ચંદન પુષ્પક, શ્રી પુષ્પ, દેવકુસુમ, ભૃંગાર, વારિસંભવ એ નામ લવીંગનાં છે.

लवङ्गं लघु चक्षुष्यं हृद्यं दीपन पाचनम् ।
शूलानाहकफश्वासकासच्छर्दिक्षयापहम् ॥ २२ ॥

લવિંગ, હલકાં, આંખ્યને ફાયદાવાળાં, અગ્નિને વધારનાર અને પાચન છે તથા શૂળ, આફરો, કફ, શ્વાસ, ખાંસી, છર્દિ, ક્ષયનો નાશ કરવાવાળાં છે.

---

## કંકોલ.

कङ्कोलं कटुकं कोलं मारीचं माधवोषितम् ।
कङ्कोलमुष्णं हृद्रोगकफवाताग्निमान्द्यजित् ॥ २३ ॥

કંકોલ, કટુક, કોલ, મારિચ, માધવોષિત, એ નામ કંકોલનાં છે. કંકોલ ગર્મ છે અને હૃદય રોગ, કફ, વાયુ, મંદાગ્નિ એનો નાશ કરે છે.

---

## નાની ઇલાયચિ.

एला त्रुटिश्चन्द्रवाला बहुला निष्कुटिस्त्रिषा ।
कपोतवर्णा सूक्ष्मैला कुनटी द्राविडी मता ।
एला सूक्ष्मा कफश्वास कासार्शोमूत्रकृच्छ्रनुत् ॥ २४ ॥

એલા, ત્રુટિ, ચંદ્રવાળા, બહુલા, નિષ્કુટી, ત્રિશા, કપોતવર્ણા, સુક્ષ્મૈલા, કુનટી, દ્રાવિડી એ નાની ઇલાયચીનાં નામ છે, નાની ઇલાયચી કફ, શ્વાસ, ખાંસી, અર્શ, મુત્રકૃચ્છ્ર એનો નાશ કરે છે.

---

## મોટી ઇલાયચિ.

स्थूलैला त्रिपुटा कन्या भद्रैला त्रिदिवोद्भवा ।
स्थूलैला रोचनी तीक्ष्णा लघूष्णा कफपित्तजित् ॥ २५ ॥

સ્થુલૈલા, ત્રીપુટા, કન્યા, ભદ્રા, એલા, ત્રિદિવોદ્ભવા એ મોટી ઇલાયચીનાં નામ છે, મોટી ઇલાયચી રૂચિકર, તેજ, હલકી, ગર્મ અને પિત્ત, કફનો નાશ કરે છે.

हृल्लासविषबस्त्यास्यशिरोरुग्वमिकासनुत् ॥ २६ ॥

મરચવળવી, ( મોરવળવી ) ઝેર, બસ્તી રોગ, મુખરોગ, માથાનો રોગ, છર્દિ, ખાંસીનો નાશ કરનાર છે.

---

## તજ.

त्वचं वराङ्गं सकलं त्वक्कोचं तनुकं वरम् ।
लाटपर्णं घनं भृङ्गं गुरुत्वक् स्वर्णभूमिकम् ॥ २७ ॥

ત્વચ, વરાંગ, સકલ, ત્વક્કોચ, તનુક, વર, લાટ પર્ણ, ઘન, ભૃગ, ગુરૂત્વક, સ્વર્ણભૂમિક એ નામ તજનાં છે.

त्वचं लघूष्णं कटुकं विषदं स्वादु पित्तलम् ।
हृद्बस्तिरोगवातार्शःपीनसक्रिमिशुक्रमनुत् ॥ २८ ॥

તજ હલકી છે, ગર્મ છે, તીખી, સ્વાદુ અને ઝેરનો નાશ કરવાવાળી છે. પિત્ત કર્તા, હ્રયરોગ, ગુદાના રોગ, વાયુ, અર્શ, પીનસ ( નાકનું છોડ ) કૃમિ, વીર્યરોગ એનો નાશ કરે છે.

---

## તેજપત્ર.

पत्रं दलाह्वं तामूमं तमालं रोम रोमशम् ।
पत्रमुष्णं लघुश्लेष्महृल्लासार्शोऽनिलापहम् ॥ २९ ॥

પત્ર, દલાહવ, તામૂમ, તમાલ, રોમ, રોમશ એ નામ તેજપત્રનાં છે. તેજપત્ર ગર્મ, હલકું અને કફ, અર્શ, વાયુનો નાશ કરવાવાળું છે.

---

## નાગકેશર.

नागकेसरकं नागं चाम्पेयं केशरं गजम् ।
नागकेशरकं रूक्षमुष्णं लघ्वामपाचनम् ।
दौर्गन्ध्यकुष्ठवीसर्पकफपित्तविषापहम् ॥ ३० ॥

નાગકેશરક, નાગ, ચાંપેય, કેશર, ગજ, એ નામ નાગકેસરનાં છે. નાગકેસર, લુખુ, ગર્મ, હલકું, ઝાડાને પકાવનાર અને દુર્ગંધનો નાશ કરે છે. તથા કોડ, રતવા, કફ, પિત્ત, ઝેર એનો પણ નાશ કરે છે.

---

## ત્રિજાત, ચતુર્જાત.

एला द्विविभिरुद्दिष्टं त्रिजातं त्रिसुगन्धकम् ।
चतुर्जातं सनागं तद्वयं वातकफापहम् ॥ ३१ ॥

તજ, ઇલાયચી, તમાલપત્ર ( તેજ પત્ર ) એ ત્રણ મેળવવાથી ત્રિજાત થાય છે, એનું નામ ત્રિસુગંધ છે, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેશર એ ચારેનું નામ ચતુર્જાત છે, આ બન્ને જાત વાતકફનો નાશ કરવાવાળી છે.

---

## તાલીસપત્ર.

तालीसपत्रं तालीसं धात्रीपत्रं सकोदनम् ।
अपरं ग्रन्थिकापत्रं पत्राढयं तुलसीछदम् ॥ ३२ ॥

તાલીસપત્ર, તાલીસ, ધાત્રીપત્ર, સકોદન, અપર, ગ્રંથિકાપત્ર, પત્રાઢ્યં, તુલશીછદ એ નામ તાલીસપત્રનાં છે.

तालीसं लघु तीक्ष्णोष्णं श्वासकासकफानिलान् ।
निहन्ति रुच्यं गुल्मामवह्निमान्द्यक्षयामयान् ॥ ३३ ॥

તાલીસપત્ર હલકુ, તેજ, ગર્મ અને શ્વાસ ( દમ ) ખાંસી, કફ, વાયુ, ગોળો, મરડો, મંદાગ્નિ, ક્ષયનો નાશ કરે છે, અને રૂચિને ઉપજાવે છે.

---

## દેવદાર.

सरलो मदनश्चण्डो नमेरुः पीतवृक्षकः ।
सरलः कण्ठकर्णाक्षिगदघ्नोष्णो लघुः कटुः ॥ ३४ ॥

સરલ, મદન, ચંડ, નમેરૂ, પીતવૃક્ષક એ નામ દેવદારનાં છે, દેવદાર ગળાના રોગને, કાનના રોગને, આંખ્યના રોગને ટાળનાર છે, દેવદાર હલકો અને જરા તીખો છે.

---

## તેલીયો દેવદાર.

श्रीवासो वेष्टको दासी श्रीनिवासः कलिद्रुमः
श्रीवासः कफमूर्द्धाक्षिरोगव्रातहरः सरः ॥ ३५ ॥

શ્રીવાસ, વેષ્ટક, દાસી, શ્રીનિવાસ, કલિદ્રુમ એ નામ તેલીઆ દેવદારનાં છે, તેલી દેવદાર કફ, માથાનાં દર્દ, આંખ્યનાં દર્દ અને વાયુને હરનાર છે, અને ઝાડાને ઉતારનાર તથા સુગંધીદાર હોઇ ધુપમાં વપરાય છે.

## નેત્રવાળા.

वालकं वारि ह्रीबेरं पिङ्गमाचमनं कचम् ।
उदीच्यं वज्रमन्थाह्वं वरिष्ठं गन्धमूलकम् ॥ ३६ ॥

વાલક, વારિ, હ્રીબેર, પિંગ, આચમન, કચ, ઉદીચ્ય, વજ્ર, મંથાહ્વ, વરિષ્ટ, ગંધમૂળક એ નામ નેત્રવાવાળાં છે.

वालकं शीतलं रूक्षं लघु दीपनपाचनम् ।
रक्तपित्तज्वरश्लेष्मदाहतृष्णाव्रणापहम् ॥ ३७ ॥

નેત્રવાળો, ઠંડો, લુખો, અને હલકો છે, અગ્નિને તેજ કરે છે, પાચક છે, રક્તપિત્ત, તાવ, કફ, દાહ, શોષ, ધાવ, એનો નાશ કરે છે.

## જટામાંસી.

मांसी जटा भूतकेशी क्रव्यादानलदं शिखा ।
कृष्णान्या पूतनाकेशी गन्धमांसी पिशाचिका ।
मांसी हिमा त्रिदोषास्रदाहवीसर्पकुष्ठजित् ॥ ३८ ॥

માંસી, જટા, ભૂતકેશી, ક્રવ્યાદ, અનલદ, શિખા એ નામ જટામાંસીનાં છે, કૃષ્ણા, પૂતનાકેશી, ગંધમાંસી, પિશાચિકા એ નામ બાલક કહે બીજી જાતની જટામાંસીનાં છે, બન્ને જાતની જટામાંસી, ઠંડી છે, ત્રિદોષ, લોહીનો બગાડ, પિત્ત, દાહ, રતવા, કોડનો નાશ કરે છે.

## વીરણવાળો.

उशीरमभयं सेव्यं वारं विरणमूलिका ।
उशीरं पाचनं शीतं स्तंभनं कफपित्तजित् ।
तृष्णास्रविषवीसर्पदाहकृच्छ्रव्रणापहम् ॥ ३९ ॥

ઉશીર, અભય, સેવ્ય, વાર, વીરણ મૂલિકા; એ નામ ખસનાં છે (વીરણ વાળા) ખસ પાચન અને ઠંડી છે તથા સ્તંભન છે, કફ પિત્ત અને શોષ, લોહી વિકાર, ઝેર, રતવા, દાહ, મુત્રકૃચ્છ, ઘાવ એનો નાશ કરે છે, નદીની તેડ અને તળાવની તેડે વીરણ ઉગે છે, તેના મુળ એજ ખસ કહેવાય છે તેની ટટ્ટીઓ બનાવી ઉનાળાના દીવસોમાં બંગલાની બારીએ લટકાવી પાણી છાંટવાથી ઠંડો અને સુગંધી પવન લાગે છે, અને મન આનંદમાં રહે છે.

---

## રેણુકા.

रेणुका कपिला कौन्ती पाण्डुपत्री हरेणुका ।
रेणुका पित्तला मेध्या वह्निकृद्गर्भपातिनी ॥ ४० ॥

રેણુકા, કપિલા, કૌતી, પાંડુપત્રિ, હરેણુકા એ નામ રેણુકાનાં છે, રેણુકા પિત્તકર્તા, બુદ્ધિવર્ધક, અગ્નિને વધારનાર, ગર્ભને પાડનાર છે.

---

## પ્રિયંગુ.

प्रियङ्गुः फलिनी श्यामा कान्तावहा नन्दनी लता ।
प्रियङ्गुः शीतलो वान्तिदाहपित्तज्वरास्रजित् ।
मुखकान्तिप्रजननो गात्रदौर्गन्ध्यनाशन ॥ ४१ ॥

પ્રિયંગુ, ફલિની, શ્યામા, કાન્તાવહા, નન્દની, લતા એ નામ પ્રિયંગુના છે, પ્રિયંગુ ઠંડુ, છર્દિ, દાહ, પિતનો તાવ, લોહીવિકારનો નાશ કરે છે, તથા મનને આનંદ પમાડે છે, તથા રૂપમાં વધારો કરે છે. એટલે શરીરની દુર્ગંધી મટાડે છે.

---

## કેવટી મોથ.

पारिपेलं प्लवं वन्यं शुकाह्वं परिपेलकम् ।
पारिपेलं हिमं कण्डूकुष्ठास्रकफपित्तजित् ॥ ४२ ॥

પરિપેલ, પ્લવ, વન્ય, શુકાહવ, (પરિપેલક, કૈવર્તી, મુસ્તક) એ નામ કેવટીમોથનાં છે, કેવટીમોથ ઠંડી, ખસ, કોઢ, લોહીવિકાર,

કફ, પિત્તનો નાશ કરે છે, એની મોથ નાગરમોથના જેવી થાય છે અને સુગંધી પણ તેના જેવીજ છે.

## પથ્થરફુલ.

**शैलेयं स्थविरं वृद्धं शिलापुष्पं शिलोद्भवम् ।**

**शैलेयं शीतलं त्दद्यं कफपित्तहरं लघु ॥ ४३ ॥**

શૈલેય, સ્થવિર, વૃદ્ધ, શિલાપુષ્પ, શિલોદ્ભવ એ નામ પથ્થરફુલનાં છે, પથ્થરફુલ, ઠંડું, સુંદર, કફપિત્તનો નાશ કરનાર અને હલકું છે. એ પથ્થરફુલના નામથી પ્રસિદ્ધ છે.

## ખસભેદ.

लाभज्जकं जलाधारं दीर्घमूल जलाशयम् ।

इष्टकापथकं शीघ्रममृणालं सुनालकम् ।

लामज्जकं हिमं कृच्छ्रदाहदोषपत्रयास्रजित् ॥ ४४ ॥

લામજ્જક, જલાધર, દીર્ઘમૂળ, જલાશય, ઇષ્ટકાપથક, શીઘ્ર, અમૃણાલ, સુનાલક એ નામ ખસભેદના છે. ખસભેદ ઠંડો, મુત્રકૃચ્છ દાહ, ત્રિદોષ, લોહીવીકારનો નાશ કરે છે. ખસભેદ એક ખસની જાતી છે, ખસ કરતાં આનાં મુલ મોટાં થાય છે, તે નલકંદરના નામથી પ્રસિદ્ધ છે.

## કંદરૂપ.

**कुन्दुर्मेचकः कुन्दः खपुरो भीषणो वली ।**

**कुन्दुरुः स्वेदपवनश्लेष्मत्रयज्वरापहः ॥ ४५ ॥**

કંદુરૂ, મેચક, કુંદ, ખપુર, ભીષણ, બલી એ નામ કંદરૂપ નામના ગુંદરનાં છે, કંદરૂપ પરસેવો વળવો, વાયુ, કફ, તાવનો નાશ કરે છે.

## ગુગળ.

गुग्गुलुः कालनिर्यासो महिषाक्ष पलङ्कषः ।
जटायुः कौशिको धूर्त्तो देवधूपः शिवः पुरः ॥ ४६ ॥

ગુગ્ગુલુ, કાલનિર્યાસ, મહિષાક્ષ, પલંકશ, જટાયુ, કૌશિક, ધૂર્ત, દેવધૂપ, શિવ, પુર એ નામ ગુગળનાં છે.

गुग्गुलुर्विशदस्तिक्तो वीर्योष्णो मधुरः सरः ।
भग्नसन्धानकृद् वृष्यः सूक्ष्मः स्वर्यो रसायनः ॥ ४७ ॥

ગુગળ રસને ફેલાવી સાફ કરે છે, તીખો, વીર્યમાં ગરમ, મીઠો, ઝાડાને ઉતારનાર, ભાંગેલા ભાગને જોડનાર, ધાતુને ઘટ બનાવનાર સુક્ષ્મ ( હલકો ) સાદને સુધારનાર અને હલકો છે, તથા રસાયન છે.

दीपनः पिच्छलो बल्यः कफवातव्रणापचीः ।
मेदोमेहास्मवातास्रक्लेदकुष्ठामबारुतान् ॥ ४८ ॥

ગુગળ—પાચન શક્તિને વધારે છે, બળવાન, કફ, વાત, ઘાવ, અપચો, મેદરોગ, પ્રમેહ, વાતરક્ત, પાક, કોઢ, મરડાને ટાલનાર છે.

पिटिकाग्रन्थिशोफार्शोग्रन्थिगण्डकृमीञ्जयेत् ।
स नवो बृंहणो वृष्यः पुराणस्त्वतिलेखनः ॥ ४९ ॥

પિટિકાનીગાંઠ, સોજા, અર્શ ગડગુમડ, કૃમિનો નાશ કરે છે, નવો ગુગળ વીર્યને વધારે છે, ધાતુને પુષ્ટ કરે છે, જુનો ગુગળ અત્યંત લેખન છે.

---

## રાળ.

राला सर्जरसो यक्षधूपः सर्जोऽग्निवल्लभः ।
क्षणकः सालनिर्यासो लाक्षा स्याल्ललनो वरः ॥ ५० ॥

રાળ, સર્જરસ, યક્ષધૂપ, સર્જ અગ્નિવલ્લભ, ક્ષણક, સાલ-નિર્યાસલાક્ષા, લલન, વર એ નામ રાળનાં છે.

राला हिमा गुरुस्तिक्ता कषाया ग्राहिणी जयेत् ।
ग्रहास्रस्वेदवीसर्पविषव्रणविपादिकाः ॥ ५१ ॥

રાળ ઠંડી, ભારે, કડવી, તુરી, ઝાડાને બાંધનાર, અને ગ્રહદોષ, લોહીવીકાર, પરસેવો વળવો, રતવા, ઝેર, ઘાવ, વિપાદીકાનો નાશ કરે છે.

રાળ સર્જવૃક્ષમાંથી નિકળે છે અને તે રાળના નામથી પ્રસિદ્ધ છે.

---

## પુનેર.

**स्थौणेयकं बर्हिश्चुडं शुक्रवर्णं शुकच्छदम् ।**
**स्थौणेयं शीतलं वृष्यं मेध्यं दोषत्रयास्रजित् ॥ ९२ ॥**

સ્થૌણેયક, બર્હિસ્ચુડ, શુક્રવર્ણ, શુકચ્છદ, એ નામ પુનેરના છે. પુનેર ઠંડુ, ધાતુને પુષ્ટી કર્તા, બુદ્ધિને વધારનાર, ત્રિદોષ અને લોહી વીકારનો નાશ કરે છે, તે એક સુગંધીક દ્રવ્ય છે.

---

## ચોરક.

**चौरकः कितवश्चन्द्रो दुष्पुत्रः शङ्कितो रिपुः ।**
**चौरः स्वादुर्लघुः शीतः कुष्टवातकफास्रजित् ॥ ९३ ॥**

ચોરક, કિતવ, ચંદ્ર, દુષ્પુત્ર, શંકિત, રિપુ, એ નામ ચોરકનાં છે. ચોરક, સ્વાદુ, હલકું ઠંડું, અને કોડ, વાયુ, કફ, લોહીવીકારનો નાશ કરે છે, ચોરક સુગધીક દ્રવ્ય છે, તે ડુંગરોમાં થાય છે, પાહાડી લોક તેને "ભટેઉર" એ નામથી ઓળખે છે.

---

## મુરા.

**मुरा गन्धवती दैत्या गन्धाढ्या सुरभिः कुटिः ।**
**मुरा शीता लघु कुष्ठग्रहपित्तानिलास्रजित् ॥ ९४ ॥**

મુરા, ગંધવતી, દૈત્યા, ગંધાઢયા, સુરભી, કુટી એ નામ મુરાનાં છે, મુરા ઠંડા, હલકા, કોડ, ગ્રહદોષ, પિત્ત, વાત રક્ત ( લોહીવા ) નો નાશ કરે છે.

---

## કચૂરો.

कर्चूरो द्राविडो गन्धमूलको दुर्लभः शटी ।
कचूरो दीपनो रुच्यः कुष्ठार्शोव्रणकासजित् ।
उष्णो लघुर्जयेच्छ्वासगुल्मवातकफक्रिमीन् ॥ ५५ ॥

કર્ચૂર, દ્રાવિડ, ગંધમૂલક, દુર્લભ, શટી, એ નામ કચૂરાનાં છે. કચુરો જઠરા અગ્નિને પ્રદિપ્ત કરે છે, રૂચીને ઉપજાવે છે, તથા કોડ અર્શ, ઘાવ, ખાંસીનો નાશ કરે છે. તે ગર્મ, હલકો, અને દમ, ગોળો, વાયુ, કફ, કૃમિનો નાશ કરે છે.

હળદરના ખેતરમાંથી ધોળી ગાંઠવાળો નિકળે છે.

## શટી (બીજી જાતનો કચૂરો.)

शटी पलाशी षड्ग्रन्था सुव्रता गन्ध मूलिनी ।
शटी शीता ज्वरामास्त्रका सजिद्ग्राहिणी लघुः ॥ ५६ ॥

શટી, પલાશી, ષડ્ગ્રંથા, સુવ્રતા, ગંધમૂલિની, એ નામ શટીનાં છે, તે ઠંડી, અને તાવ, મરડો, લોહીનીકાર, ઊધરસનો નાશ કરે છે, તથા ઝાડાને બાંધનારી છે, તેમજ હલકી છે. શટી એ કચુરાની એક જાત છે.

## અસવર્ગ.

स्पृका स्पृक् ब्राह्मणी देवी निर्माल्या कुटिकावधूः ।
स्पृका स्वादुर्हिमा वृष्या कुष्ठ लक्ष्मी त्रिदोषनुत् ॥ ५७ ॥

સ્પૃક્કા, સ્પૃક, બ્રાહ્મણી, દેવી, નિરમાલ્યા, કુટિકા, વધુ એ નામ અસવર્ગનાં છે, અસવર્ગ સ્વાદુ, ઠંડુ, વીર્યને વધારનાર, કોડ, ફીકાશ, ત્રિદોષને ટાળનાર છે.

## ગઠિવન.

ग्रन्थिपर्णो नील पुष्पः शुक पुष्पं शुकच्छदम् ।
ग्रन्थिपर्णो लघुस्तिक्तो रुच्योष्णः कफवातजित् ॥ ५८ ॥

ગ્રંથિપર્ણ, નીલપુષ્પ, શુકપુષ્પ શુકચ્છદ એ નામ ગંઠિવનનાં છે, ગંઠિવન હલકો, કડવો, રૂચિકર, ગર્મ છે તથા કફ, વાયુનો નાશ કરે છે, તેને ગઠોના, ગઠાના પણ કહે છે.

---

## નલિકા.

नलिका नर्त्तकी शून्या निर्मला धमनी नटी ।
नली पित्तास्रजिच्छीता चक्षुष्या कुष्ठकृच्छ्रजित् ॥ ५९ ॥

નલિકા, નૃતકી, શૂન્યા, નિર્મલા, ધમની, નટી એ નામ નલિકાનાં છે, નલિકા પિત્તનો નાશ કરે છે તથા તે શીતળ (ઠંડી) હોઇ, આંખને ફાયદો કરે છે તથા કોઢ, મુત્રકૃચ્છનો નાશ કરે છે, નલિકા પાણીના ઝરાઓની તેડે બહુ થાય છે.

---

## પદમક.

पद्मकं मलयश्चारुः पीतरक्तश्च सुप्रभः ।
पद्मकं दाहविस्फोटकुष्ठश्लेष्माश्रपित्तहृत् ।
गर्भसंस्थापनं शीतं तृष्णा वीसर्प दाहजित् ॥ ६० ॥

પદમક, મલય, ચારૂ, પીતરક્ત, સુપ્રભ એ નામ પદમકનાં છે, તે ઊનવા, વિષ્ફોટક, કોઢ, રગતપતનો નાશ કરે છે. ગર્ભને ટકાવે છે, ઠંડો છે, સોપ, રતવા, બળતરાનો નાશ કરે છે, તે પદમાખ, બ્રહ્મકાષ્ટ એ નામથી પ્રસિદ્ધ છે.

શિમલા પ્રાન્તમાં વધારે છે તેને રાજા લોક પાજજા કહે છે.

---

## પાન્ડેરવા.

प्रपुण्डरीकः पौण्ड्राह्वः शतपुष्पं सुपुष्पकम् ।
पुण्ड्राह्वं शुक्रलं शीतं चक्षुष्यं श्लेष्मपित्तजित् ॥ ६१ ॥

પ્રપુંડરીક, પૌન્ડાહ્વ, શતપુષ્પ, સુપુષ્પક એ નામ પાન્ડેરવાનાં છે, પાન્ડેરવા વીર્યને વધારે છે, ઠંડા છે, આંખને ફાયદાવાળા અને

કફ પિત્તનો નાશ કરે છે, પાન્ડેરવાનાં ઝાડ સુગંધીવાળાં થાય છે તેના રસનાં ટપકાં આંખવામાં આવે છે.

---

## તગર.

तगरे बर्हिणं जिह्मं वक्राह्वं नहुषं नतम् ।
अपरे पिण्ड तगरं चीनं कटु महोरगम् ॥ ६२ ॥

તગર, બર્હિણુ, જિહ્વં, વક્રાહ્વ, નહુષ, નત એ નામ તગરનાં છે, પિંડતગર, ચીન, કટુ, મહોરગ એ બીજી જાતના તગરનાં નામ છે.

तगरं मधुरं स्निग्धं तिक्तोष्णं लघुभूताजित् ।
विषापस्मार मूर्द्धाक्षिरोगदोषत्रयापहम् ॥ ६३ ॥

તગર મીઠો, ચોપડો, કડવો, ગર્મ, હલકો છે, ભુત બાધા અને ઝેર, વાઇ, માથાના રોગ, આંખના રોગ, ત્રીદોષનો નાશ કરે છે.

---

## ગોરોચન.

गारोचना रुचिर्गौरि रोचना पिङ्गला मता ।
मङ्गल्या गोतमी मेध्या वन्ध्या गोपित्त सम्भवा ॥ ६४ ॥

ગોરોચના, રૂચિ, ગૌરી, રોચના, પિંગલા, મતા, મંગલ્યા, ગોતમી, મેધ્યા, બંધ્યા, ગોપિત્ત સંભવા એ નામ ગોરોચનનાં છે.

रोचना शीतला वश्या गर्भस्राव ग्रहास्रजित् ॥ ६५ ॥

ગોરોચન ઠંડુ, વશ્ય કરતા, ગર્ભશ્રાવ, ગ્રહદોષનો નાશ કરે છે.

---

## નખલો.

नखाह्वो नखरः शुक्ति हनुर्नाग हनुः खरः ।
शुक्ति शंखो व्याघ्रनख मन्यद्व्या घ्रतलं पद्मम् ॥ ६६ ॥

નખાહ્વ, નખર, શુક્તિહનુ, ખટ, શુક્તિ શંખ, વ્યાઘ્ર નખ નામ નખલાનાં છે, વ્યાઘ્રતલ, પદ, એ નામ બીજી જાતના નખલાનાં છે.

नखद्वयं ग्रहश्लेष्म वातास्रज्वर कुष्ट जित् ।
लघुष्णं शुक्रलं बलयं हृद्यं स्वादु विषा पहम् ॥ ६७ ॥

બંન્ને જાતના નખલા ગ્રહદોષ, કફ, વાતરક્ત (લોહીવા] તાવ કોડનો નાશ કરે છે, ગમ છે, હલકા છે, વીર્યને વધારનાર, બળદાયક, સ્વાદુ અને ઝેરનો નાશ કરે છે.

## પતંગ.

पतङ्गं पटरागं स्याद्रक्त काष्टं कुचन्दनम् ।
सुरङ्गकं जगत्याह्वं पत्तूरं पट रञ्जकम् ।
पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्रजित् ॥ ६८ ॥

પતંગ, પટરાગ, રક્તકાષ્ટ, કુચંદન, સુરંગક, જંગત્યાહ્વ, પત્તર, પટરંજક એ નામ પતંગનાં છે, પતંગ મીઠો, ઠંડો અને પિત્ત, કફ, ઘાવ, લોહી વિકારનો નાશ કરે છે, પતંગનું લાકડું રતાંદળીના જેવું થાય છે. તે પતંગનું લાકડું એ નામથી પ્રસિદ્ધ છે.

## લાખ.

लाक्षा निर्भत्सरो रक्ता द्रुमव्याधिः पलङ्कषा ।
कृमिजा जतु दीसाह्वा जावको लवको मतः ॥ ६९ ॥

લાક્ષા, નિર્ભત્સર, રક્તા, દ્રુમવ્યાધિ, પલંકષા, કૃમિજા, જતુ, દીસાહવા, જાવક, લવક એ નામ લાખનાં છે.

लाक्षा वर्ण्या हिमा बलया स्निग्धा श्लेष्मास्रपित्तजित् ।
व्रणोरःक्षतवीसर्पकृमिकुष्टग्रहापहा ।
अलक्तको गुणैस्तद्वाद्विशेषाद्व्यङ्गनाशनः ॥ ७० ॥

લાખ વરણને શુદ્ધ કરે છે, ઠંડી છે, બળને આપે છે, ચોપડી છે, કફ, રક્તપિતનો નાશ કરે છે તથા ઘાવ, છાતીનું ફુટવું, રતવા, કૃમિ, કોડ, ગ્રહદોષને ટાળે છે, અલક્ત નામની લાખમાં પણ સરખા ગુણ છે, વધારામાં તે વ્યંગનો નાશ કરે છે.

## પર્પટી.

पर्पटी रजनी कृष्णा जातका जननी जनी ।
पर्पटी वर्णदा शीता कफपित्तास्रकुष्ठजित् ॥ ७१ ॥

પર્પટી, રજની, કૃષ્ણા, જાતકા, જનની, જની એ નામ પર્પટી (પાપડી) નાં છે, તે વર્ણને સુધારનારી ઠંડી અને રૂધિરસ પિત્ત, લોહીવીકાર, કોડનો નાશ કરે છે. તેનાં ઝાડ માળવામાં પ્રસિદ્ધ છે.

## પદ્મિની.

पद्मिनी बिसिनी ज्ञेया नलिनी सूर्यवल्लभा ।
कुमुद्वती करविणी कुमुदिन्युडुपप्रिया ॥ ७२ ॥

પદ્મિની. બિસિની, નલિની, સૂર્યવલ્લભા એ નામ પદ્મિનીનાં છે, કુમુદ્વતી, કૈરવિણી, કુમુદિની, ઉડુપ પ્રિયા એ કુમોદિનીનાં છે.

पद्मिनी शीतला गुर्वी पित्तश्लेष्मविषास्रजित् ।
रूक्षा विष्टम्भिनी स्वादुस्तद्वत्कुमुदिनी मता ॥ ७३ ॥

પદ્મિની, ઠંડી, ભારે, અને પીત, કફ, ઝેર, લોહીવીકારનો નાશ કરે છે, લુખી છે, ઝાડાને બાંધે છે, સ્વાદુ છે, એ સઘળા ગુણ કુમોદિનીમાં પણ હોય છે.

## પદ્મ ચારિણી.

पद्मचारिण्यतिचरा पद्माह्वा चारटी मता ।
पद्मा हिमा लघुः श्लेष्मकृच्छ्रजित् स्तनदाहकृत् ॥ ७४ ॥

પદ્મચારિણી, અતિચરા પદ્માહ્વા, ચારટી એ નામ પદ્મ ચારિણીનાં છે. તે ઠંડી, હલકી, અને કફ, મુત્રકૃચ્છ્રનો નાશ કરે છે. તથા સ્તનોમાં બળતરા કરે છે.

## ધોળુ કમળ.

कमलं श्वेतमम्भोजं सारसं सरसीरुहम् ।
सहस्रपत्रं श्रीगेहवं शतपत्रं कुशेशयम् ।
पङ्केरुहं तामरसं राजीवं पुष्कराह्वयम् ॥ ७५ ॥

કમળ, શ્વેત, અંભોજ, સારસ, સરસીરૂહ, સહસ્ત્ર પત્ર, શ્રીગેહ શતપત્ર, કુશેશય, પંકેરૂહ, તામરસ, રાજીવ, પુષ્કરાહ્વ.

**अब्जमम्भोरुहं पद्मं पुण्डरीकं च पङ्कजम् ।**
**नलं सरोजं नलिनमरविन्दं महोत्पलम् ॥ ७६ ॥**

અબ્જ, અંભોરૂહ, પદ્મ, પુંડરીક, પંકજ, નલ, સરોજ, નલિન અરવિંદ, મહોતપલ એ ધોળા કમળનાં નામ છે.

---

## લાલ કમળ.

**रक्तोत्पलं कोकनदं हल्लकं रक्तसन्ध्यकम् ॥ ७७ ॥**

રકતોપલ, કોકનદ, હલ્લક, રકતસંધ્યક એ લાલ કમળનાં નામ છે.

---

## કાળુ કમળ.

**नीलोत्पलं कुवलयं भद्रमिन्दीवरं मतम् ।**
**एतदेव सितं किञ्चित्कुमुदं कैरवं कुमुद् ॥ ७८ ॥**

નીલોત્પલ, કુવલય, ભદ્ર, ઇંદીવર એ નામ કાળા કમળનાં છે. એ થોડુંક ધોળા રંગનું હોઇ કુમુદ, કૈરવ એ નામથી પણ પ્રસિદ્ધ છે.

**कमलं शीतलं वर्ण्यं मधुरं कफपित्तजित् ।**
**तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् ।**
**तस्मादल्पगुणं किञ्चिदन्यद्रक्तोत्पलादिकम् ॥ ७९ ॥**

ત્રણે જાતનાં કમળ, ઠંડાં, વર્ણને સુધારનાર, મીઠાં અને કફ, પિત્તનો નાશ કરવાવાળાં છે, તથા દાહ, શોષ, લોહીવીકાર, વિષફોકટ ઝેર, રતવાનો નાશ કરવાવાળાં છે, પરંતુ લાલ કમળમાં પહેલાં બે કમળ કરતાં કંઇક ઓછો ગુણ જણાય છે.

---

## કલ્હાર.

**कल्हारं ह्रस्वपाथोजं सौम्यं सौगंधिकं महत् ।**
**कल्हारं ग्राहि विष्टम्भि रुजं गुरु सुशीतलम् ॥ ८० ॥**

કલ્હાર, હસ્વપાથોજ, સૌમ્ય, સૌગંધિક, મહત એ નામ કલ્હારનાં છે. કલ્હાર ઝાડાને બાંધનાર, બંધકોશકર્તા, હલકો, ભારે, સુંદર, અને ઠંડો છે.

## કમળ કેશર.

किञ्जल्कःकेशरं गौरमापीतं काञ्चनाह्वयम् ।
किञ्जल्कः शीतलो ग्राही रक्तार्शःकफपित्तजित् ॥ ८१ ॥

કિંજલ્ક, કેશર, ગૌર, આપીત, કાંચનાહ્વ એ નામ કમળ કેશરનાં છે, કમળ કેશર ઠંડુ, ઝાડાને કઠણ કરનાર તથા લોહીવિકાર, અર્શ, કફ, પીતનો નાશ કરે છે.

## કમળ કાકડી.

पद्मबीजं तु कालेयं पद्माक्षं पद्मकर्कटी ।
पद्मबीजं हिमं स्वादु गर्भसंस्थापनं गुरु ।
कफवातहरं बल्यं ग्राहि पित्तास्रदाहजित् ॥ ८२ ॥

પદ્મબીજ, કાલેય, પદ્માક્ષ, પદ્મકર્કટી, એ નામ કમળકાકડીનાં છે, કમળ કાકડી ( કમળનાં બીજ ) ઠંડાં, સ્વાદુ, ગર્ભને ઠરાવનાર, ભારે અને કફ, વાતનો નાશ કરે છે, બળ આપનાર, ઝાડાને કઠણ કરનાર, પીત રક્ત અને બળતરાને ટાળનાર છે.

## કમળ દાંડી.

मृणालं बिसमम्भोजं नालं च नलिनीरुहम् ।
पद्मादिमूलं शालूकं शालीनं करहाटकम् ॥ ८३ ॥

મૃણાલ, બિસ, અંભોજ, નલ, નલિનીરૂહ, પદ્માદિમૂલ, શાલુક શાલીના કરહાટક એ કમળ દાંડી ( કમળનાં મુળ ) નાં નામ છે.

मृणालं शीतलं वृष्यं पित्तदाहास्रजिद्गुरु ।
संग्राहि मधुरं रूक्षं शालूकमपि तद्गुणम् ॥ ८४ ॥

કમળનાં મૂળ ઠંડાં, વીર્યને વધારનાર અને પીત, બળતરા, લોહી બીગાડનો નાશ કરે છે, તે ભારે અને ઝાડાને કઠણ કરનાર છે, લુખાં છે, શાલુક (કમળના મુળના નીચેનો ભાગ) માં પણ તેવા ગુણ છે, કમળના મુગનું શાક પણ બને છે, તે સ્વાદવાળુ થાય છે.

---

## ચંબેલી.

जाती प्रियवंदा राज्ञी मालती सुमना मता ।
पीता सत्यपरा पीतपुष्पा काञ्चनपुष्पिका ।
जाती लघूष्णा मूर्द्धाक्षिदन्तार्तिव्रणरक्तजित् ॥ ८५ ॥

જાતી, પ્રિયવંદા, રાજ્ઞી, માલતી, સુમના, પીતા, સત્યપરા, પીતપુષ્પા, કાંચન પુષ્પિકા એ નામ ચંબેલીનાં છે, તે હલકી, ગર્મ અને માથાના રોગ, આંખના રોગ, દાંતના રોગ, ઘાવ, લોહીવીકારનો નાશ કરવાવાળી છે.

---

## માલતી.

मल्लिका मोदिनी मुक्तबन्धना मदयन्तिका ।
मल्लिकोष्णा लघुर्वृष्या वातपित्तास्त्ररोगजित् ॥ ८६ ॥

મલ્લિકા, મોદિની, મુક્તબંધના, મદયંતિકા એ નામ માલતીનાં છે, માલતી ગર્મ, વીર્યને ફાયદાવાળી, તેમજ વાત, પીત, લોહી વિકારનો નાશ કરે છે.

---

## જુઈ.

यूथिका हरिणी बाला पुष्पगन्धा शिखण्डिनी ।
स्वर्णयूथापरा पीता गणिका स्वर्णपुष्पिका ।
यूथी हिमास्रमूर्द्धाक्षिरोगजित्कफवातकृत् ॥ ८७ ॥

યુથીકા, હરિણી, બાલા પુષ્પગંધા, શિખંડિની, સ્વર્ણયુથા, એ નામ જુઇનાં છે. પિતા, ગણિકા, સ્વર્ણપુષ્પિકા એ નામ પીળા ફુલની જુઇનાં છે, જુઇ ઠંડી, લોહીવીકાર, માથાના રોગનો નાશ કરે છે. પરંતુ વાયુ અને કફને ઊપજાવનારી છે.

---

## ભોસંબી ગુલાબ. (સેવતી)

कुब्जका भद्रतरुणी बृहत्पुष्पा महासहा ।
शतपत्री तरुण्युक्ता कर्णिका चारुकेशरा ।
रक्तापरा रक्तपुष्पा लाक्षापुष्पाऽतिमञ्जुला ॥ ८८ ॥

કુબ્જકા, ભદ્રતરૂણી, બ્રહત્પુષ્પા, મહાસહા, શતપત્રી, (ગુલાબ) તરૂણી, કાર્ણીકા, ચારૂ કેશરા એ નામ ભોસંબી ગુલાબનાં છે. રક્તા, રક્તપુષ્પા, લાક્ષા પુષ્પા, અતિ મંજુલા એ નામ લાલ ફુલના ગુલાબનાં છે.

शतपत्री हिमा हृद्या ग्राहिणी शुक्रला लघुः ।
दोपत्रयास्रजिद्वर्ण्य कुब्जकोऽपि च तद्गुणः ॥ ८९ ॥

આ બંન્ને ગુલાબ, ઠંડા, શરીરને બળ આપનાર, ઝાડાને કઠણ કરનાર, વીર્યને આપવાવાળા, હલકા, ત્રિદોષ, લોહીવીકારનો નાશ કરવાવાળા છે, વર્ણને સુધારે છે.

---

## કેવડો.

केतकी सूचिकापुष्पो जम्बूकः क्रकचच्छदः ।
सुवर्णकेतकी चान्या लघुपुष्पा सुगन्धिनी ।
कतकी कटुका स्वादुर्लघुस्तिक्ता कफापहा ॥ ९० ॥

કેતકી, સૂચિકા પુષ્પ, જંબુક, ક્રકચચ્છદ એ નામ કેવડાનાં છે. સુવર્ણ કેતકી, લઘુપુષ્પા, સુગંધિની એ નામ પીળા કેવડાનાં છે. કેવડો તીખો, સ્વાદુ, હલકો, કડવો અને કફનો નાશ કરે છે.

---

## વાસંતી.

वासन्ती सारणी कुन्दा प्रहसन्ती वसन्तजा ।
वासन्ती शीतला लघ्वी तिक्ता दोषत्रयास्रनुत् ॥ ९१ ॥

વાસંતી, સારણી, કુન્દા, પ્રહસન્તી એ નામ વસંતીનાં છે. વાસંતી ઠંડી, કડવી, હલકી અને ત્રિદોષહારક છે.

---

## નૈપાલી

**नैपाली ग्रैष्मिका लूता लापिनी वनमाल्लिका ।**
**वार्षिकी त्रिपुटा त्वन्या श्रीमती षट्पदप्रिया ॥९२ ॥**

નૈપાલી, ગૈષ્મિકા, લૂતા, લાપિની, વનમલ્લિકા, એ નામ નૈપાલી-નાં છે, અને વાર્ષિકી, ત્રિપુટા, શ્રીમતી, ષટ્પદપ્રીયા, એ નામ બાર-માશી વેલનાં છે,

**नैपाली शीतला तिक्ता लघ्वी दोषत्रयापहा ।**
**कर्णाक्षिमुखरोगघ्नी तद्गुणा वार्षिकी मता ॥ ९३ ॥**

નૈપાલી શીતળ, કડવી, હલકી અને ત્રિદોષને હરવાવાળી છે તથા કાનના રોગ, આંખના રોગ, મોઢાના રોગનો નાશ કરે છે.

નૈપાલી લીલા ફુલની અસરની જાતની વેલ થાય છે, તેનાં ફુલ ઊનાળામાં ખીલે છે, તેનાપર ભમરા ઘણું કરીને બેસે છે, બારમાશી વેલમાં પણ નૈપાલીના જેવાજ ગુણ હોય છે. બારમાશી વેલને કોઇ મોતીયા પણ કહે છે.

---

## માધવી.

**माधवी मण्डपः कामी पुष्पेन्द्रोऽभीष्टगन्धकः ।**
**माधवी मधुरा शीता लघुर्दोषत्रयापहा ॥ ९४ ॥**

માધવી, મંડપ, કામી, પુષ્પેદ્ર, અભીષ્ટ ગંધક એ નામ મા-ધવીનાં છે, માધવી મીઠી, ઠંડી, હલકી, અને ત્રિદોષનો નાશ કરનાર છે, માધવીની વેલ થાય છે, તેનાં પાન ચંપાના જેવાં અને ફુલના તોરા (ગુચ્છા) આવે છે, ફુલ તલના ફુલના જેવાં થાય છે.

---

## કેશરી ચંપો.

**चम्पकः काचरो रम्यश्चम्पेयः सुरभिश्चलः ।**
**चम्पकः शीतलः कृच्छ्रकफपित्तास्रवातजित् ॥ ९५ ॥**

ચંપક, કાચર, રમ્ય, ચાંપેય, સુરભિ, ચલ એ નામ ચંપાનાં છે, ચંપો ઠંડો, મુત્રકૃચ્છ, કફ, પિત, લોહીવાનો નાશ કરે છે.

ચંપાનાં મોટાં ઝાડ થાય છે. પાનડાં આંબાના પાનને મળતાં આવે છે, ફુલ પીળાં કેશરી રંગનાં આવે છે તેમાં ઘણીજ ઉમદા સુગંધિ હોય છે.

---

## નાગકેશર.

**पुन्नागः पाटलीपुष्पः केशरी षट्पदालयः ।**
**पुन्नागो मधुरः शीतो रक्तपित्तकफापहः ॥ ९६ ॥**

પુન્નાગ, પાટલીપુષ્પ, કેશર, ષટ્પદાલય, એ નામ પુન્નાગનાં છે. (નાગકેશર) તે મીઠે, ઠંડો, રક્તપીત અને કફનો નાશ કરે છે, પુન્નાગની કળીને નાગકેશર કહે છે.

---

## બોરછલી.

**बकुलः केशरो मध्यगन्धाः सिंहो विशारदः ।**
**बकुलः शीतलः श्लेष्मापित्तदन्तमदापहः ।**
**तत्फलं वातलं ग्राहि कफपित्तहरं हिमम् ॥९७॥**

બકુલ, કેશર, મધ્યગંધ, સિંહ, વિશારદ એ નામ બોરછલીનાં છે. બોરછલી ઠંડી, કફ, પિત, દાંતના રોગ, મદનો નાશ કરે છે. પરંતુ ફલ વાતને કરે છે, ઝાડાને બાંધે છે, અને કફ, પિતનો નાશ કરે છે.

---

## મોટી બોરછલી.

**वृषो वुकः स्थूलपुष्पो वसुकश्छित्रशोधकः ।**
**वृषः शीतो विषश्लेष्मपित्तकृच्छ्राश्मदाहहृत् ॥ ९८ ॥**

વુષ, વુક, સ્થૂલપુષ્પ, વસુક, શીત્રશોધક એ નામ મોટી બોરછલીનાં છે. તે ઠંડી છે અને ઝેર, કફ, પિત, મૂત્રકૃચ્છ, પથરી બળતરાનો નાશ કરે છે, જેને ફળ આવે છે તે નાની બોરછલી અને જેને ફળ નથી આવતાં તે મોટી બોરછલી કહેવાય છે.

---

## કુંદ.

कुन्दः शुक्लः सदापुष्पो भृङ्गबन्धुर्मनोरमः ।

कुन्दः शीता लघुः श्लेष्मशिरोरुग्विषपित्तजित् ॥ ९९ ॥

કુંદ, શુકલ, સદાપુષ્પ, ભૃગબન્ધુ, મનોરમ, એ નામ કુન્દનાં છે, કુંદ ઠંડો, હલકો, અને કફ, માથાનુ દર્દ, વિષ, પીત એનો નાશ કરે છે.

કુંદનાં નાના ઝાડ થાય છે, ફળ ધોળાં થાય છે અને કોઇ લોક ચાંદની પણ કહે છે.

## મુચુકુન્દ.

मुचुकुन्दः क्षेत्रवृद्धश्चिबुकः प्रतिविष्लुषः ।

मुचुकुन्दः शिरः पीडापित्तास्रमुखनाशनः ॥ १०० ॥

મુચુકુન્દ, ક્ષેત્રવૃદ્ધ, ચિબુક, પ્રતિવિપ્લુષ એ નામ મુચુકુન્દનાં છે, તે માથાના દર્દનો, રક્તપીત, મોઢાના રોગનો નાશ કરે છે.

મુચુકુન્દનાં ઝાડ થાય છે, પાન અખરોટના જેવાં થાય છે, ફુલ મોટાં અને સારી વાશવાળાં થાય છે. ફળ લાંબાં થાય છે પણ ઓષધમાં તેનાં ફુલ લેવાય છે.

## રાયવેલ.

भूमण्डली विचच्छिन्नो द्विपदाष्टपदी तथा ।

शीतो लघुर्विचच्छिन्नः कफपित्तविषापहः ॥ १ ॥

ભૂમંડલી, વિચચ્છિન્ન, દ્વિપદા, અષ્ટપદી એ નામ રાયવેલનાં છે, તે ઠંડી, હલકી અને કફ પિત તથા ઝેરનો નાશ કરે છે.

## તિલક.

तिलकः क्षुरकः श्रीमान् विचित्रो मुखमण्डनः ।

तिलकः कफनुत्कुष्ठहरोऽत्युष्णो रसायनः ॥ २ ॥

તિલક, ક્ષુરક, શ્રીમાન, ત્રિચિત્ર, મુખમંડન એ નામ તિલકનાં છે, તિલક કફને દૂર કરનાર છે તથા કોડનો નાશ કરે છે. ગર્મ છે, રસાયન છે.

તિલકનાં ઝાડ થાય છે તેને ફુલ તલના જેવાં આવે છે, ફળ પીપરના જેવાં આવે છે.

---

## ગેંદા.

**गणेरुकः कर्णिकारः कर्णश्च गणकारिका ।**
**गणेरुः शोधनः शोफश्लेष्मास्रव्रणकुष्ठनुत् ॥ ३ ॥**

ગણેરૂક, કર્ણિકાર, કર્ણ, ગણકારીકા એ નામ ગેંદાનાં છે, ગેંદા શોધન અને સોજા, કફ, રક્તવિકાર, ઘાવ, કોડનો નાશ કરે છે.

---

## દુપહરીયા.

**बन्धुजीवः शरत्पुष्पो बन्धुर्बन्धूकरक्तकौ ।**
**बन्धुकः कफकृद् ग्राही वातपित्तहरो लघुः ॥ ४ ॥**

બંધુજીવ, શરત્પુષ્પ, બંધુ, બંધુક, રક્તક એ નામ દુપહરીયાનાં છે, તે કફ કર્તા, મળ ( ઝાડા ) ને બાંધનાર, વાત પીતનો નાશ કરનાર છે તથા હલકો છે,

દુપહરીયા, ધોળો, સીંદુરી, લાલ એમ ત્રણ જાતનો થાય છે, તેનાં ફુલ સવારના ખીલે છે તેથી તેનુ નામ દુપહરીયા પડ્યું હશે.

---

## જાસુમ.

**जपापुष्पं जपारक्तं त्रिसन्ध्या त्वरुणासिता ।**
**जपा सग्राहिणी केश्या त्रिसन्ध्या कफपित्तजित् ॥ ५ ॥**

જપાપુષ્પ, જપારક્ત, ત્રિસંધ્યા, અરૂણા, અસિતા એ નામ જાસુમનાં છે, તે ઝાડાને બાંધનાર, વાળને વધારનાર, કફ, ઝેરનો નાશ કરે છે,

જાસુમ ને લાલ રંગનાં સુગંધવાળાં ફુલ આવે છે, તેનાં ઝાડ નાનાં થાય છે, દીલ્હી તરફ તેને ગુડહલ, ઓડફુલ કહે છે તથા જવ પુષ્પિ પણ કહે છે.

---

## સિંદૂરી.

**सिन्दुरी रक्तबीजा स्याद्रक्तपुष्पा सुकोमला ।**

**सिन्दूरी कफपित्तास्रतृष्णावाहन्तिहरा हिमा ॥ ६ ॥**

સિંદૂરી, રક્તબીજા, રક્તપુષ્પા, સુકોમલા એ સિંદૂરીનાં નામ છે, સિંદૂરી કફ, પિત, લોહીવિકાર, શોષ, છર્દિનો નાશ કરે છે, તે ઠંડી છે.

સિંદૂરીના છોડવા થાય છે, તે બગીચામાં હોય છે. તેનાં ફુલ સિંદૂર રંગનાં હોઇ પાણીમાં નાંખવાથી પાણી પણ લાલ થાય છે.

---

## તુલસી.

**तुलसी सुरसा गौरी भूतघ्नी बहुमञ्जरी ।**

**तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्तकृत् ।**

**दीपनी कुष्ठकृच्छ्रास्रपार्श्वरुक्कफवातजित् ॥ ७ ॥**

તુલસી, સુરસા, ગૌરી, ભૂતઘ્ની, બહુ મંઝરી એ નામ તુલસીનાં છે, તે તીખી, કડવી, શરીરને બળ આપવાવાળી, ગર્મ, દાહ, પિત્તને કરવાવાળી, જઠરાગ્નિને વધારનારી તેમજ કોડ, મુત્રકૃચ્છ, લોહીવિકાર, પડખાની શુળ, કફ, વાતનો નાશ કરે છે.

---

## મરૂવો.

**मरुको मरुवकस्तीक्ष्णः खरपुष्पः फणिज्जकः ।**

**मरुवो दीपनो हृद्यस्तीक्ष्णोष्णः पित्तलो लघुः ।**

**वृश्चिकादिविषश्लेष्मवातकुष्ठकृमीञ्जयेत् ॥ ८ ॥**

મરુ, મરૂબક, તીક્ષ્ણ, ખટપુષ્પ, ફણીજ્જક, એ નામ મરૂવાનાં છે, મરૂવો અગ્નિને વધારે છે, શરીરમાં તાકાત પુરે છે, ગરમ છે, તેજ છે, પિત્તને ઉત્પન્ન કરે છે, હલકો છે તથા વિંછીના ઝેરનો નાશ કરે છે તેમજ કફ, વાત, કોડ, કૃમિનો પણ નાશ કરે છે.

---

## ડમરો.

मदनो मदना दान्तो दमो मुनिसुतो मुनिः ।
गन्धोत्कटो मदनको विनीता कुलपुत्रकः ।
मदनोऽक्षिपकुष्ठास्रमेदःकण्डूत्रिदोषजित् ॥ ९ ॥

મદન, મદના, દાંત, દમ, મુનિસુત, મુનિ, ગંધોત્કટ, મદનક, વિનીતા, કુલપુત્રક એ નામ ડમરાનાં છે, ડમરો આંખનારોગ, કોડ, લોહી વીકાર, મેદ, ખસ; ત્રિદોષનો નાશ કરે છે. ડમરો એક મરવાની જાત છે.

---

## કાળો ડમરો.

बर्बरी वर्जकः कुण्ठो वैकुण्ठः स्यात्कुठेरका ।
कपित्थार्जक इत्यन्यो वटपत्रः कटिञ्जरः ।
कृष्णार्जकः कालमासः करालः कृष्णमल्लिकः ॥११०॥

વર્વરી, વર્જક, કુંઠ, વૈકુંઠ, કુઠેરક, કપિત્થાર્જક, વટપત્ર, કટિંજર, કૃષ્ણાર્જક, કાલમાસ, કરાલ, કૃષ્ણમલ્લિકા એ વનતુલુશી તથા કાળા ડમરાના નામ છે.

बर्बरीत्रितयं रूक्षं शीतं कटु विदाहि च ।
पित्तलं कफवातास्रदद्रुक्रिमिविषापहम् ॥ १११ ॥

ત્રણે પ્રકારની તુલસી (ડમરો) લુખી, ઠંડી તીખી, તેજ, પીતને કરવાવાળી અને કફ, વાયુ, લોહીવીકાર, દાદ, કૃમિ, વગેરે નો નાશ કરવાવારી છે.

यो राज्ञां मुखतिलकः कटारमल्लस्तेन श्रीमदनन्रूपेण निर्मितेऽत्र ।
ग्रन्थेऽमुन्मदनविनोदनाम्नि पूर्णःकर्पूरप्रभृतिसुगन्धिद्रव्यवर्गः ११२

इति मदनपालनिघंटौसुगंधिद्रव्यवर्गस्तृतीयः ॥ ३ ॥

રાજાઓમાં જે મુખ્ય માન પામેલ કટારોની લડાઈમાં જાણીતો મલ્લ છે તેણે મદન રાજાનો બનાવેલો આ મદન વિનોદ નામના ગ્રંથમાંનો કપૂર આદી સુગંધિક દ્રવ્ય વર્ગ પૂર્ણ કર્યો.

---

यद्वाञ्छया विश्वकृतोऽपि देवा ब्रह्मादयो यान्ति मुहुर्भवन्ति ।
अचिन्त्यकृत्यं पुरुषं पुराणं गोपत्वमाप्तं तमुपाश्रयामि ॥ १ ॥

જેની ઇચ્છાથી જગતને બનાવનાર બ્રહ્મા આદિ દેવનું વારંવાર જન્મ મરણ થાય છે એવા અદ્ભુત કૃત્યવાળા પુરાણ પુરૂષ અને ગોપજાતિને મળેલા પરમેશ્વરનો હું આશરો માગુ છું.

---

## સોનું (હેમ).

सुवर्णं काञ्चनं हेम हाटकं तप्तकाञ्चनम् ।
चामीकरं शातकुम्भं तपनीयं च रूक्मकम् ॥ २ ॥

સુવર્ણ, કાંચન, હેમ, હાટક, તપ્તકાંચન, ચામીકર, શાતકુંભ, તપનીય, રૂક્મક.

जाम्बूनदं हिरण्यंच स्वरलं जातरूपकम् ।
सुवर्णं शीतलं वृष्यं बल्यगुरु रसायनम् ॥ ३ ॥

જાંબુનદ, હિરણ્ય, સ્વરલ, જાતરૂપક એ નામ સોનાનાં છે, સોનુ ઠંડુ, વીર્યવર્ધક, બળ આપનાર, ભારે અને આવરદા વધારનાર છે.

कान्तिकरं विषोन्माद त्रिदोषज्वर शोषजित् ।
कषायं तिक्तमधुरं सुवर्णंगुरुलेखनम् ॥ ४ ॥

કાન્તીને વધારનાર તથા ઝેર, ગાંડાપણું, ત્રિદોષ, તાવ, શોષનો નાશ કરે છે, સોનુ તુરૂ, કડવું, મીઠું અને દોષને ઊખેડનાર છે.

---

## ચાંદી (રૂપુ).

रूप्यकं रजतं रूप्यं तारंश्वेतं वसूतमम् ।
रूप्यं शीतं सरं वातपित्त हारि रसायनम् ॥ ५ ॥

રૂપ્યક, રજત, રૂપ્ય, તાર, શ્વેત, વસૂતમ એ ચાંદીનાં નામ છે. ચાંદી ઠંડી, ઝાડાને ઉતારનાર, વાત પિતનો નાશ કરનાર રસાયન છે.

क्लेदनंच कषायाम्लं विपाके चापरं सरम् ।
वयसः स्थापनं स्निग्ध धातूनां हितमुच्यते ॥ ६ ॥

દોષને ઊખેડનાર, તુરી, પાકમાં ખાટી અને બીજી જાતની ચાંદી મળને સરકાવે છે, અવસ્થાને સ્થિર કરે છે, ચીકણી છે તથા ધાતુમાં ફાયદાવાળી છે.

---

## તાંબુ.

ताम्रंम्लेच्छमुखं शुल्बं नैपालं रविनामकम् ।
उदुम्बरं सूर्यप्रियं रक्तजंरक्त धातुकम् ॥ ७ ॥

તામ્ર, મલેચ્છ મખ, શુલ્બ, નૈપાલ, રવિનામક, ઉદુમ્બ, સૂર્ય-પ્રિય, રકતજ, રકતધાતુક એ નામ તાંબાનાં છે.

ताम्रंसरं लघुस्वादु शीतं पित्तकफापहम् ।
रोपणं पाण्डु कुष्टार्शः श्वयथुश्वासकासजित् ॥ ८ ॥

તાંબુ ઝાડાને ઊતારનાર, હલકું, સ્વાદવાળું, ઠંડુ છે અને પિત્ત કફનો નાશ કરે છે, ઘાવને રૂઝાવે છે તથા પાંન્ડુ, કોડ, અર્શ, શોજા, દમ, ખાંસીનો નાશ કરે છે.

---

## કાંસુ.

कांस्यंलोहं निजं घोषं पञ्चलोहं प्रकाशकम् ।
कांस्यं गुरूष्णं चक्षुष्य कफपित्तहरं सरम् ॥ ९ ॥

કાંસ્ય, લોહ, નિજ, ઘોષ, પંચલોહ, પ્રકાશક એ નામ કાંસાનાં છે, કાંસુ ભારે, ગર્મ, આંખને ફાયદાવાળું, કફ, પિતનો નાશ કરનાર છે તથા ઝાડાને ઊતારનાર છે.

---

## પીતલ.

पीतलोहं सिंहलकं कापिलं सौकुमारकम् ।
वर्त्तलोहं त्रिलोहं च राजरीतिर्महेश्वरी ।
पीतलोहं हिमं रूक्षं कुटूष्णं कफपित्तनुत् ॥ १० ॥

પીતલોહ, સિંહલક, કપિલ, સૌકુમારક, વર્તલોહ, ત્રિલોહ, રાજરીતિ, મહેશ્વરી એ નામ પીતલનાં છે. પીતળ કડુ, લુખુ, તીખુ, ગર્મ અને કફ પિતનો નાશ કરે છે.

---

## કલાઇ.

रङ्गकं तीरकं वङ्गं त्रपु स्यात्करटी घनम् ।
रङ्गं लघु सरं रूक्षमुष्णं मेहकफक्रिमीन् ।
निहन्ति पाण्डुं सश्वासदृश्यमीषत्तु पित्तलम् ॥ ११ ॥

રંગક, તીરક, વંગ, ત્રપુ, કરટી, ઘન એ નામ કલાઇનાં છે, કલાઇ હલકી, ઝાડાને ઉતારનાર, લુખી, ગર્મ, અને પ્રમેહ, કફ, કૃમિ, પાન્ડુ, દમનો નાશ કરે છે, તથા પિત્તને સહેજ કોપાવે છે.

---

## જસત.

जसदं रङ्गसदृशं दितिहेतुश्च तन्मतम् ।
जसदं तुवरं तिक्तं शीतलं कफपित्तहृत् ।
चक्षुष्यं परमं मोहान् पाण्डुं श्वासं च नाशयेत् ॥ १२ ॥

જસદ, રંગસદૃશ, દિતિહેતુ, એ નામ જસતનાં છે. જસત તુરૂ, કડવું, ઠંડુ અને કફ પિતનો નાશ કરે છે, આંખને સારો ફાયદો કરતા તથા પ્રમેહ, પાન્ડુ, શ્વાસનો નાશ કરે છે.

---

## સીસુ.

सीसं धातुमलं नागमुरगं परिपिष्टकम् ।
जवनेष्टं च भुजगं विसृष्टं कृष्णकं विदुः ।
सीसं रङ्गगुणं ज्ञेयं विशेषान्मेहनाशनम् ॥ १३ ॥

સીસ, ધાતુમળ, નાગ, ઉરગ, પિરિપિષ્ટક, જવનેષ્ટ, ભુજગ, વિસૃકૃષ્ણક એ નામ સીસાનાં છે, સીસામાં બધા કલાઇના ગુણ છે, પરંતુ ઘણા ભાગે તે પ્રમેહનો નાશ કરે છે.

---

## લોઢું.

लोहं शस्त्रमयः कुष्ठं व्यङ्गं पारावतं घनम् ।
कृष्णायस्तन्मलं किट्टं मण्डूरो लोहजं रजः ॥ १४ ॥

લોહ, શસ્ત્ર, અયઃ, કુષ્ટ, વ્યંગ, પારાવત, ઘન એ નામ લોઢાનાં છે અને કૃષ્ણાયસ, તન્મલ, કિટ્ટ, મંડુર, લોહજ, રજ એ નામ લોઢાના કાટડા ( મંડુર ) નાં છે.

लोहं सरं गुरु स्वादु कषायं कफपित्तनुत् ।
शीतं नेत्रहितं रुक्षं बलदं वातलं समम् ॥ १५ ॥

લોઢું દસ્તને રોકનાર, ભારે, સ્વાદુ, તુરુ અને કફ પિત્તનો નાશ કરવાવાળું છે, તે ઠંડુ આંખને ફાયદાવાળું, લુખું, બળવાન, અને વાયુને ઉત્પન્ન કરવાવાળું છે.

शोफकुष्ठप्रमेहार्शोगरपाण्डुकृमीञ्जयेत् ।
तत्किट्टं तद्गुणं ज्ञेयं विशेषात्पाण्डुनाशनम् ॥ १६ ॥

લોઢું સોજો, કોડ, પ્રમેહ, અર્શ, બનાવટી ઝેર, પાન્ડુ કૃમીનો નાશ કરે છે. લોઢાનું તેલ પણ તેવાજ ગુણવાળું હોય છે. વધારામાં તે પાન્ડુનો નાશ કરે છે.

---

## પારો.

पारदश्चपलो हेमनिधिः सूतो रसोत्तमः ।
त्रिनेत्रो रोषणः स्वामी हर बीजं रसः प्रभुः ॥ १७ ॥

પારદ, ચપલ, હેમનિધિ, સૂત, રસોત્તમ, ત્રિનેત્ર, રોષણ, સ્વામી હરબીજ, રસ, પ્રભુ.

रसेन्द्रश्च इति ख्यातो रसलोहं महारसः ।
पारदः कृमिकुष्ठघ्नश्चक्षुष्योष्णो रसायनः ॥ १८ ॥

રસેંદ્ર, રસલોહ, મહારસ એ નામ પારાનાં છે, પારો કૃમિ અને કોઢનો કટ્ટો શત્રુ છે તથા આંખને ફાયદો કરે છે, ગર્મ છે અને રસાયન છે.

---

## અભ્રક.

अभ्रकं स्वच्छमाकाशं पटलं वरपीतकम् ।
अभ्रं गुरु हिमं बल्यं कुष्ठमेहत्रिदोषनुत् ॥ १९ ॥

અભ્રક, સ્વચ્છ, આકાશ, પટલ, વરપિત્તક એ નામ અભ્રકનાં છે, અભ્રક ભારે, ટાઢો, બળ આપનાર, કોઢ, પ્રમેહ, ત્રિદોષનો નાશ કરે છે.

गगनं कृमिकुष्ठमेहहा विशदं शुक्रकरं च दीपनम् ।
कथितं मुनिभिश्च पूर्वजैर्बलकृच्छुक्रकरं च सेवितम् ॥२०॥

મારેલો અભ્રક કૃમિ, કોઢ અને પ્રમેહનો નાશ કરે છે તથા રસને ચોખ્ખો કરી વીર્યને વધારે છે, જઠરાગ્નિને તેજ કરે છે, બળ આપે છે તથા વીર્ય ઉત્પન્ન કરે છે, એવું આગળ થઇ ગએલા ઋષિઓએ કહેલ છે.

---

## ગંધક.

गंधः सौगन्धको लेखी गन्धाश्मा गन्धपित्तकः ।
लेलीतको बली वसा वेगन्धो गन्धको बलीः ॥ २१ ॥

ગંધ, સૌગંધક, લેખી, ગંધાશ્મા, ગંધપીતક, લેલીતક, બલિ-વસા, વેગંધ, ગંધક, બલિ એ નામ ગંધકનાં છે.

गन्धकः कटुकः पाके वीर्योष्णः पित्तलः सरः ।
हन्ति कुष्ठक्षयप्लीह कफवात रसामयान् ॥ २२ ॥

ગંધક પાકમાં તીખો, વીર્યમાં ગર્મ, પિત્તને કોપાવનાર, ઝાડાને રોકનાર અને કોઢ, ક્ષય, બરોળ, કફ, વાત, પારાથી થએલા રોગનો નાશ કરે છે.

---

## સોનામુખી.

माक्षिकं धातुमाक्षिकं ताप्यं तापीजमुच्यते ।
माक्षिकं तुवरं वृष्यं स्वर्यंलघु रसायनम् ॥ २३ ॥

માક્ષિક, ધાતુ માક્ષિક, તાપ્ય, તાપીજ એ નામ સુવર્ણ માક્ષીક (સોનામુખી) નાં છે, સોનામુખી તુરી, વીર્યને વધારનાર, સ્વરને આપનાર, હલકી અને રસાયન છે.

**चक्षुष्यं कुष्ट शोफाशा मेहबस्त्वर्ति पाण्डुताः ।**

**व्यवायि कटुकं हन्ति कुष्टोदरे विषक्षयान ॥ २४ ॥**

સોનામુખી આંખને ફાયદાવાળી તથા કોડ, સોજા, પ્રમેહ, બસ્તી રોગ, પાન્ડુ, ઉદરરોગ, ઝેર, ક્ષયને નાશ કરે છે, ભોગમાં તાકાદ આપનારી હોઇ મનને આનંદ આપે છે, તીખી છે.

---

## મનશિલ.

**मनःशिला शिला गोला नैपाली कुनटीकुला ।**

**दिव्यौषधिर्नाग मातामनो गुप्ता मनाऽम्बिका ॥ २५ ॥**

મનઃશિલા, શિલા, ગોલા, નૈપાલી, કુનટી, કુલા, દિવ્ય આૈષધિ, નાગમાતા, મનોગુપ્તા, મનોઅમ્બિકા એ નામ મનોશિલનાં છે.

**मनःशिला कृच्छ्रहरा सरोष्णा लेखनी कटुः ।**

**तिक्तास्निग्धा विषश्वास कासभूत कफास्रजित् ॥ २६ ॥**

મનશિલ મુત્રકૃચ્છને નાશ કરે છે, દોષને સરકાવનાર, ગર્મ, દોષને ઉખેડનાર, તીખો, કડવો, ચીકણો અને ઝેર, દમ, ઉધરસ, ભુતદોષ, કફ, લોહીવીકારને નાશ કરે છે.

---

## હરતાલ.

**हरितालमलं तालं गोदन्तं नटभूषणम् ।**

**हरितालं कटु स्निग्धं कषायोष्णं विषंजयेत् ।**

**कण्डु कुष्टास्यरोगांश्च कफपित्तकचग्रहान् ॥ २७ ॥**

હરિતાલ, અલ, ગોદંત, નટભૂષણ એ નામ હરતાલનાં છે, હરતાલ તીખી, ચીકણી, તુરી, ગર્મ અને ઝેર, ખસ, કોડ, મોઢાના રોગ, કફપિત્ત, બાળકોના ગ્રહદોષને નાશ કરે છે.

---

## ગેરૂ.

गैरिकं रक्तपाषाणं गिरिमृच्च गवेधुकम् ।
स्वर्ण वर्ण परं स्वर्णमण्डलं स्वर्ण गैरिकम् ॥ २८ ॥

ગૈરિક, રક્તપાષાણુ, ગિરિમૃત, ગવેધુક એ નામ ગેરૂનાં છે, સ્વર્ણવર્ણ, સ્વર્ણમંડલ, સ્વર્ણગૈરિક એ નામ સોનાગેરૂનાં છે.

गैरिकं दाहपित्तास्त्रकफहिक्काविषापहम् ।
चक्षुष्यमन्यत्तद्वच्च विशेषाद्वान्तिनाशनम् ॥ २९ ॥

ગેરુ બળતરા, પિત્ત, લોહીવિકાર, કફ, હિચકી ( હેડકી ) ઝેરનો નાશ કરે છે તથા આંખને ફાયદાવાળો છે, સોનાગેરૂમાં પણ એવાજ ગુણ છે પણ વધારામાં તે છર્દિનો નાશ કરે છે.

## મોરથુથુ.

तुत्थं कर्पूरिकातुत्थममृतासङ्गमुच्यते ।
मयूरग्रीवकं चान्यच्छिखिकण्ठं च तुत्थकम् ॥ ३० ॥

તુત્થ, કર્પુરિકાતુત્થ, અમૃતાસંગ, મયુરગ્રીવક એ નામ મોરથુથાનાં છે. બીજું શિખિકંઠ નામનું થાય છે.

तुत्थकं लेखनं भेदि कण्डूकुष्ठविषापहम् ।
कफकृमिहरं तद्वदन्यच्चक्षुष्यमुत्तमम् ॥ ३१ ॥

મોરથુથુ. દોષને ઉખેડનાર, મળને ભેદનાર, ખસ, કોડ, ઝેર, કફ, કૃમિનો નાશ કરે છે, બીજી જાતનું મોરથુથુ આંખને ફાયદો કરે છે.

## હિરાકશી.

कासीसं धातुकासीसं खेचरं तमलोमशम् ।
अपरं पुष्पकासीसं तुवरं वस्त्ररागधृक् ॥ ३२ ॥

કાસીસ, ધાતુકાસીસ, ખેચર, તમલોમસ એ નામ હીરાકશીનાં છે: પુષ્પ કાસીસ, તુવર, વસ્ત્રરાગધૃક એ નામ બીજી જાતની હીરાકશીનાં છે.

कासीसद्वयमम्लोष्णं तिक्तं केश्यं दृशे हितम् ।
हन्ति कण्डूविषश्वित्रमूत्रकृच्छ्रकफानिलान् ॥ ३३ ॥

બન્ને જાતની હીરાકશી ખાટી, ગર્મ, કડવી અને વાળને વધારનારી છે, આંખને ફાયદોકર્તા તથા ખસ, ઝેર, ધોળા કોડ, મૂત્રકૃચ્છ, કફ, વાતનો નાશ કરે છે.

---

## હિંગલોક.

हिङ्गुलं दरदं म्लेच्छं सैकतं चूर्ण पारदम् ।
हिङ्गुलं पित्तकफनुच्चक्षुष्यं विषकुष्ठहृत् ॥ ३४ ॥

હિંગુલ, દરદ, મલેચ્છ, સૈકત, ચૂર્ણ, પારદ એ હિંગલોકનાં નામ છે, તે પિત્ત, કફનો નાશ કરે છે, તથા આંખને ફાયદાવાળો છે અને ઝેર તથા કોડનો પણ નાશ કરવામાં પ્રસિદ્ધ છે.

---

## સિન્દૂર.

सिन्दूरं नागजं रक्तं श्रीमच्छृङ्गारभूषणम् ।
वसन्तमण्डनं नागरक्तं रक्तरजस्तथा ॥ ३५ ॥

સિંદૂર, નાગજ, રક્ત, શ્રીમત, શ્રૃંગાર ભૂષણ, વસંત મંડન, નાગરક્ત, રક્તરજ એ સિન્દૂરનાં નામ છે.

सिन्दूरमुष्णं वीसर्पकुष्ठकण्डूविषापहम् ।
भग्नसन्धानजननं व्रणशोधनरोपणम् ॥ ३६ ॥

સિંદૂર ગર્મ છે તથા રતવા, કોડ, ખસ, ઝેરનો નાશ કરે છે અને ટુટેલાં હાડને સાંધે છે, ધાત્રને શુદ્ધ રાખે છે, તથા રૂઝ લાવે છે.

---

## સુરમો.

सौवीरमञ्जनं कृष्णं कालनीलं सुवीरजम् ।
स्रोतोऽञ्जनं तु स्रोतोजं नदीजं यामुनं वरम् ॥ ३७ ॥

સૌવીર, અંજન, કૃષ્ણ, કાલનીલ, સુવીરજ, સ્રોતાંજન, સ્રોતોજનદીજ, યામુન, વર એ નામ સુરમાનાં છે.

सौवीरं ग्राहि मधुरं चक्षुष्यं कफवातजित् ।
सिध्माक्षयास्रनुच्छीतं स्रोतोऽञ्जनमपीदृशम् ॥ ३८ ॥

સુરમો ઝાડાને કઠણ કરે છે, મીઠો છે, આંખને ફાયદો કરે છે તથા કફ, વાતનો નાશ કરે છે, સીંપ રોગ તથા ક્ષયરોગનો નાશ કરે છે.

## રસવતી (રસાંજન).

रसाञ्जनं रसोभ्दूतं तार्क्ष्यं शैलं च तार्क्ष्यजम् ।
रसाग्र्यं कृत्रिमं तार्क्ष्यं दार्व्यं दार्वीरसोद्भवम् ॥ ३९ ॥

રસાંજન, રસોદ્‌ભૂત, તાર્ક્ષ્ય, શૈલ, તાર્ક્ષ્યજ, રસાગ્રય, કૃત્રિમ તાર્ક્ષ્ય, દાર્વ્ય, દાર્વી રસોદ્‌ભવ એ નામ રસોત (રસવતિ)નાં છે.

रसाञ्जनं कटु श्लेष्म मुखनेत्रविकारजित् ।
उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषजित् ॥ ४० ॥

રસૌત તીખી, કફ, મોઢાના રોગ અને આંખના રોગનો નાશ કરે છે, તે ગર્મ છે અને વૃદ્ધાવસ્થાને દુર કરે છે, કડવી છે, મળને ભેદે છે તથા ઘાવને રૂઝપર લાવે છે.

## જસતભસ્મ.

पुष्पाञ्जनं पुष्पकेतु रीतिजं कुसुमाञ्जनम् ।
पुष्पाञ्जनं क्षारमुष्णं काचार्मपटलापहम् ॥ ४१ ॥

પુષ્પાંજન, પુષ્પકેતુ, રીતિજ, કુસુમાંજન એ નામ જસતની ભસ્મનાં છે, તે ખારી, ગર્મ અને આંખના તમામ રોગને હરે છે.

## શિલાજીત.

शिलाजतूष्णजं शैलं निर्यासो गिरिशाह्वयम् ।
शिलाह्वं गिरिजं शैलं शैलेयं गिरिजत्वपि ॥ ४२ ॥

શિલાજતુ, ઉષ્ણજ, શૈલ, નિર્યાસ, ગિરિશાહ્વય, શિલાહ્વ, ગિરિજ, શૈલ, શૈલેય, ગિરિજતુ એ નામ શિલાજીતનાં છે.

शिलातनूष्णं कटुकंयोगवाहि रसायनम् ।
छर्दि प्रमेह वातार्शः कुष्टास्योदर पाण्डुताः ।
हन्ति श्वास क्षयोन्माद रक्तशोफ कफाक्रिमीन् ॥ ४३ ॥

શિલાજીત ગર્મ, તીખો, યોગવાહી અર્થાત જે યોગમાં મેળવવામાં આવે તેવો ગુણ આપે છે, રસાયન છે, છર્દિ, પ્રમેહ, વાયુ, અર્શ, કોઢ, મોઢાના રોગ, પેટના રોગ, પાન્ડુ રોગ, દમ, ક્ષય, ગાંડાપણું, લોહીવીકાર, સોજા, કફ, કૃમિનો નાશ કરે છે.

---

## હીરાબોળ.

बोलं मन्धरसं वीरं निर्लोह बर्बरंचलम् ।
सुगन्धि नालिका पिण्डं रस गन्धंच तद्विधा ॥ ४४ ॥

બોલ, ગંધરસ, વીર, નિર્લોહ, બર્બર, ચલ, સુગંધિ, નાલિકા, પિન્ડ, રસગંધ એ હીરાબોળનાં નામ છે, એ બે જાતનો થાય છે.

बोलं रक्तहरं शीतं मेध्यं दीपन पाचनम् ।
ज्वरा पस्मार कुष्टघ्नं गर्भाशय विशोधनम् ॥ ४५ ॥

હીરાબોળ લોહી વીકારનો નાશ કરે છે, ઠંડો છે, બુદ્ધિને વધારે છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, પાચનકર્ત્તા છે તથા તાવ, વાયુ, કોઢનો નાશ કરે છે, તથા ગર્ભાશયનું પાલન કરે છે.

---

## ફટકડી.

स्फटिकाख्या मृता बाष्पी काक्षीसौराष्ट्र सम्भवा ।
आढकी तुवरा त्वन्या मृ' कासुर मृत्तिका ॥ ४६ ॥

સ્ફટિકાખ્યા, મૃતા, બાષ્પી, કાક્ષી, સૌરાષ્ટ્ર સંભવા એ નામ ફટકડીનાં છે, બીજી જાતની ફટકડીનાં નામ આઢકી, તુવરા, મૃતિકા સુરમૃતિકા છે.

स्फटिकाख्या कषायोष्णा कफपित्त विष व्रणान् ।
नहन्ति श्वित्र वीस र्पास्तुवरा तद्गुणामता ॥ ४७ ॥

ફટકડી તુરી અને ગર્મ છે, તે કફ, પિત્ત, ઝેર, ઘાવ, ઘોળા કોડ, રતવાનો નાશ કરે છે, લાલ ફટકડીમાં પણ એવાજ ગુણ છે.

---

## સમુદ્રફીણ.

**समुद्रफेनो हिण्डीरः फेनो वारिकफो द्विजः ।**
**समुद्रफेनश्चक्षुष्यो लेखनः शमनः सरः ॥ ४८ ॥**

સમુદ્રફીણ, હિંડીર, ફેન, વારિકફ, દ્વિજ એ નામ સમુદ્રફીણનાં છે, સમુદ્રફેણ આંખને ફાયદો કર્તા દોષને ઉખેડનાર, તથા દોષનો સમન કરનાર છે તથા સારક છે.

---

## પ્રવાલ.

**प्रवालं विद्रुमं सिन्धु लताग्रं रक्तवर्णकम् ।**
**पुष्टिकान्तिबलकरं वर्द्धनं बलशुक्रयोः ॥ ४९ ॥**

પ્રવાલ, વિદ્રુમ, સિંધુ, લતાગ્ર, રક્તવર્ણક એ નામ પ્રવાલનાં છે. પ્રવાલ પુષ્ટિ, કાન્તી, બળને આપવાવાળાં છે તથા બળ અને ધાતુને વધારનાર છે.

---

## મોતી.

**मौक्तिकं तौतिला मुक्ताफलं मुक्ता च शुक्तिजम् ।**
**मौक्तिकं मधुरं शीतं रोगघ्नं विषनाशनम् ॥ ५० ॥**

મૌક્તિક, તૌતિલા, મુક્તાફળ મુક્તા, શુક્તિજ એ નામ મોતીનાં છે. મોતી મીઠાં, ઠંડાં, અને તમામ રોગ અને ઝેરનો નાશ કરે છે.

---

## માણેક.

**माणिक्यं पद्म रागं स्याद्वसु रत्नं सुरत्नकम् ॥ ५१ ॥**

માણિક્ય, પદ્મરાગ, વસુ, રત્ન, સુરત્નક એ માણેકનાં નામ છે, વધારે વજનદારને લાલ કહે છે.

---

## સુર્યકાન્તમણી.

सूर्यकान्तः सूर्यमणिः सूर्याक्षो दहनो पलः ॥ ५२ ॥

સૂર્યકાન્ત, સૂર્યમણિ, સૂર્યાક્ષ, દહનોપલ એ સૂર્યકાન્તમણિનાં છે.

## ચંદ્રકાન્તમણિ.

चन्द्रकान्तश्चन्द्रमणिः स्फटिकः स्फटिकोपलः ॥ ५३ ॥

ચંદ્રકાન્ત, ચંદ્રમણિ, સ્ફટિક, સ્ફટિકોપલ એ નામ ચંદ્રકાન્ત મણિનાં છે.

## ગોમેદમણિ.

गोमेदं सुन्दरं पीतं रत्नं तृणचरं तथा ॥ ५४ ॥

ગોમેદ, સુન્દર, પીત, રત્ન, તણુચર એ નામ ગોમેદમણિનાં છે.

## હીરા.

हीरकं भिदुरं वज्रं सूचीवक्रं वरार्धकम् ॥ ५५ ॥

હીરક, ભિદુર, વજ્ર, સૂચિવક્ર, વરાર્ધક એ નામ હીરાનાં છે.

## નિલમ.

नीलरक्तं नीलमणिर्वैडूर्यं बालवायजम् ॥ ५६ ॥

નીલરક્ત, નીલમણિ, ( નીલ ઇંદ્રનીલ ) એ નામ નિલમનાં છે અને વૈડૂર્ય ( કેતુરત્ન રાજ્વક) બાલવાયજ એ લસણીયાનાં છે.

## મરકત મણિ.

गारुत्मतं मारकतं दृषद्गर्भं हरिन्मणिः ॥ ५७ ॥

ગારુત્મત, મારકત, દૃષદગર્ભ, હરિન્મણિ એ મરકત મણિનાં નામ છે.

## મોતીછીપ.

मुक्तास्फोटोऽब्धिमंडूकी शुक्तिर्मौक्तिकमन्दिरम् ॥ ५८ ॥

મુક્તા સ્ફોટ, અબ્ધિ મંડૂકી, શુક્તિ, મૌક્તિક મંદિર એ મોતીની છીપનાં નામ છે.

---

## મોતીકાન્તી.

मुक्ति कान्तिः कटुकान्तिर्दीपनी वह्निनाशिनि ॥५९॥

મુક્તિકાંતિ કટુકાંતિ, દીપની, વન્હિનાશીની એ નામ મોતી કાંતીનાં છે.

---

## મરકતમણિ.

प्रवाल मुक्ति मणिक्य सूर्यशित करो पन्नाः ।
गामेदवज्रवैडूर्य निलगारुत्मता दयः ॥६०॥

મૂંગા, મોતી, લાલ, સૂર્યકાન્તમણિ, ચંદ્રમણિ, પન્ના, હીરા, લસનીયા, મરકતમણી આદિ રત્ન.

चक्षुष्या लेखनाः शीताः कषाया मधुराः सराः ।
माङ्गल्या धारणा दाह दुष्टग्राह विषापहाः ॥६१॥

મણી અને રત્નો, નેત્રોને ફાયદાકારક, દોષને ઉખેડનાર, ઠંડાં તુરાં, મીઠાં, રસમાં ભળી જનારાં, આનંદને આપનારાં, દાહ તથા ખરાબ, ખોટાગ્રહ અને ઝેરનો નાશ કરે છે, પહેરવામાં ઘણાં શ્રેષ્ટ છે.

---

## શંખ.

शंखः कम्बुर्जल धरो वारिजो दीर्घनिः स्पनः ।
संखो हि कटुकः पाके कषायो मधुरो लघुः ॥६२॥

શંખ, કમ્બુ, જલધર, વારિજ, દીર્ઘનિ, સ્વન એ નામ શંખનાં છે, તે પાકમાં તીખો, તુરો, મીઠો અને હલકો છે.

चक्षुष्यो लेखनः पाक्तिशूल पित्त विनाशनः ।
शंखो नेत्रहितः शीतो लघुपित कफास्रजित ॥६३॥

આંખને ફાયદાવાળો, દોષને ઉખેડનાર, પડખાનું શળ અને પિત્તનો નાશ કરે છે, ઠંડો છે, અને પિત્ત, કફ, લોહીવીકારનો પણ નાશ કરે છે.

---

## નાનો શંખ.

शंखो लघुः शंखनकः शम्बुका वारिशुक्तयः
कपर्दाः क्षुल्लकाश्चैयाश्चरा चरवराटकाः ।
लघु शंखादयः शीता नेत्ररुक्स्फोट नाशनाः ॥६४॥

શંખ, લઘુ, શંખનક, શંબુક, વારિસુક્તિ એ નામ નાના શંખનાં છે, કર્પદ, ક્ષુલ્લક, ચરાચર, વરાટક એ નામ કોડીનાં છે, નાના શંખ તથા કોડીઓ આંખના રોગ અને ફોડલાઓનો નાશ કરે છે.

---

## ચાક (ખડી.)

खटी कपोलः खटिनी श्वेता नाडी तरङ्गकः ।
तद्भेदो गौडपाषाणः क्षीर पाक उदाहृतः ।
खटी दाहाश्रनुच्छीत गौडं प्रावापितद्गुणः ॥६५॥

ખટી, કપોલ, ખટિની, શ્વેતા, નાડીતરંગક એ નામ ચાક, (ખડી) નાં છે. બીજી જાતની ખડીનાં નામ પાષાણ, ક્ષીર પાક છે, ખડી બળતરા, લોહીવીકારનો નાશ કરે છે, તે ઠંડી છે, બંન્ને જાતની ખડીઓમાં (ચાક) સરખાજ ગુણ છે.

---

## રેતિ અને માટી.

पंकः कर्दमको ज्ञेयो वालुका सिकता तथा ।
पंको दाहास्त्रपितार्त्ति शोथघ्नः शीतकः सरः ।
वालुका लेखनी शिता व्रणोरः क्षतनाशिनी ॥६६॥

પંક, કર્દમક એ નામ માટીનાં છે તથા વાલુકા, સિકતા એ નામ રેતીનાં છે; માટી બળતરા, રક્તપીત, સોજાને મટાડનાર છે, તથા સર છે અને રેતી દોષને ઉખેડનાર, ઠંડી, ઘાવ તથા છાતીનું ફાટવું એનો નાશ કરે છે.

---

## ચુંબક (લોહચુંબક.)

**चुम्बकः कान्त पाषाणोऽयसस्कान्ती लोहकर्षकः ।**
**चुम्बको लेखनः शीतो मेदो विष गरापहः ॥६७॥**

ચંબુક, કાંતપાષાણ, અયસ્કાંત, લોહકર્ષક એ નામ લોહચુંબકનાં છે. તે દોષને ઉખેડનાર, ઠંડો તથા મેદવાયુ, ઝેર, બનાવટી ઝેરનો નાશ કરે છે.

---

## કાચ.

**काचः कृत्रिमरत्नं स्याद्द्विगुणः काच भाजनम् ।**
**काचो विदारणोः व्रणयश्चक्षुष्यो लेखनो लघुः ॥६८॥**

કાચ, કૃત્રિમરત્ન, દ્વિગુણ, કાચભાજન એ નામ કાચનાં છે. કાચ ઘા પાડનાર (ચીરનાર) તથા ઘાને પુરનાર છે આંખને ફાયદો કર્તા તથા દોષને ઉખેડનાર અને હલકો છે.

**यो राज्ञां मुखतिलकः कटारमल्ल स्तेन श्रीमदनृपेण**
**निर्मितेऽत्र ॥ ग्रन्थेऽभून्मदनविनोदनाम्नि पुर्णाश्चित्रोऽयं**
**कलित पदैः स्वर्ण वर्गः ॥ ६९॥**

રાજાઓમાં મુખ્ય પ્રધાન જે કટારમલ્લ તેણે મદનપાલ રાજાનો બનાવેલો લલિત પદવાળો મદન વિનોદ નામના ગ્રંથમાંનો આ સુવર્ણાદિ વર્ગ પુરો કર્યો.

करेण संगृह्य कुचौ महिष्याः पयः पिबन्तं पुरुषं पुराणम् ।
विचित्रलीलं परिशुद्धशित्वं तमालनीलं शिशुमाश्रयामि ॥१॥

શ્રી યશોદાજીનાં સ્તન હાથમાં લેઇ સ્તન પાન કરતા પુર્ણ પુરશોતમ વિચિત્ર લીલાવાળા સર્વદા શુદ્ધ સ્વભાવવાળા શામવર્ણના બાળ જે શ્રીકૃષ્ણ પરમાત્માનો હું આશરો માગુ છું.

---

## વડ (વડલો).

वटो रक्तपदा क्षीरी बहुपादो वनस्पतिः ।
यक्षावासः पदारोही न्यग्रोधः स्कन्धजो ध्रुवः ।
वटोः शीता गुरुर्ग्राहि कफपित्तव्रणापहः ॥ २ ॥

વટ (બરૌટા), રક્તપદા, ક્ષીરી, બહુપાદ, વનસ્પતિ, યક્ષાવાસ, પદારોહી, ન્યગ્રોધ, સ્કંધજ, ધ્રુવ એ વડનાં નામ છે. વડ ઠંડો, ભારે, ઝાડાને બાધનાર, અને કફ, પિત, ઘાવ એનો નાશ કરે છે.

---

## પીંપલો.

पिप्पलः श्यामलोऽश्वत्थः क्षीरवृक्षो गजाशनः ।
हरिवासश्चलदलो मङ्गल्यो बोधिपादपः ।
पिप्पलो दुर्जयः शीतः पित्तश्लेष्मव्रणास्रजित् ॥ ३ ॥

પિપ્પલ, શ્યામલ, અશ્વત્થ, ક્ષીરવૃક્ષ, ગજાશન, હરિવાસચલદલ, મંગલ્ય, બોધિપાદપ એ પીપળાનાં નામ છે, તે દર્દને જીતનાર છે, ઠંડો છે તથા પીત, કફ, ઘાવ, લોહીવીકારનો નાશ કરે છે.

---

## પારસ પીંપળો.

पारिशोऽन्यः फलीशः स्यात्कपिचूतः कपीतनः ।
पारिशाश्वत्थको वृष्य स्निग्धः श्लेष्मकृमिप्रदः ॥ ४ ॥

પારીશ, ફલીશ, કપિચૂત, કપીતન એ નામ પારસ પીપળાનાં છે, પારસ પીપળો વીર્યને વધારનાર, તેજયુક્ત, કફ અને કૃમિને ઉત્પન્ન કરે છે.

---

## ઉમ્બરો.

उदुम्बरः क्षीरवृक्षो जन्तुवृक्षः सदाफलः ।
हेमदुग्धः कृमिफलो यज्ञाङ्गः शीतवल्कलः ।
उदुम्बरो हिमो व्रण्यो कफपित्तास्रजिद् गुरुः ॥ ५ ॥

ઉદુમ્બર, ક્ષીરવૃક્ષ, જંતુવૃક્ષ, સદાફળ, હેમદુગ્ધ, કૃમિફળ, યજ્ઞાંગ, શીતવલ્કલ એ નામ ઉમ્બરાનાં છે. ઉમ્બરો ઠંડો છે તથા ઘાવને પુરવાવાળો અને કફ, પીતનો નાશ કરે છે, પચવામાં ભારે છે.

---

## કરૂંબરો (ઢેડ ઉમ્બરો).

काकोदुम्बरिका फल्गुर्मलायुश्चित्रभेषजम् ।
काकोदुम्बरिका तद्वद्विशेषाच्छित्रनाशिनी ॥ ६ ॥

કાકોદુંબરીકા, ફલ્ગુ, મલાયુ, ચિત્રભેષજ એ નામ કરૂંબરાનાં છે, કરૂંબરામાં બધા ગુણ ઉમ્બરાના જેવા છે પરંતુ વધારામાં કરડેલાને આરામ કરે છે.

---

## પીંપળ.

प्लक्षः प्लवश्चारुवृक्षः सुपार्श्वो गर्भभाण्डकः ।
वटी कमण्डलुर्यूपः पिप्परिश्चारुदर्शनः ।
प्लक्षः शीतो व्रणश्लेष्मपित्तशोथविसर्पजित् ॥ ७ ॥

પ્લક્ષ, પ્લવ, ચારૂવૃક્ષ, સુપાર્શ્વ, ગર્ભભાંડક, વટી, કમંડલુ, યૂપ, પિપ્પરી, ચારૂદર્શન એ નામ પિંપળનાં છે. પિંપળ ઠંડી છે, અને ઘાવ, કફ, પિત્ત, શોજા, રતવાને હરનારી છે.

---

## પંચક્ષીર વૃક્ષ.

न्यग्रोधोदुम्बरोऽश्वत्थः पारिसक्षश्च पादपः ।
पञ्चैते क्षीरिणः प्रोक्तास्तेषां त्वक् पञ्चवल्लका ॥ ८ ॥

વડ, ઉમ્બરો, પીપળો, પારસપિપળો, પીપળ એ પાંચ ક્ષીરવૃક્ષ કહેવાય છે, તેની છાલ પંચવલ્કલ કહેવાય છે.

त्वक्पञ्चकं हिमं ग्राहि व्रणशोथविसर्पजित् ।
केचित्तु पारिशस्थाने शिरीशं वेतसं परे ॥ ९ ॥

પંચવલ્કલ, ઠંડાં અને ગ્રાહી ( પકડનાર ) છે, વ્રણ, સોજા, રતવાનો નાશ કરે છે. કેટલાક વૈદ્ય પંચવલ્કલમાં પારસ પીપળાના બદલે સરસડો અથવા વેતસ વાપરે છે.

क्षीरवृक्षा हिमव्रण्या योनिदोषव्रणापहाः ।
शोफपित्तकफास्रघ्नाः स्तन्या भग्नास्थियोगदाः ॥ १० ॥

ક્ષીરવૃક્ષ ઠંડાં, ઘાવને પુરવાવાળાં તથા યોની દોષઘાવ, સોજા, પિત, કફ, લોહીવીકારનો નાશ કરે છે, તથા સ્તનોમાં દુધનો વધારો કરે છે તેમજ ભાગેલા હાડને સાંધે છે.

तेषां पत्रं हिमं ग्राहि कफवातास्रनुल्लघु ।
फलं विष्टम्भि संग्राहि रक्तपित्तकफापहम् ॥ ११ ॥

ક્ષીરવૃક્ષનાં પાંદડાં ઠંડાં અને ઝાડાને બાંધનાર છે, અને કફ, પીત લોહીવીકારનો નાશ કરનાર છે. તે હલકાં છે, ક્ષીરવૃક્ષનાં ફળો વિષ્ટંભ કરતા અને ઝાડાને બાંધનાર, રક્તપીત અને કફનો નાશ કરે છે.

---

## નન્દી વૃક્ષ.

नन्दीवृक्षोऽश्वत्थभेदः प्ररोही गज पादपः
नन्दीवृक्षोऽश्वत्थगुणो लघूष्णो गरनुत्पुनः ॥ १२ ॥

નન્દીવૃક્ષ, અશ્વત્થભેદ, પ્રરોહી, ગજ પાદપ એ નામ નન્દીવૃક્ષનાં છે, તે પીપલાની એક જાત છે અને તેમાં ગુણ પણ પીપળાના જેવા છે, વિશેષમાં ગર્મ છે, હલકો છે તથા ઝેરનો નાશ કરે છે.

---

## કદમ્બ.

कदम्बो गन्धवत्पुष्पः प्रावृषेण्यो मनोज्ञतिः ।
अन्यो धूलिकदम्बः स्यान्नीपो राजकदम्बकः ।
कदम्बः शीतलः श्लेष्मापित्तरक्तगदापहः ॥ १३ ॥

કદમ્બ, ગંધવત્પુષ્પ, પ્રાવૃષેણ્ય, મનોજ્ઞતિ એ નામ કદંમ્બનાં છે, ધુળીકદમ્બ, નીપ, રાજ કંદબક એ નામ બીજી જાતના કદમ્બનાં છે, કદમ્બ ઠંડો અને કફ, પિત, લોહીવીકારનો નાશ કરેછે.

---

## કડાઇ

ककुभोऽर्जुननामा स्यान्नदो मञ्जुः शठद्रुमः ।
ककुभः शीतलो भग्नक्षतक्षयविषास्रजित् ॥ १४ ॥

કકુભ, અર્જુન નામા, નદ, મંજુ, શઠદ્રુમ એ નામ કડાઇનાં છે, કડાઇ ઠંડી અને ભગ્ન, ચાંદાં, ક્ષય, ઝેર, લોહીવીકારનો નાશ કરે છે.

---

## સરસડો.

शिरीषः प्लवगो विप्रः शुकवृक्षः कपितनः ।
मृदु पुष्पः श्याम वर्णो भण्डीरः शङ्खिनी फलः ।
शिरषः शीतलोवर्ण्यो विष विसर्प शोथजित् ॥ १६ ॥

શિરષ, પ્લવગ, વિપ્ર, શુકવૃક્ષ, કપીતન, મૃદુપુષ્પ, શ્યામ વર્ણ, ભંડાર, સંખીની ફળ એ નામ સરસડાનાં છે, સરસડો ઠંડો વર્ણને ઓપાવનાર તથા ઝેર, રતવા, શોજાનો નાશ કરેછે.

---

## આર્તગલ.

आर्गटः स्यादार्त्तगलो बहु कण्टः प्रघर्षणः ।
आर्गट स्तुवरः शीतो व्रणाशोथ नराषणः ॥ १६ ॥

આર્ગટ, આર્તગલ, બહુકંટ, પ્રવર્ષણુ એ નામ આર્ત્તગલનાં છે. આર્તગલ, તુરે, ઠંડો અને ઘાને શોધનાર છે તથા રૂઝ લાવે છે. આર્તગલને કોઇ લીલા ફુલનો કંટેસરીયો કહે છે, અને તેને કાંટા હોય છે.

## નેત્તર.

वेतसो वञ्जुलो नम्रो वानिरो दीर्घ पत्रकः ।
नादेयो मध्य पुष्पोऽन्य स्तोय कामोनिकुञ्जकः ॥ १७ ॥

વેતર, વંજુલ, નમ્ર, વાનીર, દીર્ઘપત્રક, નાદેય, મધ્ય પુષ્પ તોયકામ ( વેતસ, વેત, ગજનુ, ) નિકુંજક એ નામ વેતસ (નેતર) વ્યૂમનાં નામ છે.

## જલનેતર.

जलौका सम्भूतोऽम्भोजो निचुलो जल वेतसः ॥ १८ ॥

જલૌકા સંભૂત, અંભોજ, નિચુલ, જલવેતસ એ નામ જલવેતસ ( નેતર ) નાં છે.

## સમુદ્ર ફલ ( સમુદ્રશોષ )

इज्जलो हिज्जलो गुच्छः पला स्यात्कच्छपोलिका ॥१९॥

ઇજ્જલ, હિજ્જલ, ગુચ્છ, પલા, કચ્છપિલીકા, એ નામ સમુદ્ર ફલ અથવા સમુદ્ર શોષનાં છે.

वेतसः शीतलो दाहशोफार्शो योनिरुग्व्रणान् ।
हन्ति विसर्प कृच्छ्रास्त्र पित्ताश्मरिकफा निलान् ॥ २० ॥

નેતર, ઠંડો અને દાહ, શોજા, અર્શ, યોનીરોગ, ઘાવ, રતવા, મૂત્રકૃચ્છ્ર, રક્તપીત, પથરી, કફ, વાયુનો નાશ કરેછે.

जलजोवेतसः शीतः संग्राहि वातकोपनः ।
इज्जलस्तद्गुणः प्रोक्तो विशेषा द्विषनाशनः ॥ २१ ॥

જલનેતર, કડો, ઝાડાને બાંધનાર, વાયુને કોપાવનાર છે, અને સમુદ્રફળ અથવા સમુદ્ર શોષમાં પણ એવા જ ગુણ છે પરંતુ વધારામાં તે ઝેરનો નાશ કરનાર છે.

---

## ગુંદો.

**શ્લેષ્માન્તકઃ કર્બુદારઃ પિચ્છલી ભૂતપાદપઃ ।**
**શેલુઃ શૈલુશ્ચ શૈલૂકઃ શૈલિકો દ્વિજકુત્સિકઃ ॥ ૨૨ ॥**

શ્લેષ્માંતક, કર્બુદાર, પિચ્છલી, ભૂતપાદપ, શેલુ, શૈલુ, શૈલૂક, શૈલિક, લ્હેસવા, દ્વિજકુત્સિક, ( નસુર્ડા, નસુડી ) એ નામ ગુંદાનાં છે.

**શ્લેષ્માન્તકો વિષસ્ફોટ વ્રણ વીસર્પ કુષ્ઠજિત્ ।**
**કેશ્યોષ્ણ સ્તફલં વૃષ્યં વાત પિત્ત ક્ષયાસ્રજિત્ ॥ ૨૩ ॥**

ગુંદો—વિષસ્ફોટક વા, ઘાવ, રતવા, કોડનો નાશ કરેછે, તથા વાળોને ફાયદો કર્તા છે તથા ગર્મ છે, તેનાં ફળ ધાતુને ઘટ કરનાર તથા વાયુ, પીત, ક્ષય, લોહીવીકારનો નાશ કરે છે.

---

## વગદો ( પીલુડો. )

**પીલુઃ શતશહસ્ત્રાંશી તીક્ષણસ્તુ કરભ પ્રિયઃ ।**
**સહસ્રાઙ્ગી ગુડફલ સ્તત્ફલં પીલુ પીલુજમ્ ॥ ૨૪ ॥**

પીલુ, સત સહઆંક્ષી, તીક્ષણ, કરભપ્રિય, સહઆંગી, ગુડફલ, એ નામ પીલુડા ( વગદો ) નાં છે તથા કોઈ ઠેકાણે તેને વરખડો કે જાળાં એ નામથી ઓળખે છે. પીલુ, પીલજ એ તેના ફળનાં નામછે.

**પીલૂષ્ણં દીપનં મેદી રક્ત પિત્ત કરં લઘુ ।**
**ગુલ્માર્શઃ પ્લીહવાતાશ્મકફહારિ રસાયનમ્ ॥ ૨૬ ॥**

પીલુડો ગર્મ અને અગ્નિને પ્રદિપ્ત કરનાર છે, મળ ( ઝાડા ) ને વખોડનાર અને રકત પીતને કરવાવાળો છે, હલકો છે તથા ગોળો અર્શ, બરોળ, વાયુ, પથરી, કફનો નાશ કરે છે, રસાયન છે.

---

## શાગ.

शाकः खरच्छदो भूमिसहो दीर्घच्छदो मतः ।
शाकः श्लेष्मानिलास्रघ्नो गर्भसन्धानदो हिमः ॥ २६ ॥

શાક, ખરચ્છદ, ભૂમિસહ, દીર્ઘચ્છદ એ નામ સાગનાં છે સાગ કફ, વાત, લોહીવીકારનો નાશ કરે છે, તથા ગર્ભને ધારણ કરાવે છે, તથા ઠંડો છે.

---

## શાલ.

शालः सर्जरसः सर्जः श्रीकृष्णारिश्च पत्रकः ।
शालो ग्राहि व्रणश्लेष्मदग्धहृदग्विषनुद्धिमः ॥ २७ ॥

શાલ, સર્જરસ, સર્જ, શ્રીકૃષ્ણારી, પત્રક એ નામ શાલનાં છે, શાલ ઝાડાને બાંધનાર ધાત, કફ, બળત્રાનું ઝેર એનો નાશ કરે છે, ઠંડો છે.

---

## તમાલ વૃક્ષ.

तमाल उक्तस्तापिच्छः कालस्कन्धो मितद्रुमः ।
तमालस्तद्गुणः शोथदाहविस्फोटहृत्पुनः ॥ २८ ॥

તમાલ, તાપીચ્છ, કાલસ્કંધ, મિતદ્રુમ એ નામ તમાલવૃક્ષનાં છે, તેમાં તમામ ગુણ શાલના જેવા છે, પરંતુ વિશેષમાં શોજા, દાહ, વિસ્ફોટકનો નાશ કરે છે.

---

## ખેર.

खदिरो रक्तसारः स्याद्गायत्री बालपत्रकः ।
खदिरः श्वेतसारोऽन्यः कार्मुकः कुब्जकण्टकः ॥ २९ ॥

ખદિર, રક્તસાર, ગાયત્રી, બાલપત્રક એ નામ ખેરનાં છે, શ્વેતસાર, કાર્મુક, કુબ્જકંટક એ નામ બીજી જાતના ખેરનાં છે.

खदिरः शीतलो दन्त्यः कृमिमेहज्वरव्रणान् ।
श्वित्रशोथामपित्तास्रपाण्डुकुष्ठकफाञ्जयेत् ॥ ३० ॥

ખેર ઠંડો અને દાંતોને હીતકર છે, તથા કૃમિ, પ્રમેહ, તાવ, ઘાવ, અને શ્વિત સોજા, મરડો પિતરક્ત, પાંન્ડુ, કોઢ, કફનો નાશ કરે છે.

**निर्यासस्तस्य मधुरो बल्यः शुक्रविवर्द्धनः ।**
**सारस्तु विशदो बल्यो मुखरोगकफास्रजित् ॥ ३१ ॥**

ખેરનો ગુદર મધુરો ( મીઠો ) બળવાન, વીર્યને વધારનાર છે, ખેરસાર ( કાથો ) વિશદ છે, બળ કરવાવાળો તથા મોઢાનો રોગ, કફ, લોહીવીકારનો નાશ કરે છે.

---

## સુગંધિ ખેર.

**अरिमेदो विट्खदिरो गोधास्कन्धोऽरिमेदकः ।**
**अरिमेदः कषायोष्णो मुखदन्तगदास्रनुत् ।**
**हन्ति कण्डूविषश्लेष्मकृमिकुष्ठव्रणाञ्जयेत् ॥ ३२ ॥**

અરિમેદ, વિટ્ખદિર, ગોધારકંધ, અરિમેદક એ નામ સુગંધી ખેરનાં છે, આખેર તુરો, ગર્મ, મોઢાના રોગ, દાંતના રોગ, લોહી-વીકારનો નાશ કરે છે. તથા ખસ, ઝેર, કફ, કૃમિ, કોઢ, ઘાવનો નાશ કરે છે.

---

## બાવળ.

**बब्बूलः किङ्कराळः स्यातपीतकः पीतपुष्पकः ।**
**बब्बूलः कफनुद्ग्राही कुष्ठाक्रिमीविषापहः ।**
**रक्तपित्तकषायेण पिबन्ति दिनसप्तकम् ॥ ३३ ॥**

બબુલ, કિંકરાળ ( કીકરા ) પીતક, પીતપુષ્પક એ નામ બાવળનાં છે, બાવળ કફનો નાશ કરનાર, ઝાડાને કઠણ કરનાર અને કોઢ, કૃમિ, ઝેરનો નાશ કરે છે, એનો કાઢો સાત દીવસ પિવાથી રક્તપિત મટી જાય છે.

---

## બીયો.

बीजकोऽशनकः सौरी प्रियः काम्योऽलकप्रियः ॥ ३४ ॥

બીજક, અશનક, સૌરી, પ્રીય, કામ્ય, અલક પ્રિય એ નામ બીયાનાં છે.

बीजकः कुष्ठवीसर्पश्वित्रमेहज्वरक्रिमीन् ।

हन्ति श्लेष्मास्रपित्तानि त्वच्यः केश्यो रसायनः ॥ ३५ ॥

બીયો, કોડ, રતવા, મીઠો પ્રમેહ, તાવ, કૃમિ, કફ, લોહીવીકાર, રક્તપિતનો નાશ કરે છે, ચામડીને સુવાળી કરે છે, વાળને વધારે છે, રસાયન છે.

---

## તણસ.

तिनसः स्यन्दनो नेमी सर्वसारोऽश्मगन्धकः ।

तिनसः श्लेष्मपित्तास्रमेदः कुष्टप्रमेहनुत् ॥ ३६ ॥

તિનસ, સ્પંદન, નેમી, સર્વસાર, અસ્મગંધક એ નામ તણુસનાં છે, તે કફ, પિત્ત, લોહીવિકાર, મેદવાયુ, કોડ, પ્રમેહનો નાશ કરે છે.

---

## ભોજપત્ર.

भूर्जो भूजो बहुपुटो मृदुत्वग्लेख्यपत्रकः ।

भूर्जो भूतग्रहश्लेष्मकर्णस्त्रक्तपित्तजित् ॥ ३७ ॥

ભૂર્જ; ભૂજ, બહુપટ, મૃદુત્વક, લેખ્યપત્રક એ ભોજપત્રનાં નામ છે, તે ભૂતદોષ, ગ્રહદોષ, કફ, કાનનારોગ, રકતપિતનો નાશ કરે છે.

---

## ખાખરો.

पलाशः किंशुकः क्रिमी याज्ञिको ब्रह्मपादपः ।

क्षीरश्रेष्ठे रपुक्तष्पः त्रिवृतः सामिदुत्तमः ॥ ३८ ॥

પલાશ, કિંશુક, ક્રિમી, યાજ્ઞિક, બ્રહ્મપાદપ, ક્ષીર શ્રેષ્ટ, રકતપુષ્પ, ત્રિવૃત, સમિત, ઊતમ એ નામ ખાખરાનાં છે.

पलाशो दीपनो वृष्यः सरोष्णो व्रणगुल्मजित् ।
भग्नसन्धानकृद्दोषग्रहण्यर्शः कृमीन हरेत् ॥ ३९ ॥

ખાખરો અગ્નિને પ્રદિપ્ત કરનાર, ધાતુને ઘટ બનાવનાર તથા દોષને ઊખેડનાર, ઘાવને પુરનાર, ગર્મ અને વાયુગોળાને બેસાડી દે છે; ભાગેલા અવયવોને સાંધનાર છે, સંગ્રહણી, અર્શ, કૃમિનો નાશ કરે છે.

तत्पुष्पं कफपित्तास्रकृच्छ्रजिद्ग्राहि शीतलम् ।
फलं लघूष्णं मेहार्शःकृमिदुष्टकफापहम् ॥ ४० ॥

ખાખરાના ફુલ (કેશુડાં) કફ, રક્તપિત, મૂત્રકૃચ્છનો નાશ કરે છે, તે ગ્રાહી અને ઠંડાં છે, એનાં બીજ, (પીતપાપડા) હલકાં, ગર્મ અને પ્રમેહ, અર્શ, કૃમિ, ખરાબ ઉધરસનો નાશ કરે છે.

---

## ધવ.

धवो नन्दितरुर्गौरः शकटाक्षो धुरन्धरः ।
धवः शीतप्रमेहास्रपाण्डुपित्तकफापहः ॥ ४१ ॥

ધવ, નંદિતરૂ, ગૌર, શકટાક્ષ, ધુરંધર એ પાંચ નામ ધવનાં છે. ધવઠંડો, પ્રમેહ, લોહીવીકાર, પાન્ડુ, પિત, કફનો નાશ કરે છે.

---

## ધામણ.

धन्वनो गोत्रविटपी धर्मणो गोत्रपुष्पकः ।
धन्वनः कफपित्तास्रकासजितुवरो लघुः ॥ ४२ ॥

ધન્વન, ગોત્રવિટપી, ધર્મણ, ગોત્રપુષ્પક એ નામ ધામણનાં છે. ધામણ કફ, પિત્તરક્ત, ખાંસીનો નાશ કરે છે, તે તુરો અને હલકો છે.

---

## સર્જ.

सर्जोऽजकर्णः स्वेदघ्नो लताटक्षः कुदेहकः ।
सर्जो वर्ण्यः कफस्वेदमलपित्तकृमीञ्जयेत् ॥ ४३ ॥

સર્જ, અજકર્ણ, સ્વેદઘ્ન, લતાવૃક્ષ, દુર્દ્રુક, શાલ એ નામ સર્જ વૃક્ષનાં છે તે વર્ણ કરે છે તથા કફ, પરસેવો, ઝાડો, પિત્ત, કૃમિનો નાશ કરે છે, રાળ આ ઝાડમાંથી નિકળે છે.

## શાખોટ. (એક જાતનો સાગ).

**शाखोटः स्यात्पीतफलश्छागी क्षीरविनाशनः ।**

**शाखोटो वातरक्तास्रकफवातातिसारजित् ॥ ४४॥**

શાખોટ, પીતફળ, છાગી, ક્ષીર વિનાશન એ નામ શાખોટનાં છે, શાખોટ વાતરક્ત, લોહીવીકાર, કફ, વાયુ, અતિસારનો નાશ કરેછે.

એનાં ઝાડ ગટાવદાર થાય છે, ફુલ ધોળાં અને તેના લાકડા ઉપર કંઈક કાંટા હોય છે, એને શાહોડા નામથી પુર્વ હિંદુસ્તાન તરફ ઓળખે છે.

## વરણો.

**वरुणो वरणः श्वेतः शाकवृक्षः कुमारकः ।**

**वरुणः पित्तलो भेदी श्लेष्मकृच्छ्रास्रमारुतान् ।**

**निहंति गुल्मवातास्रकृमिशोथांश्च दीपनः ॥ ४५ ॥**

વરુણ, વરણ, શ્વેત, શાકવૃક્ષ, કુમારક એ નામ વરણાનાં છે, તે પીતકારક અને દોષને ખસેડનાર છે, તથા કફ, મૂત્રકૃચ્છ્ર, લોહી વીકાર, વાયુ, ગોળો, વાતરકત, કૃમિ, સોજાનો નાશ કરે છે તેમજ અગ્નિવર્ધક છે.

## મવેડી.

**जिङ्गिणी झिङ्गिणी जिङ्गी मुनिर्यासा च मोटकी ।**

**जिङ्गिणी व्रणहृद्रोगवातातीसारजित्कटुः ।**

**उष्णस्तस्यास्तु निर्यासो नस्याद्बाहुव्यथापहः ॥ ४६ ॥**

જિંગીણી, ઝિંગીણી, જિંગી, મુનિર્યાસા, મોટકી એ નામ મેવડીનાં છે, મેવડી ધાવ, હૃદયરોગ, વાયુ, ઝાડો એનો નાશ કરે છે,

તે કડવી, તેનું સત્વ ગર્મ છે, તેનો નાશ લેવાથી બાવરાંનો દુખાવો નાશ પામે છે.

---

## શાલેડુ (દેશી શારૂ).

शल्लकी वल्लकी मोची गजभक्षा महारुहा ।
गन्धवीरा कुन्दुरुकी सुस्रावा वनकर्णिका ।
शल्लकी व्रणपित्तास्रश्लेष्मपित्तातिसारजित् ॥ ४७ ॥

શલ્લકી, વલ્લકી, મોચી, ગજભક્ષા, મહારૂહા, ગન્ધવીરા, કુન્દુરૂકી, સુસ્રાવા, વનકર્ણીકા એ નામ શાલેડુનાં છે, તે ઘાવ, રક્તપિત, કફ, પિત અને ઝાડાનો નાશ કરે છે.

---

## ઇંગોર. (અઁગોર)

इङ्गुदो भल्लकी वृक्षकण्टकस्तापसद्रुमः ।
इङ्गुदः कुष्ठभूतादिग्रहव्रणविषक्रिमीन् ।
हन्त्युष्णः श्वित्रशूलघ्नस्तत्फलं कफवातजित् ॥ ४८ ॥

ઇંગુદ, ભલ્લકી, વૃક્ષકંટક, તાપસદ્રુમ એ નામ અંગોર (ઇંગોર) નાં છે, તે કોડ, ભૂતદોષ, ગ્રહદોષ, ઘાવ, ઝેર, કૃમિનો નાશ કરે છે, ધોળા કોડ અને શળનો પણ નાશ કરે છે.તેના ફળ કફ અને વાયુનો નાશ કરે છે.

---

## વાપુંગા ( ટિંબરૂની એક જાત ).

कटम्भरश्चारुशृङ्गी करभी तृणशैण्डकः ।
कटम्भरः प्रमेहास्रनाडीव्रणविषक्रिमीन् ॥ ४९ ॥

કટંભર, ચારૂશૃંગી, કરભી, તૃણ, શૈણ્ડક, એ નામ વાપુંગાના છે, વાપુંગા પ્રમેહ, લોહીવીકાર, નાડીવ્રણ, ઝેર, અને કૃમિ.

हन्त्युष्णः कफकुष्ठघ्नं तत्फलं कफशुक्रनुत् ।
निर्यासोऽस्य गुरुर्वृष्यो बलकृद्वातनाशनः ॥ ५० ॥

નો નાશ કરે છે તથા કફ, કોડનો પણ નાશ કરે છે, વાપું-આના ફળ ધાતુ અને કફનો વિનાશ કરે છે એનું સત્વ ભારે છે અને ધાતુને ઘટ બનાવી બળ આપે છે તથા વાયુનું અનુલોમન કરે છે.

---

## કાંકચ ધોલી.

मुष्को मोक्षकको घुण्ठी शिखरी क्षुद्रपाटला ।
मोक्षक कफवातघ्नो ग्राही गुल्मविषक्रिमीन ॥ ५१॥

મુષ્ક, મોક્ષકક, ઘુંટી, ખિખરી, ક્ષુદ્રપાટલા, એ નામ ધોલી કાંકચના છે, તે કફ, વાયુનો નાશ કરે છે, અને ઝાડાને બાંધે છે તથા ગોળો, ઝેર, કૃમિનો નાશ કરે છે.

हन्त्युष्णो बस्तिरुक्कण्डूस्तपुष्पं कफपित्तजित् ।
निर्यासोऽस्य परं वृष्यः शोपपित्तानिलापहः ॥ ५२ ॥

કાંકચ ગરમ છે, તેનાં ફુલ ગુદાના રોગ, ખસ, કફ, પિતનો નાશ કરે છે, કાંકચનું સત્વ અત્યંત વીર્યવર્ધક છે તથા શોષ, પિત, વાયુનો નાશ કરે છે.

---

## પાન્ડેરવો ( છારી ).

पारिभद्रो निम्बवृक्षो रक्तपुष्पः प्रभद्रकः ।
कण्टकी पारिजातः स्यान्मन्दारः कटिकिंशुकः ।
पारिभद्रः कृमिश्लेष्मभेदःकफानिलापहः ॥ ५३ ॥

પારિભદ્ર, નિમ્બવૃક્ષ, રક્તપુષ્પ, પ્રભદ્રક, કંટકી, પારિજાત, ( પહાડીનીમ ) મંદાર, કટિકીંશુક એ નામ પાન્ડેરવા ( છારી ) નાં છે તે કૃમિ, કફ, મેદવાયુ, કફવાતનો નાશ કરે છે.

---

## શેંબલ.

शाल्मली तूलिनी मोचा कुकुटी रक्तपुष्पिका ।
कण्टकाढ्या स्थूलफला पिच्छला चिरजीविनी ॥५४॥

શાલ્મલી, તૂલિની, મોચા, કુક્કુટી, રક્તપુષ્પિકા, કુટકાઢયા, સ્થૂલફલા, પિચ્છલા, ચિરંજીવીની એ નામ શેમલનાં છે,

**शालमली शीतला वृष्या बृंहणी रक्तपित्तजित् ।**
**निर्यासोऽस्य परं वृष्यः शोफपित्तानिलास्रजित् ।**
**रसायनवरा स्निग्धा तत्पुष्पं ग्राहि पित्तजित् ॥ ५५ ॥**

શેમલે ઠંડી અને ધાતુને ઘટ કરી વધારનાર છે, તથા સોજા પિત, વાતરકતનો નાશ કરે છે રસાયન છે, સ્નિગ્ધ છે, શેમલનાં ફુલ ઝાડાને બાંધે છે તથા પિતને શોધે છે. તેના ગુંદને મોચરસ કહે છે. તે ઝાડા, મરડો વગેરેમાં આઠી અસર કરે છે.

---

## તુણિ

**तुणिः कुठेर आपीतस्तनुको नन्दिपादपः ।**
**तुणिर्ग्राही हिमो वृष्यो व्रणकुष्ठास्रपित्तहा ॥ ५६ ॥**

તુણિ, કુઠેર, આપીત, તનુક, નંદિપાદપ, એ નામ તુણિના છે, તે ઝાડાને બાંધનાર, ઠંડી, ધાતુને ઘટ કરનાર તથા ઘાવ, કોડ, રક્તપિતનો નાશ કરે છે.

---

## સાતવિણ.

**सप्तपर्णो गुच्छपुष्पश्छत्री शालमालिपत्रकः ।**
**सप्तपर्णो व्रणश्लेष्मवातकुष्ठहरः सरः ॥ ५७ ॥**

સપ્તપર્ણ, ગુચ્છપુષ્પ, છત્રી, શાલ્મલિપત્રક, એ સાતવિણનાં નામ છે તે ઘાવ, કફ, કોડનો નાશ કરે છે, તે દોષને ખસેડનાર છે, સપ્તપર્ણનાં શેમલના જેવાં ઝાડ થાય છે.

---

## હળદરવો.

**हारिद्रकः पतिवर्णः श्रीमान् गैरद्रुमो वरः ।**
**हारिद्रक कफहरो व्रणशोधनरोपणः ॥ ५८ ॥**

હારિદ્રક, પીતવર્ણ, શ્રીમાન્, ગૈરદ્રુમ, વર, એ નામ હળદરવા-નાં છે, હળદરવો કફનો નાશ કરે છે, તથા ઘાવ પુરે છે.

---

## કણજ.

करञ्जो नक्तमालः स्यान्नक्ताह्वो घृतवर्णकः ।
पूतिकोऽन्यः पूतिवर्णः प्रकीर्णश्चिरबिल्वकः ॥ ५९ ॥

કરંજ, નક્તમાલ, નક્તાહ્વ, ઘૃતવર્ણક, પૂતિક, પૂતિવર્ણ, પ્રકીર્ણ ચિરબીલ્વક એ નામ કણજનાં છે.

करञ्जः कटुकस्तीक्ष्णो वीर्योष्णो योनिदोषजित् ।
कुष्ठोदावर्त्तगुल्मार्शोव्रणक्रिमिकफापहः ॥ ६० ॥

કણજ તીખો, તેજ, વીર્યમાં ગર્મ અને યોનિદોષનો નાશ કરે છે, તથા કોડ, ઉદાવર્ત, ગોળો, અર્શ, ઘાવ, કૃમિ, કફનો નાશ કરે છે.

तत्फलं कफवातघ्नं मेहार्षःक्रिमिकुष्ठजित् ।
तत्पत्रं कफवातार्शःक्रुमिशोथहरं परम् ॥ ६१ ॥

કણજનાં ફળ વાત, કફ, પ્રમેહ, અર્શ, કૃમિ, કોડનો નાશ કરે છે અને તેનાં પાંદડાં કફ, વાત, અર્શ, કૃમિ, સોજાનો નાશ કરવામાં સર્વોત્તમ છે.

---

## કણજી.

करञ्जी काकतिक्ता च वयस्याङ्गारवल्लरी ।
कराञ्जिकोष्णवातार्शः क्रुमिकुष्ठप्रमेहनुत् ॥ ६२ ॥

કરંજી, કાકતિક્તા, વયસ્યા, અંગાર વલ્લરી એ નામ કણજીનાં છે. કણજી ઉષ્ણ, વાત, અર્શ, કૃમિ, કોડ, પ્રમેહનો નાશ કરે છે.

---

## તિરિગિચ્છી.

तिरिगिच्छिर्गजकण्टःकरञ्जी क्षीरिणी द्विपः ।
तिरिगिच्छिर्बलासार्शः क्रुमिकुष्ठप्रमेहनुत् ॥ ६३ ॥

તિરિગિચ્છી, ગજકંટ, કરંજી, ક્ષીરેણી, દ્વિપ એ નામ તિરિગિચ્છીનાં છે, તે કફ, અર્શ, કૃમિ, કોડ, પ્રમેહનો નાશ કરે છે. તિરિગિચ્છી પણ એક કણજની જાત છે.

---

## ખિજડી.

शमी तुङ्गा शंकुफला पवित्रा केशहृत्फला ।
लक्ष्मीः शिवान्याधिमती भूशमी शङ्कराह्वया ॥ ६४ ॥

શમી, તુંગા, શંકુફલા, પવિત્રા, કેશહૃત્ફલા, લક્ષ્મી, શીવા, અધિમતિ, ભૂશમી, શંકરાહ્વા એ નામ ખીજડીનાં છે.

शमी शीता लघुः श्वासकुष्ठार्शःकफहृत्सरा ।
तत्फलं पित्तलं रूक्षं मेध्यं केशविनाशम् ॥ ६५ ॥

ખીજડી, ઠંડી અને હલકી છે, તથા શ્વાસ, કોડ, અર્શ, કફનો નાશ કરે છે તથા સારક છે તેનાં ફળ પીતકર્તા અને બુદ્ધિને વધારનારાં છે પણ વાળોને નુકશાન કરે છે.

---

## જળ સરસડો.

शमीपिका टिण्टिणिका दुर्बलाऽम्बुशिरीषिका ।
टिण्ठिणी कफकुष्ठार्शःसन्निपातविषापहा ॥ ६६ ॥

શમીપિકા, ( ઝિઝિણી ) ટિંડિણિકા, દુર્બલા, અંબુશિરિષિકા એ નામ સરસડાનાં છે, તે કફ, કોડ, અર્શ, સન્નિપાત, ઝેરનો નાશ કરે છે.

---

## અરિઠા.

अरिष्टको गर्भपाती कुम्भवीर्यश्च फेनिलः ।
कृष्णबीजो रक्तबीजः पीतफेनोऽर्थसाधनः ।
अरिष्टकस्त्रिदोषघ्न उष्णो गर्भग्रहापहः ॥ ६७ ॥

અરિષ્ટક, ગર્ભપાતી, કુંભવીર્ય, ફેનિલ, કૃષ્ણબીજ, રક્તબીજ, પીતફેન, અર્થસાધન એ નામ અરિઠાનાં છે, અરિઠા ત્રિદોષનો નાશ કરે છે, ગર્મ છે તથા ગ્રહદોષ અને ગર્ભનો નાશ કરે છે.

---

## શીશમ.

शिंशपा कपिला कृष्णा सारमण्डलपात्रिका ।
अन्या कुशिंशपा भस्मपिङ्गला स्याद्वसादनी ॥ ६८ ॥

શિંશપા, કપિલા, કૃષ્ણા, સારમંડળ પત્રિકા, કુશિંશપા, ભસ્મપિંગલા, વસાદની એ નામ શિશમનાં છે.

शिंशपोष्णा हरेन्मेहान् कुष्ठश्वित्रवमिक्रिमीन् ।
बस्तिरुग्व्रणदाहास्रगर्भगूढनिपातिनी ॥ ६९ ॥

શીશમ ગર્મ છે તથા પ્રમેહ, કોડ, ધોળા કોડ, છર્દી, કૃમિ, બસ્તિરોગ, ઘાવ, દાહ, લોહીવીકારનો નાશ કરે છે, તથા ગર્ભનો નાશ કરે છે.

---

## અગથીઓ.

अगस्त्यो वङ्गसेनाह्वो मधुशिग्रुर्मुनिद्रुमः ।
अगस्त्यः पित्तकफजिन्निदाघशमनो हिमः ।
तत्पुष्पं नीलमश्लेष्मपित्तनक्तान्ध्यनाशनम् ॥ ७० ॥॥

અગસ્ત્ય, વંગસેનાહ્વ, મધુશિગ્રુ, મુનિદ્રુમ એ અગથીઆનાં નામ છે, અગથીઓ પિત, કફ, ગર્ભને સોધે છે, તે ઠંડો છે, અગથીઆનાં ફુલ પિનસ ( નાકતું છોંડ ) કફ, પીત, રતાંધળાપણું એનો નાશ કરે છે.

અગથીઆનાં ઝાડ બાગ બગીચામાં વિશેષ જોવામાં આવે છે; જ્યારે અગસ્તનો ઉદય થાય છે ત્યારે તે સારો ખીલેલો જોવામાં આવે છે.

---

यो राज्ञां मुखतिलकः कटारमल्लस्तेन श्रीमदननृपेण निर्मितेऽत्र ।
ग्रन्थेऽभून्मदनविनोदनाम्नि पूर्णाश्चित्रोऽयं ललितपदैर्वटादिवर्गः १

રાજાઓમાં અત્યંત માન પામેલા જે કટારમલ્લ થયો તેણે મદન રાજાનો બનાવેલો આ મદન વિનોદ નામના ગ્રંથમાંથી લલિતપદોથી વટાદિ વર્ગ પુર્ણ કર્યો.

---

भ्रमोच्छ्वद्र्धरिकाग्रपृष्ठं मद्गस्मितं वेणुनिनादरक्तम् ।
गोपालिकानां करतालिकाभिर्नृत्यन्महसात्परमं स्मरामि ॥१॥

આમ તેમ ફરવાથી જેનો આગલો અને પાછળનો ભાગ ઉછળતો જણાય છે, જેના મુખ અને કાન ઉપર બંસી બજાવવાથી લાલી આવી રહી છે, તથા ગોપીઓના હાથની તાળી પ્રમાણે નાચતા પરમેશ્વરનું હું ધ્યાન ધરૂં છું.

---

## દ્રાક્ષ.

द्राक्षा मधुफला स्वाद्वी हारहूरा फलोत्तमा ।
मृद्वीका मधुयोनिश्च रसाला गोस्तनी गुडा ॥ २ ॥

દ્રાક્ષા, મધુફળા, સ્વાદ્વી, હારહુરા, ફલોત્તમા, મૃદ્વીકા, મધુયોનિ, રસાલા, ગોસ્તની, ગુડા એમુનકા એટલે દ્રાક્ષનાં નામ છે.

द्राक्षा पक्वा सरा शीता चक्षुष्या बृंहणी गुरुः ।
हन्ति तृष्णाज्वरश्वासवान्तिवातास्त्रकामलाः ॥ ३ ॥

પાકેલી દ્રાક્ષ સર છે, ઠંડી છે, અને આંખને ફાયદાવાળી છે; વીર્યને ઘટ કરે છે, ભારે છે તથા શોષ, તાવ, શર્દિ, વાતરક્ત, કમળો એનો નાશ કરે છે.

कृच्छ्रास्रपित्तसम्मोहदाहशोषमदात्ययान् ।
आमा साल्पगुणा गुर्वी सैवाम्ला रक्तपित्तकृत ॥ ४ ॥

દ્રાક્ષ મૂત્રકૃચ્છ, રક્તપિત, મુર્છા, બળતરા, શોષ, અરૂચિનો નાશ કરે છે. કાચી દ્રાક્ષ થોડા ગુણવાળી હોય છે અને ભારે છે, તથા ખાટી દ્રાક્ષ રક્તપિત કરે છે.

निर्वीर्याऽन्या लघुद्राक्षा गोस्तनीसदृशा गुणेः ।
द्राक्षा पर्वतजा लघ्वी साम्लाश्लेष्माम्लपितनुत् ॥ ५ ॥

નાની (ઝીણી) દ્રાક્ષ વીર્ય (તાકાત) વગરની છે, ગાયના આંચળ જેવી દ્રાક્ષ તમામ ગુણને કરનાવાળી છે, ડુંગરોમાં થતી દ્રાક્ષ હલકી અને ખાટી થાય છે, તે કફ અને આમ્લપીતનો નાશ કરે છે.

---

## આમ ( આંબો-કેરી ).

आम्रश्चूतो रसालोऽसौ सहकारोऽतिसौरभः ।
माकन्दः पिकबन्धुः स्याद्रसालः कामवल्लभः ॥ ६ ॥

આમ, ચૂત, રસાલ, સહકાર, અતિસૌરભ, માકંદ, પિકબંધુ, રસાલ, કામવલ્લભ એ નામ પાકા આંબાનાં છે.

आम्रो ग्राहि प्रमेहास्रकफपित्तव्रणाञ्जयेत् ।
तत्फलं बालमत्यम्लं रूक्षं दोषत्रयास्रजित् ॥ ७ ॥

આંબો ઝાડાને બાંધનાર અને પરમીયો, લોહીવિકાર, કફ, પિત, ઘાવનો નાશ કરે છે. આંબાનું કાચું ફળ અતિષય ખાટું અને લુખું છે અને લોહીવિકાર અને ત્રિદોષનો નાશ કરે છે.

पक्वं तु मधुरं वृष्यं स्निग्धं हृद्यं बलप्रदम् ।
गुरु वातहरं रुच्यं वर्ण्यं शीतमपित्तलम् ।
रसस्तस्य सरः स्निग्धो रोचनो बलवर्णकृत् ॥ ८ ॥

પાકેલો આંબો (કેરી) મીઠો અને વીર્યને વધારનાર છે, તથા ચીકટવાળો છે, શરીરને બળ આપનાર, ભારે અને વાયુનો નાશ કરે છે, રૂચિને ઊપજાવે છે, કાંન્તીને શોભાયમાન બનાવે છે, ઠંડો છે, પિત્તને સમાન રાખે છે, તેનો રસ સારક અને ચીકટવાળો છે, રૂચિને ઉપજાવે છે તથા બળ રૂપને આપવાવાળો છે.

सहकारं च वातघ्नं पितश्लेष्मविनाशनम् ।
कषायं मधुरं वृष्यं गुरु स्निग्धं विशेषतः ॥ ९ ॥

આંબો વાયુનો નાશ કરનાર છે, પિત, કફનો પણ નાશ કરે છે, આંબો તુરો, મીઠો અને વીર્યવર્ધક, ભારે અને વધારે ચીકણો છે.

पक्वाम्रं जनयेदायुर्मांसशुक्रबलप्रदम् ।
शुष्काम्रं तु कषायाम्लं भेदनं कफवातजित् ॥ १० ॥

પાકેલ આંબો (કેરી) આયુષ્યને દેવાવાળો, માંસ, વીર્ય, બળનો વધારો કરે છે, સુખ્ખા (કાચો) આંબ (કેરી) તુરો, ખાટો અને કફ, વાયુનો નાશ કરે છે.

## જાંબો.

**महाजम्बू राजजम्बूर्महास्कन्धा बृहत्फला ।**
**क्षुद्रजम्बूर्वीरपत्रा मेघाभा कामवल्लभा ॥ ११ ॥**

મહાજમ્બુ, રાજજમ્બુ, મહાસ્કંધા, બૃહતફળા, ક્ષુદ્રજમ્બુ, વીરપત્રા, મેઘાભા, કામવલ્લભા.

**नादेयी स्यात्क्षुद्रफला तत्फलं जम्बु जाम्बवम् ।**
**जम्बूः संग्राहिणी रूक्षा कफपित्तव्रणास्रजित् ॥ १२ ॥**

નાદેયી, ક્ષુદ્રફલા, એ નામ જાંબાનાં છે, જાંબાનાં ફળ જંબુ, જાંબવ, જામન એ નામથી પ્રસિદ્ધ છે. જાંબુ મળને બાંધનાર, લુખાં અને કફ, પિત્ત, ઘાવ, લોહીવિકારનો નાશ કરે છે.

**राजजम्बूफलं स्वादु विष्टम्भि गुरु रोचनम् ।**
**क्षुद्रजम्बूफलं तद्वद्विशेषाद्दाहनाशनम् ॥ १३ ॥**

રા જાંબાનાં ફળ સ્વાદિષ્ટ, ઝાડાને કઠણ અને રોકનાર, ભારે એ રુચિને ઉપજાવનાર છે, નાનાં જાંબુ પણ એવાજ ગુણવાળાં છે, પણ વધારામાં તે બળતરાનો નાશ કરવાવાળાં છે.

---

## નારીએળ.

**नारिकेलो दृढफलो महावृक्षो महाफलः ।**
**तृणराजस्तृणफलस्तृणाढ्यो दृढबीजकः ॥ १४ ॥**

નારિકેળ, દૃઢફળ, મહાવૃક્ષ, મહાફળ, તૃણરાજ, તૃણફલ, તૃણાઢ્ય, દૃઢબીજક એ નામ નારિયલનાં છે.

**नारिकेलफलं शीतं दुर्जरं बस्तिसोधनम् ।**
**विष्टम्भि बृंहणं वृष्यं वातपित्तास्रदाहजित् ॥ १५ ॥**

નારીયેળનું ફલ ઠંડુ, બસ્તિને સોધે છે, ધાતુને જાડી કરે છે, તથા વીર્યને વધારે છે, વાત, પીત, લોહીવિકાર, બળતરાનો નાશ કરે છે.

**तस्याम्भः शीतलं हृद्यं दीपनं शुक्रलं लघु ।**
**तत्पादपशिरोमज्जा शुक्रला वातपित्तजित् ॥ १६ ॥**

નારીયળનો રસ ઠંડો છે, શરીરમાં તાકાત આપે છે, અગ્નિ પ્રદિપ્ત વીર્યને વધારનાર, તથા હલકો છે, નારીયેળના ઝાડની રોચ વીર્યને ઉત્પન્ન કરે છે તથા વાતપિતનો નાશ કરે છે.

## ખજુરી.

श्रेणी खर्जूरिकावृक्षः श्रीफला द्वीपसम्भवा ।
पिण्ड खर्जूरिका खर्जूरर्दुष्प्रधर्षा सुकण्टका ॥ १७ ॥

શ્રેણી, ખર્જૂરીકા વૃક્ષ, શ્રીફળા, દ્વીપસંભવા, પિંડખર્જૂરિકા; ખર્જૂ દુષ્પ્રધર્ષા, સુકંટકા.

अन्या स्कन्धफला स्वाद्वी दुरारुहा मृदुच्छदा ।
भूमिखर्जूरिका काककर्कटि कासुकर्कटि ॥ १८ ॥

સ્કંધફળા, સ્વાદ્વી, દુરારતા, મૃદુચ્છદા, ભૂમિખર્જૂરિકા, કાકકર્કટી, કાસુકર્કટી એ નામ ખજુરી [ખજુર] નાં નામ છે.

खर्जूरिकाफलं शीतं स्वादु स्निग्धं क्षतास्रजित् ।
बल्यं हन्ति मरुत्पित्तं मदमूर्च्छामदात्ययान् ॥ १९ ॥

ખજૂરનું ફળ, ઠંડુ, સ્વાદવાળું, ચીકટયુક્ત, અને ઘાવ, લોહિવિકારનો નાશ કરે છે, બળવાન અને વાત, પિત, મદ, મૂર્છાનો નાશ કરે છે.

तस्मादल्पगुणं ज्ञेयमन्यत्खर्जूरिकाफलम् ।
तन्मज्जा मूर्द्धजूः शीता वृष्यः पित्तास्रधाहजित् ॥ २० ॥

છુહારા ખજૂરમાં એનાથી ઓછા ગુણ છે, પરંતુ છુહારા ખજૂરની પેસીયો મસ્તકરોગનો નાશ કરે છે, તથા ઠંડી છે, ધાતુનો વધારો કરે છે, પિત્ત, લોહીવિકાર અને બળતરાનો નાશ કરે છે.

## સુલેમાની ખજૂર.

शिलेमानी लोकपरा मृदुला तिवरीफला ।
शिलेमानी श्रमभ्रान्तिदाहमूर्च्छास्रपित्तनुत् ॥ २१ ॥

શિલેમાની, લોકપરા, મૃદુલા, તિવરીકૃત્વા, એ નામ સુલેમાની ખજૂરનાં છે, સુલેમાની ખજૂર મહેનતનો થાક, ચાલવાનો થાક, બળતરા, મૂર્ચ્છા, લોહિવીકારનો નાશ કરે છે.

---

## કેળ.

**कदली ग्रन्थिनी मोचा रम्भा वीराऽऽयतच्छदा ।**
**कदली वारणी पुंसां रम्भामोचा महाफला ॥ २२ ॥**

કદળી, ગ્રંથિની, મોચા, રંભા, વીરા, આયતચ્છદા, કદલી, વારણી, મહાફલા એ નામ કેળનાં છે.

**कदली योनिदोषाश्मरक्तपित्तहरा हिमा ।**
**तत्कन्दः शीतलो बल्यः केश्यः पित्तकफास्रजित् ॥ २३ ॥**

કેળ યોનિદોષ, પથરી, રક્તપીતનો નાશ કરે છે તથા ઠંડી છે, કેળનો કંદ, ઠંડો, બળને આપવાવાળો, વાળને વધારનાર, તથા પિત્ત, કફ, લોહિવીકારનો નાશ કરે છે.

**तत्फलं मधुरं शीतं विष्टम्भि कफकृद्गुरु ।**
**स्निग्धं पित्तास्रतृड्दाहक्षतक्षयसमीरजित् ॥ २४ ॥**

કેળનાં ફળ મીઠાં અને ઠંડાં છે, વિષ્ટંભ કરતા અને કફકર્તા છે, તેમજ ભારે અને ચીકટવાળાં છે, પિતરક્ત, શોષ, દાહ, ચાંદાં, ક્ષય, વાયુનો નાશ કરનાર છે.

---

## દાડમ.

**दाडिमी रक्तकुसुमा दन्तबीजा शुकप्रिया ।**
**दाडिमं दीपनं हृद्यं रोचनं नातिपित्तलम् ॥ २५ ॥**

દાડિમ, રક્તકુસુમા, દંતબીજ, શુકપ્રિયા, એ નામ અનાર (દાડમ)નાં છે, તે અગ્નિને પ્રદિપ્ત કરે છે. શરીરને બળ આપે છે, રૂચિને ઉપજાવે છે, તેમજ પિત્તને સમાનતામાં રાખે છે.

कषायानुरसं ग्राहि द्विविधा स्त्वम्लवेतसवत् ।
तयोः स्वादु त्रिदोषघ्नमम्लं वातबलासजित् ।
शुष्काम्लं दाडिमीसारः फुट्टितं कफवातहृत् ॥ २६ ॥

દાડિમ ખાટાં, મીઠાં, જરાક તુરાં, ઝાડાને બાંધનાર છે, દાડિમ આમ્લવેતસના પ્રમાણે બે પ્રકારનાં થાય છે, તેમાં મીઠાં દાડિમ સ્વાદુ અને ત્રિદોષનો નાશ કરનાર છે, ખાટાં દાડિમ વાયુ, બળ, લોહિવીકારનો નાશ કરવાવાળાં છે; સુકાઇ ગએલાં ખાટાં દાડિમમાં પણ એવાજ ગુણો હોય છે, દાડિમનો રસ કફ અને વાયુનો નાશ કરે છે.

---

## નિરમળી.

कतकस्य फलं नेत्र्यं जलनिर्मलकारकम् ।
वातश्लेष्महरं शीतं मधुरं तुवरं गुरु ॥ २७ ॥

કતકફળ અર્થાત્ નિરમળીનાં બીજ આંખને ફાયદાવાળાં, તથા પાણીને ચોખ્ખું કરે છે તેમજ વાયુ અને કફનો નાશ કરે છે, ઠંડાં છે, મીઠાં છે, તુરાં અને ભારે છે.

---

## બોર.

बदरी कर्कटी मोघा कोरण्टी युग्मकण्टका ।
अन्या स्निग्धच्छदा कोलफला सौवीरिकाऽपरा ॥ २८ ॥

બદરી, કર્કટી, મોંધા, કોરંટી, યુગ્મકંટકા, બીજા પ્રકારની વેરી, સ્નિગ્ધચ્છદા, કોલ ફળા, તીજા પ્રકારની સૌવીરિકા,

हस्तिकोलिः परा त्वन्या लघवी कर्कन्धुर्कोघुके ।
बदरी शीतला तिक्ता रूक्षा पित्तकफापहा ।
बदरं त्वपरं लोके फेनिलं कुवलं कुहम् ॥ २९ ॥

ચોથા પ્રકારની હસ્તિકોલી, છોટી વડવેરી, કર્કન્ધુ, ઘીઘુકા, એ નામ બોરનાં છે, તેમાં બડબેરી ઠંડી, કડવી, લુખી, અને પિત્ત અને કફનો નાશ કરે છે, લોકોમાં બોર ફેનિલ, કુવલ, કુલ,

**कर्कन्धु ह्रस्वबदरं वरटं च घुकन्धुकम् ।**
**पक्कमासं च मधुरं मतं सौवीरकं महत् ॥ ३० ॥**

કર્કંધુ, હસ્તબદર, વરટ, ઘુકંધુક તથા પાકેલાં ગુદાવાળાં બોર મીઠાં મનાય છે અને સૌવીરક મોટા બોર થાય છે.

**बदरं लघु संग्राहि रुच्यमुष्णं समीरजित् ।**
**कफपित्तकरं तद्वत्कोलं गुरु सरं स्मृतम् ॥ ३१ ॥**

બોર હલકાં અને ઝાડાને બાંધનાર છે, રૂચિને ઉપજાવે છે, ગર્મ છે, વાયુનો નાશ કરે છે, કફ પિત્તને વધારે છે, કોલ નામનાં બોર ભારે તથા ઝાડાને ઉત્પન્ન કરે છે.

**सौवीरं बदरं शीतं भेदनं गुरु शुक्रलम् ।**
**बृंहणं पित्तदाहास्रक्षतृष्णानिलापहम् ।**
**शुष्कं भेद्याग्निकृत्सर्वं लघु तष्णाक्रमास्रजित् ॥ ३२ ॥**

ચોંદી બોર, ઠંડાં અને ભેદન છે, ભારે અને વીર્યને ઉપજાવવાવાળાં છે, ધાતુને ઘટ બનાવે છે તથા પીત, બળતરા, લોહીવીકાર, ચાંદાં, શોષ, વાયુનો નાશ કરે છે, સુકાં બોર ઝાડાને ઉતારનાર, અગ્નિવર્ધક, હલકાં અને શોષ બેચેની લોહિવીકારનો નાશ કરે છે.

**कर्कन्धु मधुरं स्निग्धं गुरुपित्तानिलापहम् ॥**
**मरुत्पित्तहरा मज्जा वृष्या वीर्यबलप्रदा ॥ ३३ ॥**

નાની બોરડીનાં બોર મીઠાં, ચીકટયુક્ત ભારે, પિત્ત અને વાયુનો નાશ કરનારાં છે, બોરની મીંજ વાયુ, પિત્તનો નાશ કરે છે તથા ધાતુને મજબુત કરે છે, વીર્ય અને બળને આપવાવાળી છે.

## રાયણ.

**क्षीरी क्षत्रियराजाख्या राजादनफलाशिनौ ।**

**राजन्यः स्तम्भनोऽन्योर्ध्वचिबुको मुचिलिण्टकः ॥ ३४ ॥**

ક્ષીરી, ક્ષત્રિયા, રાજાહવા, રાજાદન, ફલાસી, રાજન્ય સ્તંભન, અર્ધ્વાચિમ્બુક, મુચિલિટક એ નામ રાયણનાં છે.

**क्षीरवृक्षफलं शीतं स्निग्धं गुरु बलप्रदम् ।**

**तृष्णामूर्च्छामदभ्रान्तिक्षयदोषत्रयास्रजित् ॥ ३५ ॥**

રાયણનાં ફળ ઠંડાં, ચીકટવાળાં, ભારે બળવાન અને તરસ, મુર્છા, મદ, થાક, ક્ષય, ત્રિદોષ, લોહિવીકારનો નાશ કરવાવાળાં છે.

---

## ચારોળી.

**चारो धनुः पटः शालः प्रियालो मुनिवल्लभः ।**

**चारः पित्तकफास्रघ्नस्तत्फलं मधुरं गुरु ॥ ३६ ॥**

ચાર, ધનુ:પટ, શાલ, પ્રિયાળ, મુનિવલ્લભ એ નામ ચારોળીનાં છે, ચારોળી, પિત્ત, કફ, લોહિવીકારનો નાશ કરે છે, ચારોળીનાં ફળ મીઠાં અને ભારે છે.

**स्निग्धं सरं मरुत्पित्तदाहतृष्णाक्षतापहम् ।**

**तन्मज्जा मधुरा वृष्या शुक्रला पित्तवातजित् ॥ ३७ ॥**

ચારોળીનાં ફળ તેલ યુક્ત (ચોપડાં) દોષને ખસેડનાર તથા વાત, પિત્ત, બળતરા, તરસ, ચાંદાંનો નાશ કરે છે, ચારોળીનાં બીજ મીઠાં, ધાતુવર્ધક અને વીર્યને આપનારાં, તથા વાત, પિત્તનો નાશ કરે છે.

---

## ધ્રામણ (ફાલસા).

**परूषको मृदुफलः परूषो रोषणः परः ।**

**परूषकं कषायाम्लमामपित्तकरं लघु ॥ ३८ ॥**

પરૂશક, મૃદુફળ, પુરૂષ, રોષણ, પર એ નામ ફ્રામણુ (ફાલસા) નાં છે તે તુરો, ખાટો અને મરડો અને પિત્તને કરે છે તથા હલકો છે.

**पक्वं तु मधुरं पाके शीतं विष्टम्भि बृंहणम् ।**
**हृद्यं तृट्पित्तदाहास्रक्षतक्षयसमीरनुत् ॥ ३९ ॥**

પાકેલ ફ્રામણુ (ફાલસા) પાકમાં મીઠો છે, શીતળ છે, વિષ્ટંભ છે, ધાતુને ઘટ બનાવે છે, શરીરને બળ આપે છે તથા તરસ, પિત્ત દાહ, લોહિવીકાર, ચાંદાં, ક્ષય, વાયુનો નાશ કરે છે.

---

## ટીંબરવો.

**तिन्दुकः स्पन्दनः स्फूर्ज्यः कालसारश्च रावणः ।**
**काकपीलुः कुपीलुः स्यादपरो विषतिन्दुकः ॥ ४० ॥**

તિંદુક, સ્પંદન, સ્ફૂર્જ્ય, કાલસાર, રાવણ, કાકપીલુ, કુપીલુ એ નામ ટિંબરવાનાં છે, બાજી જાતના ટિંબરવાનાં નામ વિષ તિંદુક છે, એને કેન્દુ પણ કહે છે.

**तिन्दुको व्रणवातघ्नस्तत्सारः पित्तरोगजित् ।**
**आममस्य फलं ग्राहि वातलं शीतलं लघु ॥ ४१ ॥**

ટીંબરવો ઘા અને વાયુનો નાશ કરે છે, એનો સાર, પિત્ત રોગનો નાશ કરે છે. તેનાં કાચાં ફળો ગ્રાહિ, વાયુકારક, ઠંડાં અને હલકાં છે.

**पक्वं पित्तप्रमेहास्रश्लेष्मघ्नं विशदं गुरु ।**
**विषतिन्दुकमप्येवं विशेषाद्ग्राहि शीतलम् ॥ ४२ ॥**

પાકેલ ફળ પિત્ત, પ્રમેહ, લોહિવીકાર, કફનો નાશ કરે છે, ભારે છે, વિષતેન્દુ ( બીજો ટીંબરવો ) માં પણ એવાજ ગુણો છે, પણ વધારામાં તે ઠંડો અને ઝાડાને રોકનાર છે.

---

## કિંકણી ( કાંકઈ ).

क्रिङ्किणीलो व्याघ्रपादो देवदारुश्चरः क्वचित् ।
किङ्किणी तुवरा तिक्ता पित्तश्लेष्महरा हिमा ।
तत्फलं वातलं त्वामं पक्वं स्वादु त्रिदोषजित् ॥ ४३ ॥

કિંકણીલ, વ્યાઘ્રપદ, દેવદાર, ચર એ નામ કિંકણીનાં છે, તે કડવી, તુરી, અને પિત, કફનો નાશ કરે છે તથા ઠંડી છે, તેનાં કાચાં ફળ વાયુ કર્તા છે, પાકલાં ફળ સ્વાદવાળાં અને ત્રિદોષનાશક છે.

---

## આલુ.

आरुकं वीरसेनं तज्जातिभेदाच्चतुर्विधम् ।
आरुकं जारकं वातमेहार्शःकफनाशनम् ॥ ४४ ॥

આરૂક, વીરસેન, એ આલુનાં નામ છે અને તે ચાર જાતનાં થાય છે, તે દરેક વાત, પ્રમેહ, અર્શ કફનો નાશ કરે છે.

---

## મહુડો.

मधूको मधुकस्तीक्ष्णः सारश्च गुडपुष्पकः
गोलाफलो मधुकोष्ठो मधुकोष्ठी मधुद्रुमः ॥ ४५ ॥

મધુક, મધુક, તીક્ષ્ણ, સાર, ગુડપુષ્પક, ગોલાફળ, મધુકાષ્ટ, મધુકોષ્ટી, મધુદ્રુમ એ નામ મહુડાનાં છે.

मधुकान्यो ह्रस्वफलो मधुरो दीर्घपुष्पकः ।
मधुकः कफवातघ्नः कषायो व्रणरोपणः ॥ ४६ ॥

બીજી જાતનો મહુડો, હસ્વફળ, મધુર, દીર્ઘપુષ્પક એ ત્રણ નામવાળો છે, મહુડો કફ, વાયુનો નાશ કરે છે, તુરો છે તથા ઘાને પુરનાર છે.

तत्पुष्पं मधुरं बल्यं शीतलं गुरु बृंहणम् ।
फलं शीतं गुरु स्वादु शुक्रलं वातपित्तजित् ।
अहृद्यं हन्ति तृष्णास्रदाहश्वासक्षतक्षयान् ॥ ४७ ॥

મહુડાનાં ફુલ મીઠાં, બળદાયક, ઠંડાં, ભારે અને ધાતુને મજબુત કરવાવાળાં છે, મહુડાનાં ફળ (ડોળ) ઠંડાં, ભારે, સ્વાદુ, વીર્યકર્તા, અને વાત, પીતનો નાશ કરનાર છે, હૃદયને અણગમો ઉપજાવનાર તથા તરસ, લોહીનીકાર, બળતરા, દમ, ચાંદાં, ક્ષયનો નાશ કરે છે.

---

## ફણસ.

पनसः कण्टकिफलः श्वासहा गर्भकण्टकः ।
पनसं शीतलं पक्कं स्निग्धं पित्तानिलापहम् ॥ ४८ ॥

પનસ, કંટકીફળ, શ્વાસહા, ગર્ભકંટક એ નામ ફણસનાં છે. ફણસ ઠંડું, ચીકટયુક્ત, પિત્ત, વાતનો નાશ કરે છે.

बल्यं शुक्रप्रदं हन्ति रक्तपित्तक्षतक्षयान् ।
आमं तदेव विष्टम्भि वातलं तुवरं लघु ॥ ४९ ॥

બળ આપનાર, વીર્ય વધારનાર અને રક્તપિત્ત, ચાંદાં, ક્ષયનો નાશ કરે છે, કાચું ફણસ વિષ્ટંભકર્તા છે તથા વાયુને ઉત્પન્ન કરે છે, તુરૂં અને હલકું છે.

---

## ફણસની બીજી જાત (નાનું ફણસ).

लकुचः क्षुद्रपनसो निकुचो ग्रन्थिमत्फलः ।
लकुचं गुरु विष्टम्भि स्वाद्वम्लं रक्तपित्तकृत् ।
श्लेष्मकारि समीरघ्नमुष्णं शुक्राग्निनाशनम् ॥ ५० ॥

લકુચ, ક્ષુદ્રપનસ, નિકુચ, ગ્રંથિમત્ફળ, એ નામ નાના ફણસ-સનાં છે, તે ભારે. વિષ્ટંભકર્તા, સ્વાદવાળું, ખાટું અને રક્તપિત તથા કફને ઉત્પન્ન કરે છે, વાયુને હરે છે, ગમ છે, વીર્ય અને અગ્નિનો નાશ કરે છે.

---

## તાડ.

तालो ध्वजो दुरारोहस्तृणराजो महाद्रुमः ।
तालः शीतो मरुत्पित्त व्रणजिन्मदशुक्रकृत ॥ ५१ ॥

તાળ, ધ્વજ, દુરારોહ, તૃણરાજ, મહાદ્રુમ એ નામ તાડ (તાડ)નાં છે, તાડ ઠંડો, વાત, પિત્ત, ઘાવનો નાશ કરે છે, તથા મદ અને વીર્યને વધારે છે.

तत्फलं शीतलं बल्यं स्निग्धं स्वादुरसं गुरु ।
विष्टम्भि वातपित्तास्रक्षतदाहक्षतापहम् ।
बीजं मूत्रकरं वृष्यं वातपितहरं हिमम् ॥ ५२ ॥

તાડનું ફળ ઠંડું, બળ કર્તા, તેલયુક્ત, સ્વાદવાળું, રસદાર, ભારે, વિષ્ટંભી, તથા વાત, પિત, લોહિવીકાર, ચાંદાં, બળતરાનો નાશ કરે છે. તાડનાં બીજ મૂત્રને પેદા કરે છે, ધાતુને ઘટ બનાવે છે, વાતપિતનો નાશ કરે છે, તેમજ ઠંડાં છે.

---

## ખર્બૂચ.

खर्बूजं फलराजः स्वादमृताह्वं दशाङ्गुलम् ॥ ५३ ॥

ખબુજ, ફલરાજ, અમૃતાહ્વ, દશાંગુલ, એ નામ ખર્બૂચનાં છે.

खर्बूजं मूत्रलं बल्यं कोष्ठशुद्धिकरं गुरु ।
स्निग्धं स्वादुकरं शीतं वृष्यं पितानिलापहम् ॥ ५४ ॥

ખર્બુચ મૂત્ર ઉત્પન્ન કરે છે, બળ આપનાર, કોઠને શુદ્ધ કરે છે, ભારે અને ચીકટયુક્ત છે, સ્વાદુ, ઠંડું, વીર્યને ઘટ કરનાર અને પિત્ત વાતનો નાશ કરે છે.

तेषु यच्चाम्लमधुरं सक्षारं च रसाद्भवेत् ।
रक्तपित्तकरं तत्तु मूत्रकृच्छ्रकरं परम् ॥ ५५ ॥

બધી જાતના ખર્બુચોમાં જે ખાટું અને મીઠું છે તે રસમાં કંઈક ખારૂં છે એ ખર્બુચો રક્તપિત અને મૂત્રકૃચ્છને પેદા કરવાવાળાં છે.

---

## સેવ.

मुष्टिप्रमाणं बदरं सेवं सीवफलं तथा ।
फलं च सितिकापूर्वं वातपित्तहरं गुरु ॥ ५६ ॥

મુષ્ટી પ્રમાણ, બદર, સેવ, સીવફળ, સિતિકાફળ, એ નામ સેવનાં છે. સેવ વાત, પિતનો નાશ કરે છે.

हिमं स्यन्दनकं स्निग्धं मूत्रलं स्वादु शीतलम् ।
त्वग्दाहमन्तर्दाहं च हृत्कम्पान् पित्तसम्भवान् ॥५७॥
हरेतत्सश्चित्तमलं ज्वरघ्नं तु विषापहम् ।
बृंहणं कफकृद् वृष्यं स्वादु पाकरसं हिमम् ॥ ५८ ॥

સેવ ઠંડી, આનંદ આપનાર, ચીકટયુક્ત, મૂત્ર ઉપજાવનાર, સ્વાદવાળી, ચામડીની બળતરા, પેટની બળતરા, પીતથી કાળજાનો પએલો કંપારો (ફરકવું) ઝાડાનું ચોંટી રહેવું, તાવ, ઝેરનો નાશ કરે છે, ધાતુને મજબુત બનાવે છે, કફકર્તા, વીર્ય વધારનાર, સ્વાદુ અને પાકમાં તથા રસમાં ઠંડી છે.

---

## અમૃત ( નાસપાતી )

अन्यदम्भःफल चान्यो महदितश्चितिकाफलम् ।
अमृतं गुरु वातघ्नं स्वाद्वम्लं रुचि शुक्रकृत् ।
अपरं सेवगुणकृद्विशेषात्तुवरं हिमम् ॥ ५९ ॥

બીજો અંભઃફળ, મહતસિંચિતિકા ફલ એ નામ કાશ્મીરની નાસપાતિનાં છે, તે સેવના જેવા ગુણ કરે છે પણ વધારામાં તુરી અને ઠંડી છે.

अमृताह्वं रुचिफलं लघुबिल्वं फलाकृति ।
अमृतं गुरु वातघ्नं स्वाद्वम्लरुचिशुक्रकृत् ॥ ६० ॥

અમૃતાહ્વ, રૂચિફળ, લઘુબિલ્વ, ફલાકૃતિ, એ નામ નાશપાતિનાં છે, તે ગર્મ છે, વાયુનો નાશ કરે છે, સ્વાદીષ્ટ, ખાટી રૂચિકર અને વીર્યને વધારે છે.

---

### જામફળ.

पेरुकं तुवरं प्रोक्तं स्वाद्वम्लं कफकारकम् ।
शुक्रलं वातपित्तघ्नं शीतलं चरसं मतम् ॥ ॥ ६१ ॥

અમરૂદ, (પેરૂક) જામફળનાં નામ છે, જામફળ, તુરૂ, મીઠુ, ખાટુ, કફકર્તા, વીર્યને વધારનાર, વાત, પિત્તનો નાશ કરે છે તથા ઠંડુ છે.

---

### બદામ.

वादामं सुफलं वातवैरी नेत्रोपमं मतम् ।
वादाममुष्णं सुस्निग्ध वातघ्नं बलशुक्रकृत् ॥ ६२ ॥

બાદામ, સુફળ, વાતવૈરી, નેત્રોપમ એ નામ બદામનાં છે, બદામ ગર્મ છે, બહુ ચીકટવાળી છે, વાયુનો નાશ કરે છે બળ તથા વીર્યને વધારે છે.

---

### પિસ્તા.

निकोचकं चारुफलमंकोटं गलकोजकम् ।
पिस्तं मुकुलकं ज्ञेयं दन्तीफलसमाकृति ॥ ६३ ॥

નિકોચક, ચારૂફળ, અંકોટ, ગલકોજક, પિસી, (પિસ્તા) મુકુલક, દંતીફલ, સમાકૃતિ, એ પિસ્તાનાં નામ છે.

निकोचकं गुरु स्निग्धं वृष्योष्णं स्वादु बृंहणम् ।
रक्तप्रसादनं बल्यं वातघ्नं कफपित्तकृत् ।
तद्वन्मुकूलकं ज्ञेयं विशेषाद्गुरु दुर्जरम् ॥ ६४ ॥

પિસ્તા ભારે છે, ચીકટયુકત, સ્ત્રીસંગમાં ફાયદાવાળા, ગર્મ છે, સ્વાદીષ્ટ છે, ધાતુને પુષ્ટી આપે છે, લોહીને સુધારે છે, બળને આપનાર છે, વાયુનો નાશ કરનાર છે તથા કફ અને પિતને પેદા કરે છે, ચારોળીમાં પણ એવાજ ગુણ છે પણ વધારામાં તે પચવામાં ભારે હોઈ ગુણ ધીમે ધીમે કરે છે.

---

## અલીચી.

एलानामामवातघ्नमम्लोष्णं गुरु रेचनम् ।
पक्कं स्वादु हिमं बल्यं वातपित्तविनाशनम् ॥ ६५ ॥

એકાફળ અર્થાત (લીચી) અલીચી આમવાયુ (મરડો) નો નાશ કરે છે, ખાટી, ગર્મ, ભારે, દસ્ત સાફ લાવનાર છે, પાકી અલીચી સ્વાદવાળી, ઠંડી અને બળને વધારનારી છે તથા વાત પિતનો નાશ કરે છે.

---

## આલુબુખાર.

आल्लूकमल्लूभल्लूकं भल्लू रक्तफलं तथा ।
आलूकं रसतः शीतं स्वाद्वम्लं वातपित्तकृत् ॥ ६६ ॥

આલ્લુક, અલ્લુ, ભલ્લુક, ભલ્લુ, રકતફળ (અલુચા) એ આલુબુખારનાં નામ છે, આલુબુખાર રસમાં ઠંડાં, સ્વાદવાળાં અને ખાટાં છે અને વાયુ અને પિતને કરવાવાળાં છે.

---

## અંજીર.

अञ्जीरं मज्जलं ज्ञेयं काकोदुम्बरिकाफलम् ।
अञ्जीरं शीतलं स्वादु गुरु पित्तास्रवातजित् ।
तस्मादन्यगुणं ज्ञेयमञ्जीरं लघु वा गुणैः ॥ ६७ ॥

અંજીર, મજ્જલ, કાકોદુમરીનુ ફળ એ નામ અંજીરનાં છે. અંજીર ઠંડાં, સ્વાદુ, ભારે અને પિતરક્ત તથા વાયુનો નાશ કરે છે, નાનાં અંજીર આનાથી જુદા ગુણવાળાં થાય છે, અર્થાત ઝાડામાં પીતકારક છે.

## અખરોટ.

आक्षोटको वैधूतफलं कन्दलाभः पृथुच्छदः ।
आक्षोटं मधुरं बल्यं गुरूष्णं वातहृत्सरम् ॥ ६८ ॥

આક્ષોટક, વૈધૃતફળ, કંદલાભ, પૃથુચ્છદ એ નામ અખરોટનાં છે. અખરોટ મીઠાં, બળ આપનાર, ભારે, ગર્મ અને વાયુનો નાશ કરવાવાળાં છે તથા ઝાડાને ખસેડનાર છે.

---

## પારેવત.

पालेवतं सितं पुष्पैस्तिन्दुकं च फलं स्मृतम् ।
अन्यं मानवकं ज्ञेयं महापालेवतं तथा ॥ ६९ ॥

પાલેવત, સિતપુષ્પ, તિંદુક ફળ એ નામ પાલેવતનાં છે, બીજાડો માનવક એ નામ મોટા પાલેવતનાં છે.

पालेवतं हिमं स्वादु गुरूष्णं वन्हिवातजित् ।
तद्वन्मानवकं हृद्यं तृष्णाघ्नाविष्टमम्लकम् ॥ ७० ॥

પાલેવત ઠંડો, સ્વાદવાળો, ભારે, ગર્મ, અગ્ની તથા વાયુનો નાશ કરનાર છે. એવીજ રીતે મોટો પાલેવત શરીરમાં બળ પુરે છે, શોષને મટાડે છે, મોની મોળને ટાળે છે, સ્વાદમાં ખાટો હોય છે.

---

## શેતુર.

तूतं तुदं ब्रह्मकोषं ब्राह्मण्यं ब्रह्मदारुच ।
तूतं गुरु हिमं पक्वं स्वादु पितानिलापहम् ॥ ७१ ॥

તૂત, તૂદ, બ્રહ્મકોષ, બ્રાહ્મણ્ય, બ્રહ્મદારૂ એ નામ શેતુરનાં છે, શેતુર ઠંડો અને પાકેલો સ્વાદવાળો અને ભારે છે; ગર્મ છે, અને વાતપિતનો નાશ કરે છે.

---

## ગાંગડ.

मङ्गेरुकं कर्कटकं कारकं मृगालिण्डकम् ।
तोदनं क्रन्दनं चान्यन्मृगविद्रसदशं तथा ॥ ७२ ॥

ગગેરૂક, કર્કટક, કારક, મૃગલિંડક એ નામ ગાંગડનાં છે, બીજી જાતનાનાં તોદન, કંદન, મૃગવિદ્રમદશ એ નામ છે.

गङ्गेरु रेचनं पक्कं गुरु वातास्रजिन्मतम् ।
तोदनं ग्राहि मधुरं वातपित्तहरं लघु ॥ ७२ ॥

ગાંગડ, ઝાડો સાફ લાવનાર અને પાકેલ ગાગડ ભારે અને વાયુનો નાશ કરે છે, શરીરમાં આરામ પેદા કરે છે, ઝાડાને કઠણ કરે છે, સ્વાદમાં મીઠાં, વાતપિતનો નાશ કરનાર અને હલકાં છે.

---

## તવર.

तुम्बरा टिन्त्रिकं साम्लमुष्णमामं तु पित्तलम् ।
कालायनफलैः पत्रैः केशराभैः समुद्रजैः ॥ ७३ ॥

તુંબર, હિત્રિક એ નામ તવરનાં છે, તે ગર્મ અને ખાટાં હોય છે, કાચાં તવર પિત્તકર્તા છે, સમુદ્રમાં પેદા થએલ કેશર સમાન કાન્તીવાળા એવાં ફળ અને પાંત સમાન છે.

---

## તવર વૃક્ષ.

वृक्षस्तुम्बरको ज्ञेयो भल्लातकसमो गुणैः ।
तुम्बरं कफजित्पाके कटूष्णं व्रणमेहकृत् ॥ ७४ ॥

તુંવર (તવર) નાં ઝાડ જાણવાં, એમાં ભિલામાના જેવા ગુણ છે, તે કફનો નાશ કરે છે, પાકમાં તીખાં, ગર્મ અને ઘાવ તથા પ્રમેહને ઉત્પન્ન કરે છે.

---

## બીજોરા.

बीजपूरो मातुलिङ्गः कुशरी फलपूरकः ।
बीजपूरफलं रुच्यं रसाम्लं दीपनं लघु ॥ ७५ ॥

બીજપૂર, માતુલિંગ, કુશરી, ફલપૂરક એ નામ બીજોરાનાં છે, તેનાં ફળ રૂચિને ઉપજાવે છે, રસમાં ખાટાં છે. અગ્નિને જગાડનાર છે તથા હલકાં છે.

**रक्तपित्तकरं कण्ठयं जिह्वाहृच्छोधनं परम् ।**
**तन्मांसं बृंहणं शीतं गुरु पित्तसमीरजित् ॥ ७६ ॥**

રક્તપિત કરે છે, કંઠને ફાયદાવાળાં છે; જીભ અને હૃદયને ફાયદો કરે છે ( સોધે છે ) તથા બીજોરાનો ગભ ધાતુને પુષ્ટ કરે છે, ઠંડો છે, ભારે છે, વાતપિતનો નાશ કરવાવાળો છે.

**केशरं लघु संग्राहि शुलगुल्मोदरापहम् ।**
**बीजमुष्णं कृमिश्लेष्मवातजिद्गर्भदं गुरु ॥ ७७ ॥**

બીજોરાના રેશા હલકા, ઝાડાને બાંધનાર તથા શૂળ, ગોળો પેટના રોગનો નાશ કરે છે, બીજોરાના બીજ ગર્મ અને કૃમિ, કફરસ, વાયુ એનો નાશ કરે છે; ભારે છે, ગર્ભ ધારણ કરાવે છે.

**तत्पुष्पं वातलं ग्राहि रक्तपित्तहरं लघु ।**
**शूलाजीर्णविबन्धेशु मन्दाग्नौ कफमारुते ।**
**अरुचौ श्वासकासेषु रसस्तस्योपदश्यते ॥ ७८ ॥**

બીજોરાનાં ફુલ વાયુકર્તા છે, ઝાડાને બાંધનાર અને રક્ત પીતનો નાશ કરનાર છે અને હલકાં છે. શૂળ, અજીર્ણ, બંધેજ, મંદાગ્નિ, કફ, વાયુ, અરૂચિ, શ્વાસ, ખાંસીમાં બીજોરાનો રસ આપવો ઉત્તમ છે.

---

## મીઠાં લીંબુ.

**मधुकर्कटिका स्वादुर्लुङ्गी घण्टालिका घटा ।**
**मधुकर्कटिका शीता रक्ता पित्तहरा गुरुः ।**
**तन्मूलं तु विषूचिघ्नं कर्णशोथविनाशनम् ॥ ७९ ॥**

મધુકર્કટિકા, સ્વાદુ, લુંગો, ઘંટાલિકા, ઘટા એ નામ મીઠા લીંબુનાં છે, મીઠા લીંબુ ઠંડાં છે, લાલ રંગનાં મીઠાં લીંબુ પિતનો નાશ કરે છે, ભારે છે, તેનાં મૂળ વિશુચિકા તથા કાનના સોજાનો નાશ કરે છે.

---

## નારંગી.

नारङ्गी नागरङ्गः स्याद्गोरक्षो योगसागरः ।
नारङ्गमम्लमत्युष्णं पित्तवातहरं सरम् ।
स्याद्वम्लमपरं हृद्यं दुर्जरं वातनाशनम् ॥ ८० ॥

નારંગી, નાગરંગ, ગોરક્ષ, યોગસાગર એ નારંગીનાં નામ છે નારંગી ખાટી, વધારે ગર્મ અને વાતપિતનો નાશ કરે છે તથા મળને ખસેડનાર અને સ્વાદુ છે, મંતરાં શરીરને બળ આપનાર પણ પચવામાં ભારે છે તથા વાયુનો નાશ કરે છે.

---

## જંભીરી લીંબૂ.

जम्बीरको दन्तसठो जम्भीरो जङ्गलो मतः ।
जम्बीरमम्लं शूलघ्नं गुरूष्णं कफवातजित् ।
आस्यवैरस्यहृत्पीडावह्निमान्द्यकृमीञ्जयेत् ॥ ८१ ॥

જંબીરક, દંતસઠ, જંભીર જંગલ એ નામ જંભીરી લીંબૂનાં છે, તે ખાટાં અને શૂળનો નાશ કરવાવાળાં છે, ભારે છે, ગર્મ છે, કફ, વાયુનો નાશ કરવાવાળાં અને મોઢાના લુખાપણાનો નાશ કરે છે, હૃદય પિડા, મંદાગ્નિ, કૃમીનો પણ નાશ કરે છે.

---

## અમ્લવેતસ.

अम्लोऽम्लवेतसश्चुक्रो वेतसः सरभेदकः ।
अम्लवेतसमत्युष्णं भेदनं लघु दीपनम् ।
हृद्रोगशूलगुल्मघ्नं पित्ततृट्कफदूषणम् ॥ ८२ ॥

અમ્લ, અમ્લવેતસ, ચુક્ર, વેતસ, શરભેદક એ નામ અમ્લવેતસનાં છે તે અતીશય ગર્મ અને ભેદન છે, હલકો છે, અગ્નિને પ્રદિપ્ત કરનાર તથા હૃદય રોગ, શૂળ, ગોળો એનો નાશ કરે છે, પિત તથા કફ, શોષનો નાશ કરવાવાળો છે.

---

## સારામ્લ.

**साराम्लकः सारगुलो रसालः सारपादपः ।**
**साराम्लकम्लवातघ्नं गुरु पित्तकफप्रदम् ॥ ८३ ॥**

સારામ્લક, સારગુલ, રસાલ, સારપાદપ, એ નામ સારામ્લનાં છે. સારામ્લ, આમ્લવાતનો નાશ કરે છે, તે ભારે અને પિત, કફને ઉત્પન્ન કરે છે.

---

## લીંબુ.

**निम्बूकं निम्बुकं राजनिम्बूकमपरं स्मृतम् ।**
**निम्बूकमम्लं वातघ्नं पाचनं दीपनं लघु ।**
**राजनिम्बूफलं स्वादु गुरु पितसमीरजित् ॥ ८४ ॥**

નિમ્બુક, નિંબુક, એ નામ લીંબુનાં છે, બીજાં રાજ નિંબુક નામનાં થાય છે, લીંબુ ખાટાં અને વાયુનો નાશ કરનાર છે તથા પચવામાં પાચક ગુણવાળાં અને અગ્નિને પ્રદિપ્ત કરનાર છે, હલકાં છે. રાજ લીંબુ મીઠાં અને ભારે છે, પિત અને વાયુનો નાશ કરનાર છે.

---

## કમરખ.

**कर्मरङ्गं नागफलं भव्यं पिच्छिलबीजकम् ।**
**कर्मरङ्गं हिमं ग्राहि स्वाद्वम्लं कफपित्तजित् ॥ ८५ ॥**

કર્મરંગ, (કકુદક) નાગફળ, ભવ્ય, પિચ્છલ બીજક, એ નામ કમરખનાં છે, કમરખ ઠંડી અને ઝાડાને બાંધનાર છે, સ્વાદ, ખાટી અને કફ, પિતનો નાશ કરે છે.

---

## આમલી.

**अम्लिका चुक्रिका चिञ्चा तिन्तिडी शुक्तिचक्रिका ।**
**आम्लकामा गुरुवातहरा पित्तकफास्त्रजित् ॥ ८६ ॥**

આમ્લિકા, ચુક્રિકા, ચિંચા, તિંતિડી, શુક્તિચંદ્રીકા એ નામ આમલીનાં છે, કાચી આમલી ભારે, વાયુનો નાશ કરનાર તથા પિત કફ, લોહીવીકારનો નાશ કરે છે.

पक्का तद्वत्सरा रुच्या वह्निबस्तिविशुद्धिकृत् ।
शुष्का त्हद्या श्रमभ्रान्तितृष्णाक्लमहरा लघुः ॥ ८७ ॥

પાકેલી આમલી ભારે, રૂચિકર, તથા અગ્નિ અને બસ્તિને સુધારે છે. સુકી આમલી શરીરને બળ આપે છે તથા થાક, ભ્રમ, શોષ, ગ્લાનિને પેદા કરે છે તથા હલકી છે.

तिन्तिडिकं तु वृक्षाम्लमम्लशाकोऽम्लपादपः ।
तिन्तिडीकं समीरघ्नमाममुष्णं परं गुरु ।
तत्पक्कं लघु संग्राहि ग्रहणीकफवातजित् ॥ ८८ ॥

તિંતડીક, વૃક્ષામ્લ, અમ્લશાક, અમ્લપાદપ એ નામ આમલીનાં છે, કાચી આમલી વાયુને હરનાર, ગર્મ અને ભારે છે, પાકી આમલી હલકી અને ઝાડાને કઠણ કરનાર છે તેમજ સંગ્રહણી, કફ, રસ, વાયુનો નાશ કરે છે.

## કરમદી.

करमर्दी सुषेणा स्यादन्या कृष्णफला मता ।
करमर्दी गुरूष्णाम्लं रक्तपित्तकफप्रदम् ।
तत्पक्कं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥ ८९ ॥

કરમર્દી, સુષેણા, કૃષ્ણફલા, એ નામ કરમદીનાં છે, કરમદી ભારે અને ગર્મ છે, ખાટી છે, રક્તપિત, કફને ઉપજાવનારી છે, પાકેલાં કરમદાં મીઠાં, રૂચિ ઉપજાવનાર, હલકાં, પિત અને વાયુનો નાશ કરનાર છે.

## વિકો.

विकंकतो मधुश्चाम्लः कषायः शीतलो जयेत् ।
बलासपित्तशोफास्रविकारान्कामलांस्तथा ॥ ९० ॥

**पाककालेऽतिमधुरो दाहं शोषं च नाशयेत् ।**
**दीपनः पाचनश्चैव व्रणलूताविनाशनः ॥ ९१ ॥**

વિકંકત, ( કટાઈ, કિંકણી ) એ નામ તિકાનાં છે, તે મીઠો, ખાટો, તુરો અને ઠંડા છે, તથા કફ, પિત, સોજા, લોહીવીકાર, ક્રમથી એનો નાશ કરે છે, પાકમાં ( પચવામાં ) મીઠો અને પાચન કરનાર છે તથા બળતરા, તરસ, ઘા, અર્શ એનો નાશ કરે છે.

---

## કાંઠી.

**कपित्थको दधिफलः कपित्थः सुरभिच्छदः ।**
**कपित्थमामं संग्राहि लघु दोषत्रयापहम् ॥ ९२ ॥**

કપિત્થક, દધિફળ, કપિત્થ, સુરભિચ્છદ, એ નામ કાંઠીનાં છે તેનાં ફળ કાચાં–ઝાડાને બાંધનાર (ગ્રાહી) હલકાં અને ત્રિદોષનો નાશ કરવાવાળાં છે.

**पक्कं गुरु तृषाहिक्काशमनं वातपित्तजित् ।**
**स्वाद्म्लं तुवरं कण्ठशोधनं ग्राहि दुर्जरम् ॥ ९३ ॥**

પાકાં ફળ (કાંઠાં) પચવામાં ભારે, દાહ અને હેડકીનો શમન કરે છે તથા વાયુ, પિતનો નાશ કરે છે, સ્વાદમાં ખટમધુરાં સ્વાદીષ્ટ, ખાટાં, તુરાં અને કંઠને શુદ્ધ કરે છે, ઝાડાને બાંધે છે તથા વધુ વખત એમને એમ રહી શકે છે. મતલબમાં જલદી બગડી જવા પામતાં નથી.

---

## કાંઠીનાં પાન.

**कपित्थपत्री फणिजा कुलजा जीवपत्रीका ।**
**कपित्थपत्री तीक्ष्णोष्णा कफमेहविषापहा ॥ ९४ ॥**

કપિત્થપત્રી, ફણિજા, કુલજા, જીવપત્રિકા એ નામ કાંઠીના પાનનાં છે, તે જલદ, ગર્મ, અને ઉધરસ, પ્રમેહ, ઝેર એનો નાશ કરે છે.

---

## અંબેડા.

**आम्रातकश्चाम्रवटः फली मादः फलः कपिः ।**
**आम्रातमामवातघ्नं गुरूष्णं रुचिकृत्सरम् ।**
**पक्वं स्वादु हिमं वृष्यं मरुत्पित्तक्षयास्रजित् ॥ ९५ ॥**

આમ્રાતક, આમ્રવટ, ફલી, મોદ, ફલ, કપિ એ નામ અંબેડાનાં છે, કાચો અંબેડો વાયુનો નાશ કરે છે, ભારે, ગર્મ, રૂચિકારક અને ઝાડાને ઊતારનાર છે, પાકો અંબેડો સ્વાદવાળો, ઠંડો અને ધાતુને ઘટ કરનાર છે, તથા વાત, પિત, ક્ષય, લોહીવીકારનો નાશ કરે છે.

---

## કલમી આંબા.

**राजाम्राहं काम्रनामा कामाह्वो राजपुत्रकः ।**
**राजाम्रं मधुरं शीतं ग्राहि पित्तकफापहम् ॥ ९६ ॥**

રાજઆમ્રાહ્વ, કામ્રનામ, કામાહ્વ, રાજપુત્રક એ નામ કલમી આંબાનાં છે. કલમી આંબો, મીઠો, ઠંડો, ઝાડાને બાંધનાર, પિત અને કફને હરનાર છે.

---

## પંચામ્લ.

**वृक्षाम्लं दाडिमीचिञ्चाकपित्थैश्चतुराम्लकम् ।**
**अम्लवेतसवृक्षाम्लं दाडिमो बदरः कचित् ।**
**बीजपुरयुतैरेतैः पञ्चाम्लमुदितं बुधैः ॥ ९७ ॥**

તિંતડીક, દાડમ, આંબલી, કોંઠી એ ચાર મળવાથી ચતુરામ્લ થાય છે, અમ્લવેતસ, તિંતડીક, દાડમ, બોર, કોંઠી એ પાંચ મળવાથી બુદ્ધિવાળા સિદ્ધ પુરૂષોએ તેને પંચામ્લ કહેલ છે.

---

## જંગલી આંબા.

**कोशाम्रको घनस्कन्धो जन्तुवृक्षश्च कोशकः ।**
**कोशाम्रः कुष्ठशोथास्रपित्तव्रणकफापहः ॥ ९८ ॥**

કોશામ્રક, ઘનસ્કંધ, જંતુવૃક્ષ, કોશક એ નામ જંગલી આંબાનાં છે, તે કોઢ, સોજા, રક્તપિત્ત, ઘાવ અને કફનો નાશ કરનાર છે.

तत्फलं ग्राहि वातघ्नमम्लोष्णं गुरु पित्तलम् ।
पक्वं तद्दीपनं रुच्यं लघूष्णं कफवातजित् ।
मज्जा पित्तसमीरघ्ना स्वादुर्बल्याऽग्निदीपना ॥ ९९ ॥

જંગલી આંબાનાં ફળ ઝાડાને બાંધે છે, વાયુનો નાશ કરે છે, તે ખાટા, ગર્મ, ભારે અને પિતકર્તા છે, પાકાં ફળ અગ્નિને જગાડે છે, રૂચિને ઉપજાવે છે, હલકા છે, ગર્મ છે, તથા કફ, વાયુનો નાશ કરે છે, એની ગોટી (ગોટલી) પિત્ત,, વાતનો નાશ કરે છે તથા સ્વાદુ છે, બળને આપનાર, અગ્નિને વધારનાર છે.

---

## સોપારી.

क्रमूकं क्रमुकं पुगं पूगीफलमुदाहृतम् ।
पूगं गुरु हिमं रूक्षं कषायं कफपित्तजित् ॥ १०० ॥

ક્રમુક. ક્રમુક, પૂગ, પૂગીફળ, એ નામ સોપારીનાં છે; સોપારી ભારે, ઠંડી, લુખી, તુરી, અને કફ, પિત્તનો નાશ કરનાર છે.

मोहनं दीपनं रुच्यमास्यवैरस्यनाशनम् ।
आर्द्रं तद्गुर्वभिष्यन्दि वह्निदृष्टिहरं परम् ॥ १०१ ॥

મોહ ઉપજાવનારી, અગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂચિને ઉપજાવનાર અને મોઢાનું નિરસપણું એનો નાશ કરે છે, કાચી સોપારી ભારે અને કફકર્તા છે તથા આંખના તેજને અને અગ્નિને મંદ કરે છે.

स्निग्धं त्रिदोषहृत्तत्स्यात्पक्वं शुष्कं तु वातलम् ।
पूगं स्याद्दृढमध्येष्टं तद्धि नानाविधं हिमम् ॥ १०२ ॥

પાકી ચિકણી સોપારી ત્રિદોષનો નાશ કરે છે તથા સુકી સોપારી વાયુકર્તા છે, તુરી સોપારી ઘણીજ સારી ગણાય છે, સોપારી બહુ જાતની થાય છે તે ઘણુ ભાગે ઠંડી હોય છે.

पाकदेशविभेदेन चिक्कणं सर्वदोषनुत् ।
कृमिकृत्पूगपुष्पं तु कषायं मधुरं गुरु ।
स्निग्धं त्रिदोषहृद्बल्यं तद्भेदांस्तद्गुणादिशेत् ॥ ३ ॥

પચવામાં તથા દોષને કાઢવામાં ચિકણી સોપારી સર્વે વાતે યોગ્ય છે, સોપારીનાં ફૂલ કૃમિ પેદા કરે છે, તુરાં છે, મીઠાં છે, તેમજ પચવામાં ભારે છે, ચિકણી સોપારી ત્રિદોષનાશક છે, તથા બળ આપનાર છે, ચિકણી સોપારીમાં ઘણા ભેદો છે અને તેમાં પણ તેવાજ ગુણ હોય છે.

---

## નાગરવેલ.

ताम्बूलवल्ली ताम्बूली नागिनी नागवल्लरी ।
ताम्बूलं विशदं रुच्यं तीक्ष्णोष्णं तुवरं सरम् ॥ ४ ॥

તાંમ્બૂલવલ્લી, તાંબૂલી, નાગિની, નાગવલ્લરી, તાંબૂલ એ નામ નાગરવેલનાં ( નાગર પાનનાં ) છે, નાગર પાન શરીરને તાકાત આપનારાં છે, રૂચિને ઉપજાવે છે તથા તીખાં, ગર્મ, તુરાં તથા ઝાડાને ઉતારનાર છે.

तिक्तक्षारोषणं बल्यं रक्तपित्तकरं लघु ।
कासश्लेष्मास्यदौर्गन्ध्यं मलवातश्रमापहम् ॥ ५ ॥

પાન કડવાં, ખારાં, તીખાં અને ગર્મ છે તથા બળ વધારનાર અને રક્તપિતને ઉપજાવે છે, ખાંસી કફ, મોઢાની દુરગંધ, ઝાડો, થાકનો નાશ કરે છે.

ताम्बूलं स्वर्णवर्णं क्रमुकफलयुतं साग्रमप्यगृहीतं
कर्पूरेणाण्डजाभ्यां कृतखादिरवटीमारभणानिचूर्णम् ।
चूर्णं ग्रीवानुज्ञातं शिशिरकिरणवत्प्रोज्ज्वलं तेन साकं
दत्त्वा विमाय पूर्वं तदनु नरपतिर्भक्षयेदाप्तदत्तम् ॥ ६ ॥

સોનાના રંગવાળા સોપારીના કકડાથી બનાવેલાં પાનનો આગલો ભાગ કાઢી નાંખેલ, કપૂર અને કસ્તુરીના સુગંધ આપેલ, કાથો ચોપડેલ અને ચુનો લગાવેલ ચંદ્રમાના પ્રકાશ જેવું કરેલ નાગરપાન

પહેલાં બ્રાહ્મણને આપી પછી યોગ્ય પુરૂષના હાથે બનાવેલું બીડું રાજા લોક ખાય તો તે ઉત્તમ ગણાય છે.

चूर्णं कफानिलहरं खादिरं कफपित्तजित् ।
संयोगतो दोषहरं सौमनस्यं करोति च ।
वैरस्यं हंति सौगन्ध्यकान्तिशोभाकरं परम् ॥ ७ ॥

ચુનો કફ અને વાયુને હરે છે, કાથો કફ અને પીતને હરે છે, એ બેઉ પાનમાં લગાવી ખાવાથી એ દોષને હરે છે અને મોઢાની શોભામાં વધારો કરે છે. મુખની દુર્ગંધને હરે છે તથા કાંન્તી અને શોભાનો વધારો કરે છે.

---

## ખાટી આંબલી.

घनास्निग्धा महाप्रांशुः प्रपुन्नाटसमच्छदा ।
सुगन्धमुला लवली पाण्डुः कोमलवल्कली ॥ ८ ॥

ઘનસ્નિગ્ધા, મહાપ્રાશુ, પ્રપુનાટ, સમચ્છદા, સુગંધમૂળા, લવલી, પાંડુ, કોમળ વલ્કલી એ નામ ખાટી આંબલીનાં છે.

लवल्याः फलमुद्दिष्टं श्यामं ज्योत्स्नाफलं तथा ॥ ९ ॥

શ્યામ, જ્યોત્સ્નાફળ એ નામ ખાટી આંબલીના ફળનાં નામ છે.

लवली फलमश्मार्शोवातापित्तहरं लघु ।
विशदं रोचनं रूक्षं हृद्यं पित्तकफापहम् ।
फलं तुल्यगुणं सर्वं मज्जानमपि निर्दिशेत् ॥ १० ॥

ખાટી આંબલીનાં ફળ પથરી, અર્શ, વાયુ, પિત્તનો નાશ કરે છે, તથા હલકાં છે, વિશદ છે, રૂચિ ઉપજાવનાર, લુખાં, હૃદયને ફાયદાકર્ત્તા છે તેનાં ફુલ તથા ફળના ગોળામાં પણ તેવાજ ગુણો હોય છે.

फलं हिमाग्निदुर्वातव्यालकीटादिदूषितम् ।

એનાં ફળ ખરાબ પવન, હીમ, દેવતા, સર્પ, કીડ વીગેરેથી દોષિત થાય છે. (ખરાબ)

•

अकालजातं नाश्नीयात्पाकातीतासारभूमिजम् ।
आमं दोषकरं प्रायः फलं बिल्वं विनाऽखिलम् ॥ ११ ॥

ઋતુ વગર બેઠેલ ફળ અને નબળી જમીનમાં ઉપજેલ ફળ કદી ખાવાં નહી, પુરાં પાકેલાં નહી એવાં કાચાં ફળ ખાવાથી રોગ થાય છે.

यस्ययस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।
तस्यतस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥ १२ ॥

જેવા જેવા ફળને ગર્ભ તેવા તેવા તેમાં ગુણ રહેલા છે,

व्याधितं कृमिदुष्टं च पाकातीतमकालजम् ।
वर्जनीय प्रयत्नेन सर्पागतमेव च ॥ ११३ ॥

इति मदनपालनिघण्टौ फलादिवर्गः षष्ठः ॥ ६ ॥

સડેલાં, કોહી ગએલ, જીવ પડેલા, બહુજ પાકી જઇ નરમ થઇ ગએલ મોસમ વગર બેઠેલાં, તુરતનાં પાકેલાં ફળ ખાવાને લાયક નથી.

આ મદનપાલનિઘંટ આયુર્વેદી વૈદ્ય પંચાનન પં૦ રામપ્રસાદ વૈદ્યે હીંદીમાં બનાવેલ તેની ગુજરાતી ટીકામાં ફળાદિ વર્ગ છઠો પુરો થયો.



राधापदाब्जे निपतन्विनोदी मानापनुत्यै जगदेकवन्द्यः ।
केनापि कामेन स गोपरूपी पायादपायात्पुरुषः पुराणः ॥१॥

રાધાકાને ઉપજેલા અભીમાનને દુર કરવાની ખાતર જેના ચરણ કમળમાં હમેશાં પડનારા આનંદયુક્ત આકૃતીવાળા, સંસારમાં ભજવાને લાયક એકજ કોઇ પણ ઇચ્છાવી ગોવાળ રૂપને ધારણ કરનારા પુરાણ પુરૂષોતમ અર્થાત ઇશ્વર અમારા નાશની રક્ષા કરો.

सर्वशाकेषु जीवन्ती श्रेष्ठा निम्नस्तु सर्षपः ।
शाकं चतुर्द्धा तत्पुष्पं छदकन्दफलैः स्मृतम् ॥ २ ॥

સરવે શાકોમાં જીવંતી ડોડી વધારે ઉત્તમ છે. તેમજ નળ-ળામાં નળળું અરસવનું શાક (ભાજી) હોય છે, ફળ, પાંદડાં, મુળ, ફુલ એમ ચાર પ્રકારનાં શાક થાય છે.

---

## કોળુ.

कूष्माण्डकी पुष्पफली पचनालिश्चतुर्विधः ।
कर्कारुरफला कन्दी स्यादारू राजकर्कटी ॥ ३ ॥

કુષ્માંડકી, પુષ્પફળી, પચનાલી, ચતુર્વિધ, કર્કટ, અફલા, કંદી, આરૂ, રાજકર્કટી એ નામ ભુરા કોળા અથવા કંટાળા કોળાનાં છે.

कूष्माण्डं बृहणं शीतं गुरु पित्तास्रवातजित् ।
बल्यं पित्तापहं शीतं मध्यमं कफकारकम् ॥ ४ ॥

ભુરૂ કોળુ ધાતુને વધારે છે, ઠંડુ છે, ભારે છે, રકતપિત અને વાયુનો નાશ કરે છે, બળ વધારે છે, તેમ પિત્તનો નાશ કરે છે, સાધારણ પાકેલ કોળુ ઠંડુ અને કફને ઉપજાવનાર છે.

पक्वं नातिहिमं स्वादु सक्षारं दीपनं लघुः ।
बस्तिशुद्धिकरं रेतोरोगदोषत्रयापहम् ॥ ५ ॥

પાકેલુ કોળુ વધારે ઠંડુ નથી પણ સાધારણ છે, ખારવાળુ છે, અગ્નિને જગાડે છે, હલકું છે, ઝાડાને સાફ લાવે છે તથા વીર્યના બગાડાને તથા ત્રિદોષનો નાશ કરે છે.

कूष्माण्डं नातिमधुरं वाताश्मरिकफापहम् ।
तन्मज्जा पित्ताग्निजननं सक्षारं श्लेष्मवातजित् ॥ ६ ॥

નાનું કોળુ ઠંડુ અને ઝાડાને કઠણ કરનાર છે, રકતપિતનો નાશ કરે છે, તથા ભારે છે, પાકેલ કોળુ અગ્નિને જગાડે છે, ખારવાળુ તથા કફ, વાતનો નાશ કરે છે.

---

## કાકડી.

कर्कटी लोमशी व्यालपत्रैर्वारुर्बृहत्फला ।
कर्कटी शीतला रूक्षा ग्राहिणी मधुरा गुरुः ॥ ७ ॥

કર્કટી, લોમશી, વ્યાલપત્રા, એર્વારૂ, બૃહત્ફલા એ નામ કાકડીનાં છે, કાકડી ઠંડી, લુખી, ઝાડાને બાંધે છે, મીઠી છે, અને પચવામાં ભારે છે.

---

## કલિંગડ ( તર્બુચ )

कालिङ्गं कृष्णबीजं स्यात्कलिङ्गं फलवर्तुलम् ।
कालिङ्गं ग्राहि हाक्पित्तशुक्रघ्नं शीतलं गुरु ।
पक्वं तु सोष्णं सक्षारं पित्तलं कफवातजित् ॥ ९ ॥

કલિંગ, કૃષ્ણબીજ, કલિંગ, ફલવર્તુલ એ નામ કલિંગડ અથવા તર્બૂચનાં છે, તે ઝાડાને બાંધનાર, આંખ્યના રોગ તેમજ પિત્ત વિકારનો નાશ કરે છે, ઠંડા અને પચવામાં ભારે છે, પાકેલ તર્બુચ ગરમ છે, ખારવાળાં છે અને પિત્તને ઉપજાવે છે, કફ અને વાયુને હણે છે.

---

## મીઠી નઇ.

तुम्बी मिष्टा महातुम्बी राजाऽलाबुरलाबुनी ।
मिष्टं तुम्बीफलं वृष्यं कफपित्तहरं गुरु ॥ १० ॥

તુંબી, મિષ્ટા, મહાતુંબી, રાજા, અલાબુ, અલાબુની એ નામ મીઠી તુંબડી અથવા મીઠી નઇનાં નામ છે. મીઠી તુંબીનાં ફળ ધાતુને ઘટ કરનાર છે, કફ અને પિત્તનો નાશ કરે છે તથા ભારે છે.

---

## કડવી નઇ.

कटुतुम्बी मिष्टफली राजपुत्री च दुग्धिनी ।
कटुतुम्बी हिमा हृद्या पित्तकासविषापहा ॥ ११ ॥

કટુતુંબી, મીષ્ટફળ, રાજપુત્રી, દુગ્ધિની એ નામ કડવી તુંબડી અથવા કડવી નઇનાં છે, કોઇ દુધિ પણ કહે છે, કડવી અને મીઠી

બે જાત થાય છે. કડવી નથી ઠંડી, શરીરને તાકાત આપનાર તથા પીત્ત, ખાંસી, ઝેરનો નાશ કરે છે.

—:o:—

## ખીરા ( તાંસળી )

त्रपुषं कण्टाकिलता सुधावासोऽपर कटुः ।
छर्दिपर्णी मूत्रफला पित्तकं हस्तिपर्णिनी ॥ १२ ॥

ત્રપુષ, કંટકિલતા, સુધાવાસ, કટુ, છર્દિપર્ણી, મૂત્રફળા, પિત્તક, હસ્તિપર્ણિની એ નામ તાંસલી અથવા ખીરાનાં છે.

त्रपुषं मूत्रलं शीतं रूक्षं पित्ताश्मकृच्छ्रनुत् ।
तत्पक्वमुष्णमम्लं स्यात्पित्तलं कफवातजित् ॥ १३ ॥

ખીરા મૂત્રને પેદા કરે છે, ઠંડો છે, લુખી છે, તથા પિત, પથરી, મૂત્રકૃચ્છનો નાશ કરે છે, પાકેલ ખીરા ગર્મ છે, ખાટી છે, પીતને ઉપજાવે છે તથા કફ અને વાયુનો નાશ કરે છે.

## ચીભડાં ( ફુટ )

चिर्भटं धेनदुग्धं स्याज्ज्ञेयं गोरक्षकर्कटी ।
चिर्भटं मधुरं रूक्षं गुरु पित्तकफापहम् ॥ १४ ॥

ચિર્ભટ, ધેનદુગ્ધ, ગોરક્ષકર્કટી, એ નામ ફુટ અથવા ચીભડાનાં છે. અર્થાત તેને કોઇ ગોરખ કાકડી પણ કહે છે, તે મીઠી છે, લુખી છે, ભારે છે તથા પિત અને કફનો નાશ કરે છે.

शीतं विष्टम्भि संग्राहि पक्वमुष्णं तु पित्तनुत् ॥ १५ ॥

ઠંડી છે, ઝાડાને કઠણ કરનાર, બંધકોશ કરનાર અને પાકેલ ફુટ ગર્મ અને પિતનો નાશ કરે છે.

## ખર્બૂચ રેતનાં ( ચીભડાં )

वालुक काण्डकं वालु तच्छीतं मधुरं गुरु ।
रक्तपित्तहरं भेदि लघूष्णं पक्वमम्लिकृत् ॥ १६ ॥

વાલુક, કાંડક, વાલુ એ નામ વાલુકનાં છે અર્થાત રેતીમાં થનારાં ખર્બુચનાં છે, તે ઠંડા અને મીઠાં છે, ભારે છે, રક્તપિતનો નાશ કરે છે, મળને ભેદનાર છે, હલકાં અને ગર્મ છે, પાકેલ ખર્બુચ અગ્નીને પ્રદિપ્ત કરનાર છે.

---

## શીર્ણવૃન્ત.

**शीर्णवृन्तं चित्रफलं विचित्रं पीतवर्णकम् ।**
**शीर्णवृन्तं लघु स्वादु भेद्युष्णं वह्निपित्तकृत् ॥ १७ ॥**

શીર્ણવૃત, ચિત્રફળ, વિચિત્ર, પિત્તવર્ણક, એ નામ શીર્ણવૃન્ત અથવા કલિંગડ ( તબુંચ ) ની એક જાતનાં છે. તે હલકાં, સ્વાદુ, ભેદન, ગર્મ અને અગ્નિ અને પીતને ઉપજાવનાર છે.

---:o:---

## તુરીયાં.

**कोशातकी शतच्छिद्रा जालिनी कृतवेधसा ।**
**मृदङ्गफलका ज्वेरा घोटाकी कर्कशच्छदा ॥ १८ ॥**

કોશાતકી, શતચ્છિદ્રા, જાલિની, કૃતવેધશા, મૃદંગફલકા, જવેરા, ઘોટાકી, કર્કશચ્છદા એ નામ તોરીયા ( તુરીયા ) નાં છે.

**कोशातकी लघुस्तिक्ता रूक्षाऽऽमाशयशोधनी ।**
**शोफपाण्डूदरप्लीहकुष्ठार्शःकफपित्तजित् ।**
**तत्फलं भेदनं शीतं लघु मेहत्रिदोषजित् ॥ १९ ॥**

તોરાઇ ( તુરીયાં ) હલકી છે, કડવી છે, લુખી છે, આમાશયને શુદ્ધ કરે છે, તથા સોજા, પાંડુ, ઉદરરોગ, બરોળ, કોડ, અર્શ, કફ તથા પિતનો નાશ કરે છે, તેનું ફળ ઝાડાને ઉખેડનાર ઠંડુ, અને હલકુ છે તેમજ પ્રમેહ અને ત્રિદોષનો નાશ કરે છે.

---

## ગલકાં.

राजकोशातकी मिष्टा महाजालिः सपीतका ।
राजकोशातकी शीता ज्वरघ्नी कफवातला ॥ २० ॥

રાજકોશાતકી, મિષ્ટા, મહાજાલિ, સપિતકા, એ નામ ગલકાનાં છે, તે ઠંડા, અને તાવનો નાશ કરનાર છે, પરંતુ કફ અને વાયુને ઉપજાવે છે.

---:o:---

## મોટાં ગલકાં.

महाकोशातकी त्वन्या हस्तिघोषा महाफला ।
महाकोशातकी स्निग्धा मिष्टा पित्तनिलापहा ॥ २१ ॥

મહાકોશતકી, હસ્તિઘોષા, મહાફળા એ નામ મોટાં ગલકાનાં છે, તે ચિકણાં અને મીઠાં છે, અને પિત અને વાયુનો નાશ કરવાવાળાં છે.

---

## રીંગણાં.

वृन्ताकी वार्तिकी वृत्ता भण्टाकी भण्टिका मता ।
वृन्ताकं स्वादु तीक्ष्णोष्णं कटुपाकं च पित्तलम् ॥ २२ ॥

વૃંતાકી, વાર્તિકી, વૃતા, ભંટાકી, ભંટિકા એ નામ રીંગણાંનાં છે, રીંગણાં સ્વાદુ, તેજ, ગરમ અને પાકમાં કડવાં છે, અને પિત્ત કર્તા છે.

कफवातहरं त्दद्यं दीपनं शुक्रलं लघु ।
ज्वरारोचककासघ्नं पक्वं तत्पित्तलं गुरुः ॥ २३ ॥

તે કફ અને વાયુનો નાશ કરે છે, તેમજ શરીરને બળ પુરનાર છે, જઠરાગ્નિને તેજ કરે છે, વીર્યને ઉપજાવે છે, હલકાં છે તેમજ તાવ અરૂચિ તથા ઉધરસનો નાશ કરે છે, પરંતુ પાકી ગયેલું રીંગણું પિત કર્તા અને પચવામાં ભારે હોય છે.

---:o:---

## ધોળાં રીંગણું.

अपरः श्वेतवार्त्ताकुः कुक्कुटाण्डफलोपमः ।

तस्माद्धीनगुणः किञ्चिदर्शसां च हितः स्मृतः ॥ २४ ॥

શ્વેત વાર્તાકુ, કુક્કુટાંડફ્ળોપમ એ નામ ધોળા રીંગણાનાં છે, આમાં રીંગણાના કરતાં ઓછા ગુણ છે. પણ તે અર્શવાળાને ફાયદો કરતા છે.

—:o:—

## મીઠાં ગોલાં ( ટીંડુરાં ).

बिम्बी रक्तफला गोला तुण्डी दन्तच्छदोपमा ।

बिम्बी वान्तिप्रदा हन्ति रक्तपित्तास्रकामलाः ॥ २५ ॥

બિંબી, રક્તફલા, ગોલા, તુંડી, દન્તચ્છદોપમા, એ નામ મીઠાં ગોલાં અથવા ટીંડુરાંનાં છે, તે છર્દી કરનારાં અને રક્તપિત્ત, લોહી-વિકાર, કમળાનો નાશ કરે છે.

तत्फलं शीतलं स्वादु गुरु पित्तास्रदाहजित् ।

स्तम्भनं लेखनं वातविबन्धाध्मानकारकम् ॥ २६ ॥

તેનાં ફળ ઠંડા, સ્વાદિષ્ટ, અને ભારે છે, પીતરક્ત અને દાહ (બળતરાનો નાશ કરે છે, સ્તંભનકર્તા અને દોષને ઉખેડનાર છે. પરંતુ વાયુ, બંધિજ આધ્માનને કરે છે.

—:o:—

## કારેલી.

कारवेलं कटिल्लं स्यादुग्रकाण्डं सुकाण्डकम् ।

कारवल्ली वारिवल्ली बृहद्वल्ल्यपरा स्मृता ॥ २७ ॥

કારવેલ્લ, કઠિલ્લ, ઉગ્રકાંડ, સુકાંડક, કારવલ્લિ, વારિવલ્લી, બૃહ-દ્વલ્લી એ નામ કારેલીનાં છે.

कारवेल्लं हिमं भेदि लघु तिक्तमवातलम् ।

पित्तास्रकामलापाण्डुकफमेहकृमीञ्जयेत् ॥ २८ ॥

કારેલાં, ઠંડા, મળને ખસેડનાર, હલકાં, કડવાં, વાયુને નહી કરવાવાળાં, રક્તપિત, કમળો, પાંડુ, કફ, પ્રમેહ, કૃમિનો નાશ કરે છે.

## કંકોડાં.

कर्कोटकी पीतपुष्पा महाजालिनिरुच्यते ।
बद्धत्कर्कोटकी पुष्पं किलासारुचिनाशनम् ॥ २९ ॥

કર્કોટકી, પીતપુષ્પા, મહાજાલિની એ નામ કંકોડીનાં છે, કંકોડાં, કિલાસ અને અરૂચિનો નાશ કરે છે, એ ગુણ તેના ફુલમાં છે.

---

## વાંઝણી કંકોડી.

वन्ध्याकर्कोटकी देवी नागारिर्विषकण्टका ।
वन्ध्या कर्कोटकी तिक्ता विषवीसर्पकासजित् ॥ ३० ॥

વન્ધ્યા કર્કોટકી, દેવી, નાગારિ, વિષકંટકા એ નામ વાંઝણી કંકોડીનાં છે, વાંઝણી કંકોડી કડવી છે, અને વિષ ( ઝેર ) રતવા, ઉધરસનો નાશ કરે છે.

---

## ડોડી.

डोडिका विषमुष्टिः स्याद्विषयष्टिः समुष्टिका ।
डोडिका कफपित्तार्शःकृमिगुल्मविषापहा ॥ ३१ ॥

ડોડિકા, વિષ મુષ્ટી, વિષયષ્ટિ, સમુષ્ટિકા એ નામ ડોડીનાં છે. ડોડી, કફ, પિત, અર્શ, કૃમિ, ગોળો, અને ઝેરનો નાશ કરે છે.

---

## કંટોલાં.

डिण्डिसो रोमशफलो तिन्दिसो मुनिनिर्मितः ।
डिण्डिसो वातलो रूक्षो मूत्रलोऽश्मरिभेदकः ॥ ३२ ॥

ડિંડિસ, રોમશફળ, તિન્દિશ, મુનિનિર્મિત, એ નામ કંટોલાંનાં છે. તે વાયુ કર્તા છે, લુખાં અને મુત્ર ઉપજાવે છે, તેમજ પથરીને ગાળે છે.

---

## કાળી વાલોળ.

कोलशिम्बी कृष्णफला षड्वसी करपादिका ।
कोलशिम्बी समीरघ्नो गुर्वामकफपित्तकृत् ॥ ३३ ॥

કોલશિંબી, કૃષ્ણફળા, ષડ્વસી, કરપાદિકા એ નામ કાળી વાલો-ળનાં છે, તે વાયુનો નાશ કરે છે તથા ભારે છે તેમજ મરડો, કફ, પિતને કરનાર છે.

---

## વાલોળ.

शिम्बी कुशिम्बी कुत्सास्रशिम्बी पुत्रकशिम्बिका ।
शिम्बी शीता गुरुर्बल्या श्लेष्मला वातपित्तजित् ॥ ३४ ॥

શિંબી, કુશિંબી, કુત્સા, અસ્રસિંબી, પુત્રકશિંબિકા એ નામ વાલોળનાં છે, તે ઠંડી, ભારે, બળ આપનાર, કફ કર્તા અને વાયુનો નાશ કરનાર છે.

---

## ચીલ (ભાજી).

वास्तुकः शाकपत्रः स्यात्कम्बीरस्तु प्रसादकः ।
वास्तुकः पाचनो रुच्यो लघुः शुक्रबलप्रदः ।
सरः प्लीहास्रपित्तार्शःकृमिदोषत्रयापहः ॥ ३५ ॥

વાસ્તુક, શાકપત્ર, કંબીર, પ્રસાદક એ નામ ચીલનાં છે, ચીલ પાચન, રૂચિકર, અને હલકો છે, વીર્ય અને બળને વધારે છે, ઝાડો કરનાર અને બરોળ, લોહીવિકાર, અર્શ, કૃમિ, ક્ષય એનો નાશ કરે છે.

---

## મીઠી ડોડી.

जीवन्तकः शाकवीरो रक्तनालः प्रणालकः ।
जीवन्तो वातकृत्क्षारः स्वादुपाकस्त्रिदोषनुत् ॥ ३६ ॥

જીવંતક, શાકવીર, રક્તનાળ, પ્રણાલક એ નામ જીવંતી ઉર્ફે મીઠી ડોડીનાં છે. તે વાયુ કર્તા અને સ્વાદમાં કંઇક ખારી છે પરંતુ પાકમાં સ્વાદિષ્ટ થાય છે, તે ત્રિદોષનો નાશ કરે છે.

## મોટો ચીલ.

चिल्ली बृहद्दला रक्ता चिल्लिका गौडवास्तुका ।
चिल्ली सरा लघुः शीता रुच्या मेध्याऽग्निदीपनी ।
बल्या रूक्षा हरेत्प्लीहरक्तदोषत्रयक्रिमीन् ॥ ३७ ॥

ચિલ્લી, બૃહદ્દલા, રક્તા, ચિલ્લિકા, ગૌડવાસ્તુકા એ નામ મોટા ચીલનાં છે, તે ઝાડો કરનાર, હલકો, ટાઢો, રૂચિકર, અને બુદ્ધિને વધારનાર છે, અગ્નિ પ્રદિપ્ત કરે છે, બળ વધારનાર, લુખો અને બરોળ, લોહીવિકાર, ત્રિદોષ, કૃમિ એઓનો નાશ કરવાવાળો છે.

## કલ્લીની ભાજી.

कालशाकं कालिका स्याच्चुञ्चुका चुञ्चकोऽपरः ।
कालशाकं सरं रुच्यं वातलं कफशोफजित् ॥ ३८ ॥

કાલશાક, કલિકા, ચુંચુકા, ચુચુક, એ નામ કલ્લીની ભાજીનાં છે, તે ઝાડો કરનાર, રૂચિને પેદા કરનાર, વાયુને ઉપજાવનાર, અને કફ, સોજાનો નાશ કરનાર છે.

पित्र्यं पवित्रमायुष्यं नीतिपित्तप्रकोपनम् ।
चंचुः शीता सरा रूक्षा स्वाद्वी दोषत्रयापहा ॥ ३९ ॥

એ પિતૃ કર્મમાં ઉત્તમ અને પવિત્ર ગણાય છે, આયુષ્યને વધારનાર અને પિત્તને સમાનતામાં રાખનાર, ટાઢી, ઝાડાને ખસેડનાર, લુખી, સ્વાદવાળી અને ત્રિદોષનો નાશ કરનાર છે.

## તાંદળજો.

तण्डुलीयो मेघनादः काण्डीरस्तण्डुलीयकः ।
विषघ्नः कवरोऽन्यः स्यान्मारीषो मार्षिकस्तथा ॥ ४० ॥

તંડુલીય, મેઘનાદ, કાંડીર, તંડુલીયક, વિષઘ્ન, કવર, મારીષ, માર્ષિક, એ નામ તાંદળજાનાં છે.

तण्डुलीयो लघुः शीतो रूक्षः पित्तकफास्रजित् ।
सृष्टमूत्रमलो रुच्यो दीपनो रक्तपित्तहा ॥ ४१ ॥

તાંદળજો, હલકો, શીતળ, લુખ્ખો અને પિત, કફ, લોહીવિકારનો નાશ કરે છે, મળ, મૂત્રને પેદા કરે છે, રૂચિકરતા અને અગ્નિને પ્રદિપ્ત કરનાર તેમજ રક્તપિતનો નાશ કરે છે.

---

## ફોગ

फोगो मरुद्भवः शृङ्गी सूक्ष्मपुष्पः शशादनः ।
फोगः संग्राहकः शीतो रक्तपित्तकफापहः ॥ ४२ ॥

ફોગ, મરૂદ્ભવ, શૃંગી, સૂક્ષ્મ પુષ્પ, શસાદન એ નામ ફોગના છે, ફોગ ઝાડાને બાંધનાર, ઠંડી, રક્તપિત અને ઉધરસનો નાશ કરે છે.

---

## ડાંભો.

मारिषो रेचनः शीतो गुरुर्मेदस्त्रिदोषजित् ॥ ४३ ॥

ડાંભો એ ઝાડાને ઉતારનાર, ઠંડો, ભારે અને મેદ વાયુ અને ત્રિદોષને હરનારો છે, આ ડાંભાની જાત લાલ અને ધોળી બે જાતની થાય છે.

---

## પરવળ.

पटोलः पाण्डुको जातीकलकः कर्कशच्छदः ।
राजीफलः पाण्डुफलो राजीमानमृताफलम् ॥ ४४ ॥

પટોળ, પાંડુક, જાતીફળ, કર્કશચ્છદ, રાજીફળ, પાંડુફળ, રાજીમાન, અમૃતાફળ એ નામ પરવળનાં છે.

तिक्तोत्तमा बीजगर्भाऽपरा राजपटोलिका ।
ज्योत्स्नी पटोलिका जाली नादेयी भूमिजम्बुका ॥ ४५ ॥

તિક્તોતમા, બીજગર્ભા, રાજપટોલીકા, જ્યોત્સ્ની, પટોલીકા, જાલી, નાદેયી, ભૂમિજંબુકા એ નામ પણ પરવળની બીજી જાતનાં છે.

पटोलं पाचनं हृद्यं वृष्यं लघ्वग्निदीपनम् ।
स्निग्धोष्णं हन्ति वातास्रज्वरदोषत्रयाक्रिमीन् ॥ ४६ ॥

પરવળ, પાચનકર્તા, તાકાત આપનાર, ધાતુને ગજબુત કરનાર, હલકા, અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર સ્નીગ્ધ ( ચીકટવાળાં ) ગર્મ, વાતરક્ત, તાવ, ત્રિદોષ, કૃમિ એનો નાશ કરે છે.

पत्रं पितहरं शीतं तस्य वल्ली कफा पहा ।
मूलं विरेचनं प्रोक्तं फलं दोष त्रयापहम् ॥ ४७ ॥

પરવળનાં પાંદડાં પિત્તનો નાશ કરનાર છે, તેમજ ઠંડાં અને પરવળના વેલા કફનો નાશ કરે છે, તેનાં મૂળ ઝાડો કરનાર અને તેનાં ફળ ત્રિદોષ હરનારાં છે.

---

## પંડોળાં

चन्चुदो वेश्म कुलोऽन्यः श्वेतराजी बृहत्फला ।
किञ्चिन्यून गुणस्तस्मां द्विशेषाच्छोपणो हितः ॥ ४८ ॥

ચંચુડ, વેશ્મકુલ, શ્વેતરાજી, બ્રહત્ફલા, એ નામ પંડોળાનાં છે, તેનામાં ગુણ પરવળથી કાંઇક ઓછા છે પરંતુ તેને મળતા છે, વધારામાં તે શોષક અને માફક આવનારાં છે.

---

## ટાંકો.

पालक्या वास्तुका कारा छुरिका चीरितच्छदा ।
पालक्या वातला शीता भेदिनी श्लेष्मला गुरुः ।
विष्टम्भिनी मदश्वास रक्त पित्त कफा पहा ॥ ४९ ॥

પાલક્યા, વાસ્તુકાકારા, છુરિકા, ચિરિતચ્છદા, એ નામ ટાંકાનાં છે, તે ઠંડો, વાયુકર્તા, ઝાડાને ઉતારનાર અને કફકર્તા છે, ભારે છે, વિષ્ટંભકર્તા તથા મદ, શ્વાસ, રક્તપિત્ત, કફનો નાશ કરનાર છે.

---

## પોઇ.

पोतकी पोतका प्रोक्ता मत्स्या काली सुरङ्गिका ।

पोतकी शीतला स्निग्धा श्लेष्मला वातपित जित् ॥५०॥

પોતકી, પોતકા, મત્સ્યા, કાલી, સુરંગિકા, એ નામ પોઇનાં છે. પોઇ ઠંડી, ચિકણી, કફને કરવાવાળી, અને વાતપિત્તને જીતનાર છે.

अकण्ठया पिच्छला निद्रा शुक्रदा रक्तपितनुत् ।

प्रोतक्या पोदिका दिव्या शुक्रदा रक्तपित जित् ॥५१॥

ગળાને અહિત છે, પિચ્છિલ છે, ઉંઘ લાવે છે, વીર્યને ઉપજાવે છે તથા રક્તપિત્તનો નાશ કરે છે, પોતક્યા, પોદિકા, દીવ્યા એ નામ બીજી જાતના પોઇનાં છે, તે ધાતુને વધારે છે તેમજ રક્તપિત્તનો નાશ કરનાર છે.

---

## લોણી.

लोणी कोक्ता बृहच्छोटी कुटिरस्तु कुटिन्जरः ।

दुन्दुरः स्याद्गुडीरीकः पिण्डी पिण्डीतकस्तथा ॥५२॥

લોણિકા, બ્રહચ્છોટી, કુટિર, કુટિંજર, દુંદુર, ગુડીરિક, પિન્ડી, પિન્ડીતક એ નામ લોણીનાં છે.

लोणी रूक्षा गुरुः शीता सरा विष्टम्भिनी पटुः ।

दोषला मधूरा पाके तद्वत्कुठीरद्वद्गुरुः ।

लोणिका वातला श्वास कास श्लेष्म विषापहा ॥५३॥

લોણી, લુખી, ભારે, ઠંડી, સારક, વિષ્ટંભકર્તા, તે દોષકર્તા અને પાકમાં મીઠી છે, તે હ્રદય રોગનો નાશ કરે છે તથા ભારે છે. વાયુને ઉપજાવે છે, તેમજ દમ, ખાંસી, કફ, ઝેર એનો નાશ કરે છે.

---

## કુરમદાં.

सुषेणस्तु स्वस्तिकः स्यादुलद स्तिल पर्णिका ।

सुनिषण्णो हिमोग्राहि मेददोष त्रयापहः ॥५४॥

સુષેણ, સ્વસ્તિક, બગદ, તિલપર્ણિકા, સુનિષણ્ણા એ નામ કરમદાનાં છે, તે ઠંડાં, ઝાડાને બાંધનાર, અને પ્રમેહ તથા ત્રિદોષને હરનાર છે.

---

## તિલપર્ણી.

तिल पर्णी हिमा रुच्या ग्राहणी कफ पित जित ॥५५॥

તિલપર્ણી-ઠંડી, રૂચિકર, ઝાડાને બાંધનાર અને કફ પિતને હરનાર છે.

---

## કોથમી (ધાણા.)

सूक्ष्म पत्र स्तीक्ष्णशाको वनुःपुपः सुबोधकः ।

चौरकः कफवातघ्न सुतीक्ष्णो नाति पितलः ॥५६॥

સૂક્ષ્મપત્ર, તીક્ષ્ણશાક, ધનુઃપુષ્પ, સુબોધક, ચૌરક એ નામ કોથમીનાં છે, તે કફ, વાયુનો નાશ કરે છે, બહુજ ગરમ છે તેમજ વધારે પિત્તને કરતી નથી.

---

## ટુંટુક.

टुटुको चिटपोरुक्षः स्वरपत्र स्त्वरण्डजः ।

टुण्टुको वातलो रूक्षो विष्टम्भी कफनाशनः ॥५७॥

ટુંટુક. વિટપ, રૂક્ષ, સ્વરપત્ર, અરંડજ એ નામ ટુંટુકનાં છે, તે વાતકર્તા, લુખો, વિષ્ટંભકર્તા અને કફને હરનાર છે.

---

## વલ્લી.

घनागमभवा वल्ली प्रसिद्धो नाम बस्तिजः ।

घनागमे त्रिदोषघ्नो तत्पुष्पं मधुरं सरम् ।

फलं तस्य सरं वृष्यमामं मिष्टं तु वातलम् ॥ ५८ ॥

મનગમભવા, વલ્લી, પ્રસિદ્ધ, બસ્તિજ એ નામ વલ્લીનાં છે, તે ત્રિદોષનો નાશ કરનાર, તેનાં ફળ મીઠાં અને સારક છે, તથા ફળ સારક અને ધાતુને કઠણ કરનાર છે. કાચાં ફળ મીઠાં સ્વાદીષ્ટ અને વાયુ કરનારાં છે, તે વરસાદમાં થાય છે, તેને કોઇ વસિવાસી પણ કહે છે.

---

## શીતવાર.

**शीतवारः कुरण्डी स्यान्नाडी तु नालिका मता ।**
**शीतवारः सरो वृष्यः शोफघ्नो वातपित्तलः ॥ ५९ ॥**

સીતવાર, કુરંડી એ નામ કુરંડનાં છે, નાડી, નલિકા એ નામ નાલિકાનાં છે, કુરંડ સારક છે, હલકો છે અને ધાતુને કઠણ કરે છે, સોજાને દૂર કરે છે તથા વાયુ અને પિત્તને ઉપજાવે છે.

**नाडी सरा लघुः शीता पित्तनुत्कफवातला ॥ ६० ॥**

નાલિકાનું શાક સારક, હલકુ, ઠંડુ અને પીતનો નાશ કરે છે. કફ અને વાયુને ઉપજાવે છે, તે પાણીવાળી જગોએ થાય છે. કોઈ તેને નાળાના નામથી ઓળખે છે.

---

## સરસવની ભાજી.

**सार्षपं सर्षपोद्भूत कौसुम्भं कुक्कुमोद्भवम् ।**
**सार्षपं बद्धविण्मूत्रं गुरूष्णं वा त्रिदोषनुत् ।**
**कौसुम्भं स्वादु रूक्षोष्णं कफजित्पित्तलं लघु ॥ ६१ ॥**

સાર્ષપ, સર્ષ પોદ્ભૂત એ નામ સરસવની ભાજીનાં છે, કોસુંભ, કુંકુંમોદ્ભવ એ નામ કુસંબીની ભાજીનાં નામ છે. સરસવની ભાજી, ઝાડો પેસાબ બંધ કરે છે, ભારે છે, ગર્મ છે, ત્રિદોષને ઉપજાવે છે, એકંદર તે ખાવાને લાયક નથી. કોસંબીની ભાજી સ્વાદીષ્ટ, લુખી, ગર્મ અને કફને દુર કરનાર છે પણ પિત કર્તા અને હલકી છે.

---

## ચણાની ભાજી.

चणकं शाकमुदिष्टं दुर्जरं कफवातनुत् ।
कलायशाकं भेदि स्याल्लघु पित्तकफापहम् ॥ ६२ ॥

ચણકશાક એ નામ ચણાની ભાજીનું છે, ચણાનું શાક પચતાં વાર લાગે છે, તે કફ અને વાયુને કરનાર છે, કલાય એ મટર (વટાણા) નું નામ છે, તેનું શાક મળને ઉતારનાર, હલકું અને પિત્ત, કફનો નાશ કરે છે.

---

## ખાટી લોણી.

चाङ्गेरी त्वाम्लिका चुक्रा क्षुद्राम्लिका चतुश्छदा ।
चाङ्गेरी दीपनी रुच्या लघूष्णा कफवातजित् ।
सपित्तला ग्रहण्यर्शःकुष्ठातीसारनाशिनी ॥ ६३ ॥

ચાંગેરી, આમ્લિકા, ચુક્રા, ક્ષુદ્રામ્લિકા, ચતુશ્છદા એ નામ ખાટી લોણીનાં છે, તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂચિને ઉપજાવનાર, હલકી, ગર્મ અને કફ, વાતનો નાશ કરવાવાળી છે, પરંતુ પિત્તને ઉપજાવે છે તથા સંગ્રહણી, અર્શ, ઝાડો, મરડો, કોઢનો નાશ કરે છે.

---

## કાસુંદરો.

कासमर्दः कर्कशः स्याज्जरणोऽगजरस्तथा ।
कासमर्दो लघुः कण्ठ्यः कासदोषविषास्रजित् ॥ ६४ ॥

કાસમર્દ, કર્કશ, જરણ, અગજર એ નામ કાસુંદરાનાં છે, કાસુંદરો, હલકો કંઠને ફાયદાવાળો તથા ખાંસી, ત્રિદોષ, વિષ, રક્તવિકારનો નાશ કરે છે.

---

## ગાજર.

गृञ्जनः कटुकस्तीक्ष्णस्तिक्तोष्णो दीपनो लघुः ।
संग्राही रक्तपित्तार्शोग्रहणीकफवातजित् ॥ ६५ ॥

ગાજર, તુરા, તેજ, કડવાં, ગર્મ અને જઠરાને પ્રદિપ્ત કરનાર છે, ઝાડાને બાંધે છે, હલકાં છે, તેમજ રક્તપિત્ત, અર્શ, ગ્રહણી રોગ, કફ વાતને નાશ કરે છે.

---

## મુળા.

मूलकं हस्तिदन्तं च बालमूलं कफान्तकम् ।
मूलकं वातलं रुच्यं स्वर्योष्णं पाचनं लघु ॥ ६६ ॥

મૂલક, હસ્તિદંત, બાલમૂલ, કફાંતક એ નામ મૂળાનાં છે, મુળો વાયુકર્તા, રૂચિકર, કંઠને ફાયદાવાળો, ગર્મ, પાચનકર્તા, અને હલકો છે.

हन्ति त्रिदोषजं श्वासगदाक्षिगलपीनसम् ।
स्निग्धसिद्धं तदेव स्याद्दोषत्रयविनाशनम् ॥ ६७ ॥

મૂળો, ત્રિદોષથી થએલા ઉપદ્રવો, શ્વાસ, આંખના રોગ, કંઠમાળ, પીનસને નાશ કરે છે, ઘીમાં પકાવેલ મૂળાનું શાક ત્રણે દોષને નાશ કરે છે.

शुष्कं तद्धि विशोथघ्नं लघु दोषत्रयापहम् ।
तत्पुष्पं श्लेष्मपित्तघ्नं फलं वातकफापहम् ॥ ६८ ॥

સુકો મૂળો સોજાને દુર કરે છે, હલકો છે, અને ત્રિદોષને નાશ કરે છે. મૂળાનાં ફુલ, કફ પિત્તને નાશ કરનાર છે, અને તેનાં ફળ, વાયુ અને કફને નાશ કરે છે.

---

## કયડો.

करीरको गूढपत्रः ककचो ग्रन्थिलो मतः ।
करीरः कटुको भेदी तीक्ष्णोष्णः कफवातजित् ॥ ६९ ॥

કરીરક, ગૂઢપત્ર, કકચ, ગ્રંથિલ એ નામ કયડાનાં છે, તે તુરો, ઝાડાને ઉતારનાર, તેજ, ગર્મ અને કફવાતને નાશ કરનાર છે.

व्रणशोथविषार्शोघ्नस्तत्पुष्पं कफपित्तजित् ।
फलं ग्राहि कषायोष्णं मधुरं श्लेष्मपित्तकृत् ॥ ७० ॥

કચડો, ઘાવ, સોજા, ઝેર, અર્શનો નાશ કરે છે, તેનાં ફુલ, કફ, પિતનો નાશ કરે છે, તેનાં ફળ ઝાડાને કઠણ કરનાર, તુરાં, ગર્મ, મીઠાં અને કફપિતને કરનારાં છે.

---

## સરગવો.

शिग्रु सौभाञ्जनः कृष्णगन्धः स्याद्बहुलच्छदः ।
रक्तोऽन्या मधुशिग्रुस्तु श्वेतोऽन्यो हरितच्छदः ॥ ७१ ॥

શિગ્રુ, સૌભાંજન, કૃષ્ણ ગંધ, બહુલચ્છદ, એ નામ સરગવાનાં છે, બીજો લાલ સરગવો અને તીજો મધુશિગ્ર, હરિતચ્છદ એ નામવાળો ધોળો સરગવો થાય છે.

सौभांजनभवंबीजं तीक्ष्णोष्णं चक्षुषे हितम् ।
शिग्रुस्तीक्ष्णो लघुर्ग्राही वह्निदः कफवातजित् ।
तीक्ष्णोष्णो विद्रधिप्लीहव्रणघ्नो रक्तपित्तकृत् ॥ ७२ ॥

સરગવાનાં બીજ તીખાં અને ગર્મ છે અને તે આંખોને ફાયદો કર્તા છે. સરગવો, તેજ, હલકો, ઝાડાને બાંધનાર, અગ્નિ પ્રદિપ્ત કરનાર, કફ વાયુનો નાશ કરનાર, ગર્મ અને વિદ્રધિ, બરોળ, ઘાવનો નાશ કરે છે તથા રક્તપિતને પેદા કરે છે.

मधुशिग्रुर्गुणैस्तद्वद्विशेषाद्दीपनः सरः ।
तत्पुष्पं लघु संग्राहि वातलं कफशोथजित् ।
फलं ग्राहि कषायोष्णं मधुरं श्लेष्मपित्तल्दत् ॥ ७३ ॥

મીઠા સરગવામાં પણ એવાજ ગુણ છે પણ વધારામાં તે દીપન, અને ઝાડો ઉતારનાર છે. મીઠા સરગવાનાં ફુલ હલકાં, ઝાડાને બાંધનાર, વાયુને કરનાર છે, કફ અને સોજાને દુર કરે છે. મીઠા સરગવાનાં ફળ ઝાડાને બાંધનાર, તુરાં, ગર્મ, મીઠાં, અને કફ પિત્તનો નાશ કરે છે.

---

## લસણુ.

**लशुनः स्यादुग्र गन्धी यवनेष्टो रसोनकः**
**गृञ्जनोऽन्यो महाकन्दो जर्जरो दीर्घपत्रकः ॥ ७४ ॥**

લશુન, ઉગ્રગંધી, યવનેષ્ટ, રસોનક, ગૃંજન, મહાકંદ, જર્જર, દીર્ઘ પત્રક એ નામ લસણુનાં છે.

**लशुनो बृंहणो वृष्यः स्निग्धोष्णः पाचनःसरः ।**
**भग्न संधानकृत्केश्यो गुरुः पितास्र बुद्धिदः ॥ ७५ ॥**

લસણુ ધાતુને પુષ્ટ કરે છે. વીર્યને વધારે છે, ચીકટવાળું છે. ગર્મ છે, પાચનકર્તા તથા મળને ખસેડનાર છે, ભાગેલા ભાગને સાંધે છે, બલને વધારનાર, ભારે, પિત્તરક્ત કરે છે અને બુદ્ધિને આપનાર છે.

**रसायनं कफश्वास कास गुल्म ज्वरारुचीः ।**
**हन्तिशोथ प्रमेहार्शः कुष्ठ शुला निल क्रिमीन् ।**
**तत्पत्रं मधुरं क्षारं नालो मधुर पितलः ॥ ७६ ॥**

લસણુ રસાયન છે, વૃદ્ધાવસ્થાનો નાશ કરે છે તથા કફ, શ્વાસ ખાંસી, ગોળો, તાવ, અરૂચિ, સોજા, પ્રમેહ, અર્શ કોડ, શુળ, વાયુ, કૃમિ એનો નાશ કરે છે. લસણુનાં પાન મીઠાં અને ખારાં છે, લસણુની નળી મીઠી અને પિતને ઉત્પન્ન કરે છે.

---

## ડુંગળી.

**पलाण्डु र्धवलाख्यश्च दुर्गन्धो मुख दूषकः ।**
**पलाण्डुस्तद्गुणैस्तुल्यः कफकृन्नाति पित्तलः ।**
**अनुष्णः केवलंवातं स्वादुः पाके रसाश्चयेत् ॥ ७७ ॥**

પલાંડુ, ધવ લાખ્ય, દુર્ગંધ, મુખદૂષક એ નામ ડુંગળીનાં છે, ડુંગળીમાં લસણુના ગુણુ છે પરંતુ કફકર્તા છે અત્યંત પિત્ત કરતી નથી તે ગર્મ નથી કેવળ વાયુને અને રસોને જીતે છે તથા પાકમાં સ્વાદવાળી છે.

---

## ગાજર.

गृञ्जनः पित्तलोग्राही तीक्ष्णोऽर्शो रोगनाशनः ॥ ७८ ॥

ગૃંજન, અર્થાત ગાજર, પિત્તકર્તા, ઝાડાને બાંધનાર, તેજ અને અર્શનો નાશ કરે છે.

---

## સુરણ.

सूरणः कन्दलः कन्दो गुदामय हरोऽपरः ।
वल्लकन्दः सुरेंद्रः स्याद्रन्याश्चित्र कन्दकः ॥ ७९ ॥

સુરણ, કંદલ, કન્દ, ગુદામયહર એ નામ સુરણનાં છે, બીજું, વલ્લકન્દ, સુરેન્દ, તીક્ષ્ણ, જંગલી ચિત્ર કન્દક નામનું થાય છે.

सूरणो दीपनो रुक्षः कषायः कटुकण्डुकृत् ।
विष्टम्भी विशदोरुच्यः कफार्शः कृन्तनो लघुः ॥ ८० ॥
नालं सुरणकं रुच्यं कफ वात हर लघु ।
अर्शसांतु विशेषेण हितं कामाग्नि दीपनम् ॥ ८१ ॥
सुरणो दीपनो रुक्षो कफार्शःकृन्तनो लघुः ।
तद्वद्वन्यो वज्रकन्दः कफघ्नः पितरक्त कृत् ॥ ८२ ॥

સુરણ, અગ્નિને પ્રદિપ્ત કરે છે, લુખાં, તુરાં, જરાક કડવાં, ખરજવાળાં, મળને કઠણ કરનાર, મસરનાર, રૂચિ ઉપજાવનાર અને કફ અર્શનો નાશ કરે છે. તથા હલકા છે, સુરણની ડાંડી રૂચિકર્તા કફવાતનો નાશ કરનાર અને હલકી છે. પરંતુ પથારામાં અર્શનો નાશ કરી અગ્નિ પ્રદિપ્ત કરે છે. જંગલી સુરણમાં પણ એવાજ ગુણ છે તેને વજકંદ પણ કહે છે તેનામાં વધારે ગુણ માત્ર કફનો નાશ કરવાનો છે પરંતુ પિત્તને ઉત્પન્ન કરે છે.

---

## ભારાસાંકલ.

अस्थि श्रृंखलिका वज्री ग्रन्थि मानस्थि संहतिः ।
अस्थि श्रृंखलिका वृष्या श्लेष्मला मधुरा हिमा ।
अस्थि सन्धान कृद्वलया पित्तरक्ता निलपहा ॥ ८३ ॥

અસ્થિ સંખલિકા, વજ્રી, ગ્રંથિમાન, અસ્થિ સંહતિ, એ નામ ભારાસાંકળનાં છે, તે વીર્યને વધારે છે તથા કફને પેદા કરે છે, મીઠી, ઠંડી અને હાડકાંને જોડનાર છે, બળ આપનાર તથા પિત્ત, લોહીવિકાર, વાયુનો નાશ કરે છે.

---

## ડુકરકંદ.

वाराही मागधी गृष्टिस्तत्कन्दः सौकरः किटिः ।
सौकरः पित्तलो वर्ण्यः स्वादुस्तिक्तो रसायनः ।
आयुः शुक्राग्नि कृन्मेह कफ कुष्ठानिला पहः ॥ ८४ ॥

વારાહી, માગધી, ગૃષ્ટિ, વારાહીકંદ, સૌકર, કિટિ એ નામ ડુકરકંદ અથવા વારાહીકંદનાં છે, તે પિતકર્તા, શરીરની સુંદરતા વધારે, સ્વાદીષ્ટ, કડવાં અને વૃદ્ધાવસ્થાને દૂર કરનાર છે અને વીર્ય, આયુષ્ય, જઠરાગ્નિને વધારનાર છે તથા પ્રમેહ, કફ, કોઢ, વાયુનો નાશ કરે છે.

---

## મુસલી.

मुसली तालपत्रि स्यात्खलिनी तालमूलिका ।
मुसली बृंहणी बल्या वीर्योष्णार्शो निलापहा ॥ ८५ ॥

મુસલી, તાલપત્રી, ખલિની, તાલમૂલિકા એ નામ મુસળીનાં છે. તે ધાતુને કઠણ કરનાર, બળ આપનાર, વીર્યને ગર્મ બનાવનાર, અર્શ અને વાયુનો નાશ કરવાવાળી છે.

---

## કંચુકી.

कंचुका पीलुनी पीलुः फेलुका दलशालिनी ।
कंचुकं वातलं ग्राहिदीपनं कफपित्तनुत् ॥ ८६ ॥

કંચુકા, પીલુની, પીલુ, ફેલુકા, દલશાલીની એ નામ કંચુકનાં છે, કંચુક વાયુ ઉપજાવે છે, ઝાડાને બાંધે છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે અને પિતનો નાશ કરે છે.

---

## ખીલાડા છત્રી (ખીલાડાનીબરી)

**भूच्छत्रं पृथिवी कन्दः शिलीघ्रं बलकंमतम् ।**
**भूच्छत्रं शीतलं बल्यं गुरु भेदित्रिदोषजित् ॥ ८७ ॥**

ભૂચ્છત્ર, પૃથિવીકંદ, શિલીધ્ર, બલક એ નામ ખીલાડા છત્રીનાં છે, તે ચોમાશામાં થાય છે, તે ઠંડી, બળ આપનાર, ભારે, ઝાડાને ખસેડનાર અને ત્રિદોષનો નાશ કરે છે.

---

## સ્થુલકંદ, માનકંદ.

**स्थूल कन्दो ग्राम कन्दो मानकन्दो महाच्छदः ।**
**स्थूल कन्दो गुरुः श्लेष्म वातल पित्त शोथजित् ।**
**मानकः शीतलः स्वादुः पित्तरक्तहरो गुरूः ॥ ८८ ॥**

સ્થૂલકંદ, આમકંદ, માનકંદ, મહાચ્છદ એ નામ સ્થુલકંદ, માનકંદનાં છે, તે ભારે અને કફવાતને ઉપજાવે છે, પિત્ત અને શોજાનો નાશ કરે છે, માનકંદ ઠંડુ, સ્વાદવાળુ અને પિત્તનો નાશ કરે છે તથા ભારે છે.

---

## શિગોડાં.

**कसेरूकं स्वल्पकंन्द बृहद्राजं कसेरुजम् ।**
**शृङ्गटो जलकन्दः स्या त्रिकोण स्त्रि कटु स्मृतः ॥ ८९ ॥**

કસેરૂક, સ્વલ્પકંદ, બૃહ-દ્રાજ, કસેરૂજ, એ નામ શિગોડાનાં છે, શ્રૃગાર, જલકંદ ત્રિકોણ, ત્રિકટુ એ નામ પાણીના શિગોડાનાં છે.

**कसेरुकं हिमं स्वादु गुरु पितास्र दाहजित् ।**
**ग्राहि पित्ता निलश्लेष्मदं शृङ्गाटकंतथा ॥ ९० ॥**

પહેલી ઝાતનાં શિગોડાં, ઠંડાં, સ્વાદિષ્ટ, ભારે રક્તપીત અને દાહને ટાળનારાં છે, અને જળ શિગોડાં ઝાડાને કઠણ કરનાર અને પિત્ત, વાયુ, કફને ઉપજાવે છે.

---

## રતાળુ, પિન્ડુાળુ.

पिण्डालुकं वृष्यगन्धो मध्वालुः रोमशम् ।
शङ्खालु श्चित्रसङ्काशः काष्ठालुः स्वल्प काष्टकम् ॥ ९१ ॥

પિંડાલુક, વૃષ્યગન્ધ, મદ્વાળુ, રોમશ, શંખાલુ, ચિત્રશંકાશ, કાષ્ટાલુ, સ્વલ્પકાષ્ટક.

हस्तालुकं महाकाष्ठं रक्त कन्दं महाफलम् ।
आलुकं शीतलं सद्यो विष्टम्भि मधुरंसरम् ॥ ९२ ॥

હસ્તાલુક, મહાકાષ્ટ, રક્તકંદ, મહાફળ, એ નામ રતાળુ, પીંડાળુનાં છે, તે ઠંડાં તાત્કાળીક ઝાડાને રોકનાર, મીઠાં અને સારક છે.

सूक्ष्मं मूत्रमयं रूक्षं दुर्जरं रक्त पित्तनुत् ।
कफानिलकरं बल्यं वृष्यं स्तन्य विवर्धनम् ॥ ९३ ॥

હલકાં, મૂત્રલ, લુખ્ખાં, પચવામાં વાર લાગે છે, રક્ત પિત્તનો નાશ કરે છે તથા કફ વાયુનો નાશ કરે છે, બળ આપે છે, ધાતુને વધારે છે, અને દુધને વધારે છે.

पिण्डालुकम भिष्यन्दि तिक्तोष्णं दोषलं गुरु ।
मध्वालुकं पित्तकरं कटु पाके कफा पहम् ॥ ९४ ॥

પિંડાળુ કફ કરે છે, કડવા છે, ગર્મ છે, દોષને કોપાવે છે અને ભારે છે મદ્વાળુ પિત્ત કરતા, પાકમાં તુરાં અને કફનો નાશ કરે છે.

---

## કેયૂર.

केयूरं स्वल्प विटपं कन्दलः स्वादुकन्दलः ।
केयूरं शीतलं ग्राहि पित्तलं कफ वातजित् ॥ ९५ ॥

કેયુર, સ્વલ્પ વિટપ, કન્દળ, સ્વાદુકન્દળ એ નામ કેયુરનાં છે. તે ઠંડુ ઝાડાને બાંધનાર, પિતને ઉપજાવે છે, કફ, વાતનો નાશ કરે છે.

अति जीर्ण मकालोत्थं रूक्षं स्निग्धम भूमिजम् ।
जटरःकोमलं वात शीत पित्ता निलापहम् ॥ ९६ ॥

બહુ જુનું, ઋતુ વિના ઉત્પન્ન થએલું, સુકું, ચિકણું, ખરાબ જગ્યામાં પેદા થએલુ, કઠણુ, બીલકુલ કુણું, પવનથા, ઠીમથી, તાપથી ખરાબ થએલું.

शुष्कं शाकंचस कलंनाश्नीयान्मूल कैर्विना ॥ ९७ ॥

મૂળ વગરનાં સારી પેઠે સુકાઈ ગએલાં શાક ખાવાં નહી જોઇએ.

योराज्ञां मुख्य तिलकः कटार मल्लस्ते न श्रीमदननृपेण
निरर्पि तेऽत्र । ग्रन्थेऽभूत्मदन विनोदनाम्निपूर्णः
कुष्माण्डप्रभातिरयं च शाकवर्गः ॥ ९८ ॥

इति श्रीमदनपालनिघंटौ शाकवर्गः सप्तमः ॥ ७ ॥

રાજાઓમાં જે મુખ્ય કટ્ટારમલ્લ પ્રધાન થયો તેણે મદનપાળ રાજાના બનાવેલ આ મદન વિનોદ નામના ગ્રંથમાંનો પેંડા આદિ શાક વર્ગ પુર્ણ કર્યો.

---

करेण संगृह्य कुचौ कपोले मात्राणुलीभिर्मृदु ताडयमानम् ।
मुक्तं त्वराजानुबलेनं पानं नमामि कृष्णं नवनीतचोरम् ॥ १ ॥

હાથની આંગળીઓ ધાવના અને માતાના હાથની આંગળીઓથી પોતાના ગાલો ઉપર ધીમે ધીમે તાડન કરનાર અને ઘોડાનાથી પણ વધારે દોડતી ચોટ કરી માખણના ચોર એવા શ્રીકૃષ્ણ ભગવાનને હું નમનઃ કરૂં છું.

---

## પાણી.

पानीयं जीवनं नीरं कीलालममृतं जलम् ।
आपोऽम्भस्तोयमुदकं पाथोऽम्बु सलिलं पयः ॥ २ ॥

પાનીય, જીવન, નીર, કીલાલ, અમૃત, જળ, આપ, અંભ, તોય, ઉદક, પાથ, અંબુ, સલિલ, પય એ નામ પાણીનાં છે.

पानीयं शीतलं हृद्यं हन्ति पित्त विषभ्रमम् ।
दाहाजीर्णश्रमच्छर्दिमदमुर्च्छामदात्ययान् ॥ ३ ॥

પાણી, શીતળ, દીલને બળ આપનાર, પિત, ઝેર, ભ્રમ, બળતરા, અજીર્ણ, થાક, છર્દી, ઉન્માદ, મુરછા, મદ્યપાનનો ઉનવા એઓનો નાશ કરે છે.

शीतलं स्तिमिते कोष्ठे गलरोगे नवज्वरे ।
ग्रहणीपीनसाध्मानहिक्कागुल्मेषु विद्रधौ ॥ ४ ॥

અંધાપો, કોઢ, રક્તપીત, બધી જાતના તાવ, સંગ્રહણી, નાકનું છડ, હીચકી, આધ્માન, ગોળો, વિદ્રધિ.

कासमेहारुचिश्वासपाण्डुवातामयेषु च ।
पार्श्वशूले स्नेहपीतं सद्यः शुद्धौ न शस्यते ॥ ५ ॥

ખાંસી, પ્રમેહ, અરૂચિ, શ્વાસ, પાંડુ, વાતરોગ, પાસાશૂળ, સ્નેહ પાન, તુરતની ઉલટી, જુલાબ વીગેરેમાં ટાડું પાણી ઠીક નથી.

दिव्यं तुषारजं धारं करिहैममिति स्मृतम् ।
चतुर्विधं वरंधारं लघुत्वात्तत्पुनर्द्विधा ॥ ६ ॥

દિવ્ય, તુષારજ, ધાર, કરિહૈમ એમ ચાર જાતનું પાણી થાય છે. તેમાં દિવ્ય, હલકાપણામાં ઉતમ છે, તેમાં પણ બે ભેદ છે.

गाङ्गं समुद्रजं चेति गाङ्गं श्रेष्ठतमं स्मृतम् ।
आश्विने मासि सामुद्रं गणैगाङ्गवदाचरेत् ॥ ७ ॥

स्थापिते हेमजे पात्रे राजते मृन्मयेऽपि वा ।
तज्जलं शीतलं ज्ञेयं दोषत्रयविषापहम् ॥ ८ ॥

ગંગાનું પાણી અને સમુદ્રનું પાણી તેમાં ગંગાનું પાણી ઉત્તમ છે, આશો મહીનામાં વરસેલ પાણી સોના ચાંદી અથવા માટીના વાસણમાં ભરી રાખેલું પાણી શિતલ ( ઠંડુ ) સમજવું અને તે ત્રિદોષ અને ઝેરનો નાશ કરવામાં સર્વોત્તમ ગણાય છે.

तद्गाङ्गं सर्वदोषघ्नं पेयं सामुद्रमन्यथा ।
सक्षारं लवणं मिश्रं शुक्रदृष्टीबलापहम् ॥ ९ ॥

વહેતુ પાણી પીવાને લાયક છે, તે સર્વ રોગોનો નાશ કરે છે, તેનાથી ઉલટું સમુદ્રનું પાણી છે, કારણકે તેમાં ક્ષાર દ્રવ્યો રહેલા છે તેથી તે વીર્ય ( ધાતુ ) દ્રષ્ટી, બળનો નાશ કરે છે.

रसायनं तृषामूर्च्छातन्द्रादाहक्लमापहम् ।
सौम्यं रसायनं दिव्यं महानिद्रात्रिदोषजित् ॥

ગંગાનું પાણી ( ગંગાજળ ) વૃદ્ધાવસ્થાનો નાશ કરવાવાળુ છે. અને શોષ, મુર્ચ્છા, તંદ્રા, બળતરા અને બેચેનીનો નાશ કરે છે, દિવ્ય અર્થાત આકાશમાંથી વરસેલું પાણી અતિ ઉત્તમ છે, અને તે વૃદ્ધાવસ્થાને ટાળે છે, તેમજ ઉજાગરો અને ત્રિદોષને મટાડે છે.

आश्वासजननं हार्दि श्रमभ्रमतिबुद्धिकृत् ।
तदेव भूमिपतितं भौमामित्यभिधीयते ॥ ११ ॥

વરસાદનું પાણી શ્વાસને ઉત્પન્ન કરે છે અને આનંદ આપનાર છે, મહેનત ( થાક ) નો નાશ કરે છે, અને બુદ્ધીને વધારે છે, આકાશમાંથી જમીન પર પડેલુ પાણી ભૌમ નામથી ઓળખાય છે.

दिव्याभावे तु तत्तोय प्रविचार्य गुणागुणः ।
कौपं श्लेष्महरं क्षारं पित्तलं दीपनं लघु ॥ १२ ॥

આકાશનું પાણી ( ઝીલેલું ) ન મળે તો જમીન પરનું પડેલું પાણી દોશાદોષ વિચારીને લેવું. કુવાનું પાણી કફનો નાશ કરે છે, ખારૂ છે, પિત્તને કરનાર છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે અને હલકુ છે.

**ताडागं वात्तलं स्वादु तुवरं कटुपा किच ।**
**वाप्यं पित्त करं क्षारं कटु वात कफापहम् ॥ १३ ॥**

તલાવનું પાણી વાયુ કર્તા છે, સ્વાદવાળુ અને તુરૂ અને પાકમાં કંઇક તીખું છે, વાવનું પાણી પિત્તકારક, ખારૂ, તીખુ અને વાયુ, કફનો નાશ કરે છે.

**नैर्झरं लेखनंरुच्यं कफघ्नं दीपनं लघु ।**
**क्षौदंच लघु पितघ्न माग्नि दाहाति दीपनम् ॥ १४ ॥**

ઝરણાનું પાણી ઝાડાને ખસેડનાર, બળવાન અને કફનો નાશ કરેછે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, હલકુ છે, કુંડનું પાણી હલકુ, પિત્તનો નાશ કરનાર તથા અગ્નીને જગાડનાર તથા બળત્રા શાંન્ત કરનારૂછે.

**चौंडय मग्नि प्रदं रूक्षं स्वादु श्लेष्म करं न च ।**
**नादेयं दीपनं रूक्षं वात्तलं लघु लेखनम् ॥ १६ ॥**

ચુવાનું પાણી અગ્નીદીપન, લુખુ, સ્વાદવાળુ, અને કફને નહી કરનારૂ છે. નદીનું પાણી અગ્નીને જગાડનાર, લુખુ, વાયુ કર્તા, ભેદન અને હલકુ છે.

**सारसं मधुरं बल्यं तृष्णाघ्नं तुवरं लघु ।**
**कैदारं स्वाद्व भिष्यान्दि विपाक गुरु दोषलम् ॥ १६ ॥**

ખાબોચીયાં ( ભાળ જમીનમાં ભરાઇ રહેલા ) નું પાણી મીઠું, બળ અને તરસનો નાશ કરનાર છે, તુરૂ અને હલકુ છે, રાનમાં ભરાઇ રહેલ ખાડા ખાબોચીયાનું પાણી સ્વાદવાળુ, કફ કર્તા, પચવામાં ભારે અને તમામ દોષને ઉત્પન્ન કરવાવાળુ છે.

**पाल्वलं तद्वदुद्दिष्टं विशेषात्सर्व दोषकृत् ।**
**तौषारं वातलं शीतं रूक्षं पित्त कफा पहम् ॥ १७ ॥**

પાહાડોના ઝરણોનું પાણીમાં પણ ઉપર મુજબના ગુણો છે, વધારામાં તે બધા દોષોને ઉપન્ન કરનાર છે, ઉસોરનું પાણી વાયુ કર્તા, ઠંડુ, લુખુ, અને પિત તથા કફનો નાશ કરે છે.

धारं भूमाव पतितं दिव्यं तत्सर्व दोषनुत् ।

नैर्झरं गुरु वैमोक्तं विशदं कफवातनुत् ॥ १८ ॥

આકાશમાંથી વરસતી પાંણીની ધાર પ્રુથ્વીપર પડતા પહેલા ઝીલી લીધેલુ પાણી ને દિવ્ય કહે છે એટલે એ પાણીમાં સર્વે દોષનો નાશ કરવાનો ગુણ સમાયેલો છે, ડુંગર ઉપરથી પડતાં પાણી ભારે છે, રૂપાળુ છે અને વાયુ તથા કફને ટાળનાર છે.

हैमं गुरुत्तरं शीतं पित्तनुद्वात वर्द्धनम् ।

चन्द्र कान्त जलं रूक्षं लघु पित्त विषास्रनुत् ॥ १९ ॥

બરફનું પાણી વધારે ભારે અને ઠંડુ છે, અને તે પિત્તનો નાશ કરનાર તથા વાયુને વધારનાર છે. ચંદ્રકાન્ત પાણી, લુખુ અને હલકુ છે, અને પિત્ત તથા ઝેરી લોહીનો નાશ કરે છે.

दिवाकर करैर्जुष्टं निशि शीत करां शुभिः ।

ज्ञेयं हंसोदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥ २० ॥

દિવસના સુર્યનાં કીરણો અને રાતના ચંદ્રમાના કીરણોથી મુક્ત એવું જે પાણી તેનુ નામ હંસોદક છે, તે પાણી ચીકણું અને ત્રિદોષનો નાશ કરે છે.

अनभिष्यन्दि निर्दोष मन्तरिक्ष जलोपमम् ।

बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधोप मम् ॥ २१ ॥

અને દોષ વગરનું છે, આકાશમાંથી વરસેલ પાણીના જેવા ગુણોવાળુ અને બળ આપનાર, વૃદ્ધાવસ્થાને ટાળનાર, બુદ્ધિને આપનાર, ઠંડુ, હલકુ અને અમૃતના જેવા ગુણોવાળું છે.

वर्षासु दिव्यं पानीय मौद्भिदं वा प्रशस्यते ।

शरत्य सच्छ मुदकम गस्त्योदय निर्विषम् ॥ २२ ॥

વર્ષા ૠતુમાં આકાશનું તથા પૃથ્વી પર પડેલું પાણી ઉત્તમ છે, શરદ ૠતુમાં અગસ્તના તારાના ઉદય પછીનું પાણી સ્વચ્છ વિષ વગરનું ઉત્તમ છે.

हेमन्ते साहसं तोयं ताडागं वा गुणा वहम् ।

वसन्त ग्रीष्मयोः कौण्यं वाप्यं नैर्झर मेवच ॥ २३ ॥

હેમંત અર્થાત માગશીર, પોશ મહીનામાં તળાવનાં અથવા માહા, ફાગણ માસમાં તળાવનાં પાણી ફાયદાવાળાં છે, વસંત અર્થાત ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ જેઠ, અશાડ એ મહીનાઓમાં કુવાનાં પાણી, વાવનાં પાણી અને ઝરણોનાં પાણી ફાયદાવાળાં છે.

**प्रावृषि प्रवरं चौढयं तथाऽविष्टम्भ्य कारिच ।**
**नद्यः शिघ्रवहालव्ह्यः सर्वा याश्चामलोदकाः ॥ २४ ॥**

વર્ષા ઋતુમાં ચુઆનાં પાણી ઉત્તમ છે, તે બંધકોશ કરતાં નથી, ઉતાવળે વહેનારી અને ચોખ્ખા પાણીવાળી બધી નદીયોનાં પાણી હલકાં છે.

**मन्दगाः कलुषा गुर्व्यो याश्च शैवाल सेविताः ।**
**हिमवत्प्रभवाः पथ्यानद्योऽश्माहत पाथसः ॥ २६ ॥**

ધીમી વહેનારી, ગંદા પાણીવાળી, અને સેવાળથી ભરેલી નદીયોનાં પાણી ભારે છે, પત્થરોના જડવાળી અને હિમાલયથી નિકળેલ નદીયોનાં પાણી સદા પથ્ય અને હીતકર છે.

**गङ्गा शत्तद्रु सरयू यमुनाद्या गुणोत्तमाः ।**
**ईषत्पित्त कराः स्वच्छाः पुण्या वातकफापहाः ॥ २६ ॥**

ગંગા, શતદ્રુ, સરયૂ, યમુના વીગેરે નદીયો ઉતમ ગુણવાળી છે, પરંતુ કિંચિંત પિત્તને કરે છે, સ્વચ્છ, પવિત્ર, અને વાત, કફનો નાશ કરે છે.

**मलया चलजा न द्यो लघव्यः शीघ्र वहाहिताः ।**
**कृतमाला ताम्रपर्णी प्रमुखा विमलोदकाः ॥ २७ ॥**

મલયાચળ પર્વતથી નીકળેલી નદીયો હલકી અને ઉતાવળથી વહેનારી છે તેથી તેનાં પાણી હિતકર છે, કૃતમાલા અને તામ્રપર્ણી વીગેરે નદીયો નિર્મળ પાણીવાળી છે.

**स्थिरापस्तत्प्र भावाये कुर्वन्त श्लीपदापचीः ।**
**शोथ पाद शिरः कण्ठ गल रोगार्बुदक्रिमीन् ॥ २८ ॥**

થંભેલા પાણીવાળી અને મલયાચળ પર્વતમાંથી નીકળેલ નદીયોનાં પાણી સ્લીપદ, અપચો, શોજા, પગના રોગ ( વાળો ) માથા-

ના રોગ, કંઠ રોગ, ગળાના રોગ, અર્બુદ અને કૃમિ રોગને ઉત્પન્ન કરે છે.

सह्यः शैलभवान द्यो वेणी गोदावरी मुखाः ।
कुर्वान्ति प्रायशः कुष्ट मीष द्वातकफापहाः ॥ २९ ॥

પાહાડથી નિકળેલી ગોદાવરી, વેણી વીગેરે નદીયોના પાણીથી ખસ, દાદર, કોડ રોગને ઉત્પન્ન કરે છે. પરંતુ કંઇક વાત, કફનો નાશ કરનાર છે.

विन्ध्याचले भवाः शिप्रा रेवा द्याः पाण्डु कुष्टदाः ।
पारियात्रोद्भवाः प्रोक्ताद्विया चर्मण्वती मुखाः ॥ ३० ॥

વિધ્યાચળ પર્વતથી નિકળેલ ક્ષિપ્રા, રેવા વીગેરે નદીયોનાં પાણી પાન્ડુ અને દાદર વીગેરે કોડને પેદા કરે છે, પારિયાત્ર પર્વતથી નિકળેલ નદી ચમ્મલ વીગેરે નદીયો:

पथ्यास्तडा गजास्तत्र त्रिदोष ध्न्योबलापहाः ।
दरीजा कुष्ट कवह्निश्लेष्म श्लीपद रोगदाः ॥ ३१ ॥

અને તલાવથી નિકળેલ નદીયો છે, તે હીતકર છે, ત્રિદોષનો નાશ કરે છે, અને બળને આપનાર છે, જે દરીઆથી નીકળી છે તે કોડ, મંદાગ્ની કફ, શ્લીપદ રોગને ઉત્પન્ન કરે છે.

प्राच्या वन्त्य पराः पश्चादगु दजानि प्रकुर्वते ।
मरुजा मधुरा बल्या लघवोऽग्निप्रदाः परम् ॥ ३२ ॥

પુર્વ અને અવંત્ય દેશની નદીયો ગુદાના રોગોને ઉત્પન્ન કરે છે. વાગડ દેશથા નીકળેલી નદીયો, મીઠી, બળકારક, હલકી જઠરાને સતેજ કરે છે.

पाश्चमाम्भोधि पतिता गोमती नर्मदा दयः ।
पथ्या वातास्रपित्त हन्यो बल्याः कण्डू कफा पहाः ॥३२॥

પશ્ચિમના દરીયામાં પડનારી ગોમતી, નર્મદા વીગેરે નદીયો સદા પથ્ય છે, વાત રકત, પિત્તનો નાશ કરે છે, બળને વધારે છે તથા ખસ અને કફનો નાશ કરનાર છે.

दक्षिणा ब्धिगता बल्याः पित्तघ्न्यः कफवातदाः ।
पूर्वाम्भोधि वहानद्योमन्दगा गुरवो घनाः ॥ ३४ ॥

દક્ષિણ સમુદ્રમાં ભળનાર નદીયો બળને આપનારી, પિત્તનો નાશ કરનારી, અને કફ, વાતને આપનારી છે, પુર્વના સમુદ્રને મળનારી નદીયો ધીમી ચાલે છે, તેથી તેનાં પાણી ભારે અને ધટ્ટ એટલે જાડાં હોય છે.

भौमानामम्भ सांप्रातः सर्वेषा ग्रहणं वरम् ।
नैर्मल्यं तत्र शैत्यं तत्तेषांसच परोगुणः ॥ ३६ ॥
भुक्त्वादौ सलिलं पीतं कार्श्यं मन्दाग्नि दोषकृत् ।
मध्येऽग्नि दीपनं श्रेष्टमन्ते स्थौल्य कफप्रदम् ॥ ३६ ॥

પૃથિવીમાંથી નિકળેલાં સઘળાં પાણી પ્રભાતમાં પીવાને લાયક છે, એમાં પણ જે પાણી નિર્મળ અને ઠંડું હોય તે ઘણું ઉતમ મનાય છે; જમવાની અગાઉ પાણી પીવાથી મંદાગ્ની દોષને ઉત્પન્ન કરે છે, જમવાની વચમાં પાણી પીવાથી અગ્ની પ્રદિપ્ત થાય છે, અને તે ઘણું ઉત્તમ મનાય છે. જમવાની પાછળ તુરતમાં પાણી પીવાથી સ્થુલા-વસ્થા અને કફ તાકીદે પેદા થાય છે.

जीवन्ती जीवना जीवा जगत्सर्वंतु तन्मयम् ।
ततोऽत्यन्तया सुज्ञैर्न क्वचिद्वारि वार्यते ॥ ३७ ॥

પાણીથી જીવન ટકી રહે છે, અને બધુ જગત્ પાણી રૂપ છે, એટલા માટે બુદ્ધિમાન પુરૂષો પાણીને કોઇ વખત પણ ખરાબ ગણશે નહી.

पानीयं प्राणीना प्राणा विश्वमेवहि तन्मयम् ।
अतोऽत्यन्त निषेधेऽपिन क्वचिद्वारी वार्यते ॥ ३८ ॥

પ્રાણી માત્રના પ્રાણ પાણીથી જળવાઇ રહે છે, સંસાર પાણી-થી ઉત્પન્ન થાય છે, એ કારણને લેઇને વધારે ખરાબ પાણી પણ નકામુ નથી.

पानीयनतु पानीयं पानीयंच प्रदेशयेत् ।
अजीर्णे कथितं चामे पक्वेऽजीर्णेच तन्नीरः ॥ ३९ ॥

કોઇ પાણી ગર્મ, કોઇ ઠંડુ, કોઇ ઉકાળેલું એમ વાપરે છે, અજીર્ણ અને મરડામાં ઉકાળેલું પાણી અને પાકેલા અજીર્ણમાં નિતરેલું ઠંડુ પાણી પાવું ઉત્તમ છે.

तृषितस्तु विदग्धेऽन्नेयः पिबेच्छीतलं जलम् ।
विदाहः प्रशमं यातिशेष मन्न चजीर्यते ॥ ४० ॥

અજીર્ણ થયાના વચમાં ઠંડું પાણી પીવું (તૃષા લાગવાથી) એટલે તેનો દાહ શાંત થાય છે અને શેશ રહેલ અનાજ પચી જાય છે.

आनुपं दोपकृद्वारि प्रायोऽभिष्यन्दि निन्दितम् ।
जाङ्गलं हन्ति सकलं दोषमग्निप्रदीपनम् ।
साधारणं हिमं स्वादु तृष्णाघ्नं हर्षदं लघु ॥ ४१ ॥

અનુપમ દેશનું પાણી દોષ કર્તા અને કફને ઉપજાવે છે તથા નિંદવા લાયક છે. જાંગલ દેશનું પાણી બધા રોગોનો નાશ કરે છે અને જઠરાગ્નિને સતેજ કરે છે, સાધારણ દેશનું પાણી ઠંડુ સ્વાદીષ્ટ, તૃષાનો નાશ કરનાર, આનંદ આપનાર અને હલકું છે.

वर्षासु योऽवगाहेत पिबेदथ नवं पयः ।
पर्णादिदुष्टं लभते स बाह्याभ्यन्तरामयान् ॥ ४२ ॥

વર્ષા રૂતુમાં જે પાણીમાં નાહાય છે, તથા નવા પાણી પીએ છે તથા પાંદડાં કોહેલાં એવું પાણી પીએ છે તે માણસને અંદરના અને બહારના સઘળા રોગ લાગુ પડે છે.

कलुषं छन्नमम्भोजपर्णनीलतृणादिभिः ।
दुष्टगन्धाद्यसंस्पृष्टं सूर्याचन्द्रमसांशुभिः ॥ ४३ ॥

મેલ વાળુ, કમળનાં પાંદડાં, સેવાળ, ઘાસ વીગેરેથી ઢંકાએલુ અને ખરાબ વાસવાળું તેમજ સુર્ય ચંદ્રમાના કીરણોથી,

व्यापन्नमिति जानीयात्सर्वदोषप्रकोपकृत् ।
तोय तद्वर्जयेत्सव यच्चान्यर्त्तुसमुद्भवम् ॥ ४४ ॥

મુક્ત પાણી દુષિત જાણવું, તે સર્વ દોષોને ઉપજાવે છે, જે રૂતુ વીના વરસે તે પાણી પીવું નહીં જોઇએ.

व्यापन्नमिति पानीयं क्वथितं सूर्यतापितम् ।
तप्तायःसूर्यसिकताग्रावादिष्वथ धारितम् ॥ ४५ ॥
कर्पूरपूरपुन्नागपाटलादिसुवासितम् ।
स्वच्छं कनकमुक्ताद्यैः शीतं दोषाय न क्वचित् ॥ ४६ ॥

જે પાણી લોઢાના વાસણમાં તપાવેલ અથવા સૂર્યની ગર્મીથી ગર્મ કરેલા અથવા રેતથી નિતરેલા અને કપુર, કેશર વીગેરે સુગંધી પદાર્થોથી સુગધી કરેલું પાણી, અથવા સોના, મોતી વીગેરેથી ગરમ કરેલું પાણી ઠંડુ થએ ઉપયોગમાં લેવાને યોગ છે એટલે કોઇ જાતનો દોષ કરતું નથી.

तत्क्वाथ्यमानं निष्फेनं निर्वेगं निर्मलं जलम् ।
तत्सर्वदोषशमनं दीपनं पाचनं लघु ॥ ४७ ॥

ઉકાળેલું અને ફીણ વગરનું જોસ વીનાનું એટલે ઠંડું પાડેલું પાણી સર્વ દોષને શાન્ત કરવાવાળું છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે તથા પાચન અને હલકું છે.

उष्णं तदग्निजननं लघ्वेतदग्निशोधनम् ।
पार्श्वरुक्पीनसाध्मानहिक्कानिलकफापहम् ॥ ४८ ॥

ગર્મ પાણી અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું અને અગ્નિને શોધનાર છે, તથા પાસાનું શુળ, પીનસ, આધ્માન, હિચકી, વાયુ, કફનો નાશ કરે છે.

तत्पादहीनं वातघ्नमर्द्धहीनं च पित्तजित् ।
त्रिपादहीनं श्लेष्मघ्नं संग्राह्यग्निप्रदं लघु ॥ ४९ ॥

ઉકાળેલું પાણી ( ત્રણ ભાગ શેશ રહે તે ) વાયુનો નાશ કરે છે, અડધું ઉકાળતાં રહેલું પાણી, પિત્તનો નાશ કરે છે, અને ચોથા ભાગનું ફક્ત શેશ રહેલું પાણી કફનો નાશ કરે છે તથા ઝાડાને બાંધે છે, અગ્નિને ઉત્પન્ન કરે છે તથા હલકું છે.

निहन्ति श्लेष्मसङ्घातं मारुतं चापि कर्षति ।
अजीर्णं जरयत्याशु पीतमुष्णोदकं निशि ॥ ५० ॥

રાતે ગરમ પાણી પીવાથી કફનો નાશ થાય છે તથા અજીર્ણ અને વાયુનો પણ નાશ કરે છે.

**पादावशेषं सलिलं ग्रीष्मे शरदि शस्यते ।**
**हेमन्ते शिशिरे वर्षास्वर्द्धहीनमथापि च । ॥ ५१ ॥**

ઉકાળનાં ચોથા ભાગનું પાણી બાકી રહેલું તે પાણી જેષ્ટ, અસાડ, આસો અને કારતક માસમાં વાપરવું ઘણું ઉત્તમ છે, અને માગશર, પોશ, માહા, ફાગણ, શ્રાવણ અને ભાદરવામાં અડધું પાણી શેશ રહેલું વાપરવું અતિ ઉતમ છે.

**श्रृतशीतं सदा पथ्यं लघू नीरं त्रिदोषनुत् ।**
**तच्च पर्युषितं निघ्रमम्लीभूतं त्रिदोषकृत् ॥ ५२ ॥**

ગરમ કરી ઠંડુ પાડેલું પાણી સર્વ રૂતુમાં પથ્ય છે, હલકું છે, ત્રિદોષને દુર કરનાર છે તેજ પાણી રાતવાશો રહેવાથી વાશી થએલું ભારે, ખાટું અને ત્રિદોષ કરનાર છે.

**दिवा श्रृतं पयो रात्रौ गुरुतामधिगच्छति ।**
**रात्रौ श्रृतं दिवा पीतं तथा दोषकरं परम् ॥ ५३ ॥**

દિવસે ગરમ કરેલું પાણી રાતરે ભારે થઇ જાય છે, તેનીજ રીતે રાત્રીએ ગરમ કરેલું પાણી દીવસના ભારે થઇ જાય છે, અને તે દોષને ઉત્પન્ન કરે છે.

---

## દુધ.

**दुग्धं प्रस्नवणं क्षीरं सौम्यं सञ्जीवनं पयः ।**
**दुग्धं बलकरं शीतं मधुरं वातपित्तजित ॥ ५४ ॥**

દુગ્ધ, પ્રસ્ત્રવણ, ક્ષીર, સૌમ્ય, સંજીવન, પય એ નામ દુધનાં છે, દુધ બળને આપનાર, ઠંડું, મીઠું અને વાતપિત્તનો નાશ કરે છે.

**स्निग्धं रसायनं मेध्यं जीवनं धातुवर्द्धनम् ।**
**चेतोरक्तगदश्वासक्षयार्शोभ्रमनुद्गुरु ॥ ५५ ॥**

ચીકણું અને વૃદ્ધાવસ્થાનો નાશ કરનાર છે, જ્ઞાનને વધારે છે, જીવન છે, ધાતુને વધારે છે અને મનની ભ્રાંતિને તથા લોહી

હીકાર, શ્વાસ, ક્ષય, અર્શ, શીતભ્રમ, એનો નાશ કરે છે. તથા ભારે છે.

**बालवृद्धकृशादीनां स्त्रीसक्तानां प्रशस्यते ।**
**प्रायः प्राणभृतां साम्यं विशेषादोजसे हितम् ॥ ५६ ॥**

બાળક, ઘરડા, દુબળા તથા સ્ત્રીઓને માટે ઉત્તમ છે, ઘણા ભાગે તમામ પ્રાણીઓના દોષોને સમાનતામાં રાખે છે, અને બળ આપે છે.

---

## ગાયનુ દુધ.

**गोक्षीरं मधुरं शीतं गुरु स्निग्धं रसायनम् ।**
**बृंहणं स्तन्यकृद्वृष्यं जीवनं वातपित्तनुत् ॥ ५७ ॥**

ગોક્ષીર અર્થાત ગાયનું દુધ, મીઠું છે, ઠંડું અને ભારે છે, ચીકટવાળું વૃદ્ધાવસ્થાને દુર કરવાવાળું, વીર્યને મજબુત કરવાવાળું સ્ત્રીઓના સ્તનોમાં દુધ ઉત્પન્ન કરવાવાળું, અને તબીયતને માફક આવનારૂં હોઇ જીવન છે તથા વાયુ અને પિતનો નાશ કરે છે.

**कृष्णगवां वरं क्षीरं श्वेतानां श्लेष्मलं गुरु ।**
**बालवत्साविवत्सानां गवां क्षीरं त्रिदोषकृत् ।**
**पिण्याकाद्यशनाज्जातं क्षीरं गुरु कफापहम् ॥ ५८ ॥**

કાળી ગાયનું દુધ ઉતમ છે, ધોળી ગાયનું દુધ કફકર્તા છે, નાનાં વાછડાં વાળી અને જેનાં વાછડાં મરી જતાં હોય એવી ગાયોનાં દુધ ત્રિદોષ કરતા છે, ખડ ઘાસ ખાવાથી નિકળતું દુધ ભારે અને કફનો નાશ કરતારાં છે.

---

## બકરીનું દુધ.

**आजं गव्यगुणं ग्राहि विशेषाद्दीपनं लघु ।**
**हन्ति क्षयार्शोऽतीसारप्रदरास्रभ्रमज्वरान् ॥ ५९ ॥**

બકરીના દુધમાં ગાયના દુધના બધા ગુણો રહેલા છે, પરંતુ વધારામાં તે દુધ ઝાડાને બાંધનાર અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર

છે, હલકું છે તથા ક્ષય, અર્શ, ઝાડો, પ્રદર, લોહીનીકાર, શ્રમ અને તાવનો નાશ કરે છે.

**अजानामल्पकायत्वात्कटुतिक्तादि भक्षणात् ।**

**स्तोकाम्बुपानाद् व्यायामात्पयः सर्वमदापहम् ॥ ६० ॥**

નાના અંગવાળાં અને તીખું, કડવું, વીગેરે ખાય થોડું પાણી પીએ વધારે ફરે તેથી તેનું દુધ બધા રોગનો નાશ કરે છે.

---

## ઘેટાનું દુધ.

**आविकं मधुरं केश्यं स्निग्धं वातकफापहम् ।**

**गुरु कासेऽनिलोद्भूते केवले चानिले वरम् ॥ ६१ ॥**

ઘેટીનું દુધ મીઠું અને બળને વધારનાર છે, ચિકણું (ચિકટ-યુક્ત) અને વાયુ, કફનો નાશ કરે છે. ભારે છે અને વાયુની ખાંસીમાં તથા કેવળ વાયુમાં તો અતિ ઉત્તમ છે.

---

## ભેસનું દુધ.

**माहिषं मधुरं गव्यं स्निग्धं गुरु बलप्रदम् ।**

**निद्राशुक्रकरं शीतं मलाभिष्यन्दि वह्निनुत् ॥ ६२ ॥**

ભેંસનું દુધ મીઠું અને કંઇક ગાયના દુધને મળતું છે. વધારે ચિકટવાળું, ભારે, તાકાત આપનાર, ઉંઘ અને ધાતુનો વધારો કરે છે, ઠંડુ અને ઝાડાને રોકનાર તથા જઠરાગ્નિને મંદ કરનાર છે.

---

## સ્ત્રીનું દુધ.

**नार्या लघु पयः शीतं दीपनं वातपित्तजित् ।**

**चक्षुःशूलाभिघातघ्नं नस्याश्च्योतनयोर्वरम् ॥ ६३ ॥**

સ્ત્રીનુ દુધ હલકું અને ઠંડુ છે, અગ્નિને જગાડનાર અને વાત પિતનો નાશ કરે છે, આંખનું શુળ અને નજર લાગવાના બાદનો નાશ કરે છે, નાકમાં સુંઘવું અને આંખમાં ટપકાં નાંખવાં એ સદા હિતકારી છે.

---

## હાથીનું દુધ.

**हस्तिन्याः स्वादु बलकृच्चक्षुष्यं शीतलं गुरु ॥ ६४ ॥**

હાથણીનું દુધ સ્વાદવાળુ, બળ આપનાર, આંખને ફાયદાવાળુ, ઠંડુ અને ભારે છે.

---

## ઊંટનું દુધ.

**औष्ट्रं स्वादुरसं रूक्षं लवणं लघु दीपनम् ।**
**क्रिमि कुष्ट कफानाहशोथो दरहरं सरम् ॥ ६५ ॥**

ઊંટનું દુધ સ્વાદીષ્ટ, રસવાળુ, ખારૂ અને હલકુ છે, જઠરાને સતેજ કરે છે તથા ક્રમિ, કોડ, કફ, આફરો, શોજો, પેટના રોગનો નાશ કરે છે તેમજ ઝાડાને સાફ લાવે છે.

---

## ઘોડીનું દુધ.

**आश्वमुष्णं पयोरूक्षं बल्यं वातकफापहम् ।**
**लवणाम्लं लघु स्वादु सर्वमेकशफं तथा ॥ ६६ ॥**

ઘોડીનું દુધ ગર્મ, લુખુ, બળ વધારનાર, વાતકફનો નાશ કરનાર, ખારૂ, ખાટુ અને હલકુ છે તથા સ્વાદીષ્ટ છે. એક ખરીવાળાં સર્વે પશુઓના દુધમાં એવાજ ગુણ હોય છે.

---

## દુધના સામાન્ય ગુણો.

**धारोष्णं दीपनं बल्यं लघु शीतं त्रिदोषनुत् ।**
**महूर्तत्रियादूर्ध्वं पयो भवति विक्रियम् ।**
**तदेवं द्विगुणे काले विषवद्धन्ति मानवम् ॥ ६७ ॥**

જે દુધ દોતાં દોતાં ગર્મ નિકળે છે એટલે તેને જમીનપર નહી રાખેલું ધારોષ્ણ ( સેડકાઢ્યુ ) કહેવાય છે, તે દુધ અગ્નિને જગાડે છે, બળ આપનાર, હલકુ, ઠંડુ અને ત્રિદોષનો નાશ કરવાવાળું છે, ૭ ઘડીથી વધારે વાર રહેલું દુધ વેચવાને લાયક નથી, તેમજ બાર ઘડી ઉપરનું દુધ માણસને ઝેરની માફક મારી નાંખનારૂ હોય છે.

तस्माच्छीतगुणं तत्स्यात्पयस्तात्कालिकं पिबेत् ।
सुधासमं तदेवं स्याद्धाराशीतं त्रिदोषकृत् ॥ ६८ ॥

દોહ્યા પછી થોડી મુદત રાખેલ દુધ ઠંડા ગુણવાળુ હોય છે, તુરત કાઢેલું દુધ પીવાથી અમૃતના જેવા ગુણો કરે છે, દોહી કાઢી ઠંડુ પાડેલું દુધ ત્રિદોષને ઉપજાવે છે.

धारोष्णं जस्यते गव्यं धाराशीतं तु माहिषम् ।
श्रृतोष्णमाविकं पथ्यंश्रृतशीतमजापयः ॥ ६९ ॥

ગાયનું દુધ શેડ કઢયુ વધારે ઉતમ છે, ભેંસનું દુધ કાઢયા પછી ઠંડુ થએલ ઊત્તમ છે, ઉનુ કરેલું ઉનુ ને ઉનુ દુધ ઘેટાનું ઊતમ છે, ગરમ કરી ઠંડુ પાડેલું બકરીનું દુધ ઊતમ છે.

श्रृतशीतं जयेत्पितं श्रृतोष्णं कफमारुतौ ।
अतिपक्कं गुरु स्निग्धं वृष्यं बलविवर्धनम् ॥ ७० ॥

ગરમ કરી ઠંડુ પાડેલું દુધ પિત્તનો નાશ કરે છે, ગરમ કરી ગરમ ને ગરમ દુધ પીવામાં આવે તો તે કફ અને વાયુનો નાશ કરે છે, ગરમ કરી જાડુ કરેલું દુધ ભારે, ચિકણું અને વીર્યને વધારમાં હીતકર છે તથા બળને વધારનાર છે.

आममामपदं क्षीरमांभिष्यन्दकरं गुरु ।
आममेव स्त्रियाः क्षीरं पथ्यं पक्कं तु दोषकृत् ॥ ७१ ॥

કાચું દુધ આમ અને કફને ઉતપન્ન કરે છે, તથા ભારે છે, સ્ત્રીનું કાચું દુધ પથ્ય છે, પણ તે પકાવેલું હોય તો તે દોષને કરવાવાળું છે.

प्राभातिकं पयः प्रायो विष्टम्भि गुरु बृंहणम् ।
रात्रौ चन्द्रगुणाधिक्याद्यायाम परिवर्जनात् ॥ ७२ ॥

સવારનું દુધ ઘણા ભાગે વિષ્ટંભ કર્તા છે, ભારે છે, ધાતુને વધારનાર છે, રાત્રીનું ચંદ્રમાના ગુણથી વધેલું અને હરવા ફરવાનું બંધ હોવાથી,

प्रदोषश्रमनुद्वल्यं चक्षुष्यं वातपित्तहृत् ।
दिवाकरकराघाताद्यायामानीलसेवनात् ॥ ७३ ॥

સાયંકાળનું દુધ બળનો વધારો કરે છે, આંખોને ફાયદાવાળુ, વાતપીતને હરવાવાળુ તથા દીવસના થાકને ટાળનારૂં છે.

विवर्णमम्लदुर्गन्धि ऌव न्थितं पयः ।
वर्जयेदम्ललवणयोगात्कुष्ठादिदोषकृत् ॥ ७४ ॥

રંગથી બગડેલું, ખાટું, ખરાબ વાસવાળુ, ખારા સ્વાદવાળુ અને જામી જવા આવેલું દુધ કદી પણ વાપરવું નહીં, ખાટું અને મીઠાના સંયોગ જોડે વાપરેલું દુધ કોડ જેવા વ્યાધિયોને પેદા કરે છે.

सान्तानिकं परं रूक्षं शृतदुग्धोपरि स्मृता ।
सन्तानिका गुरुः शीता वृष्या पित्तास्रवातनूत् ॥ ७५ ॥

સુકો માવો લુખો છે, પાકેલા દુધ ઉપરની મલાઇ ભારે, ઠંડી અને સ્રી સંગમાં ઊતમ છે તથા રક્ત પિત અને વાયુનો નાશ કરે છે.

सप्तरात्रात्परं क्षीरमप्रसन्नं तु मोरटम् ।
नष्टदुग्धं भवेन्नीरं मोरटं जॅय्यटोऽब्रवीत् ॥ ७६ ॥

સાત રાતો રહેલું દુધ ખરાબ થઇ જાય છે, અને જે દુધ ફાટીને પાણી જેવું થઇ જાય છે તેને મોરટ કહે છે.

क्षीरं तत्कालसूतायाः पीयूषघनमुच्यते ।
पक्वं दध्ना समं क्षीरं विज्ञेया दधिकूर्चिका ॥ ७७ ॥

તુરતની વીયાએલી ગાયના દુધને પિયુષઘન અર્થાત ખીસ કહે છે તથા દહી અને દુધ બરાબર લેઇ ઉકાળેલાને દધિકુર્ચિકા કહે છે.

तक्रेण तक्रकूर्चीका तयोः पिण्डः किलाटकः ।
पाकं विना स एव स्यात्क्षीरशाकासितान्वितः ॥ ७८ ॥
मोरटस्तु सपीयूषः कूर्चिका दधितक्रयोः ।
किलाटक्षीरशाकाश्च ह्येते निद्रामपुष्टिदाः ॥ ७९ ॥

છાશ મેળવી ગરમ કરેલા દુધને તક્રકુર્ચિંકા કહે છે, અને દહી તથા છાશ મળવાથી જે દુધ ફાટી જાય છે તેને કપડાથી પાણી સાથે ગાળી લેતાં જે કપડામાં ભાગ રહે તેને તક્રપિંડ અથવા પિંડ કહે છે, જે દુધને ગરમ કરી માવો બનાવવામાં આવે છે તેને

કીલાટ કહે છે, જે ગરમ કરતા પહેલાં દુધ ફાટી જાય છે તેને ક્ષીર શાક કહે છે, સાકર નાખેલ મોરટ, પીયુષ, દધિકુર્ચિકા, તક્રકુર્ચિકા, કિલાટ, ક્ષીરશાક એ બધાં ઉંઘને વધારનાર તથા ભરડાને કરનાર છે, તથા પુષ્ટીકારક છે.

गुरवः श्लेष्मला वृष्या हृद्या वाताग्निनाशिनी ।
वातला दुर्जरा रूक्षा ग्राहिणी तक्रकूर्चिका ॥ ८० ॥

એ બધાં ભારે છે, કફને વધારનાર, વીર્યને વધારનાર, અને દીલને તાકાત આપે છે તથા તક્રકુર્ચિકા વાત અને અગ્નિનો નાશ કરે છે, પચવામાં વાર લાગે છે, લુખી અને ઝાડાને બાંધનાર છે.

---

## દહિનાં ગુણ.

दधि स्त्यानं पयः सम्यक्स्त्यानमीपत्तु मन्दकम् ।
तन्मिष्टमम्लमत्यम्लं मधुराम्लमिति स्मृतम् ॥ ८१ ॥

દધિ, સ્ત્યાન, પયઃ સમ્યક, ઇષત્સ્યાન, મંદક એ નામ દહિનાં છે. તે મીઠું, ખાટું, વધારે ખાટું, મીઠું ખાટું એમ દહીના ભેદ છે.

दध्युष्णं दीपनं स्निग्धं कषायानुरसं गुरु ।
पाकेऽम्लं ग्राहि पित्तास्रशोफमेदःकफप्रदम् ॥ ८२ ॥

દહિ ગર્મ છે. જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, ચિકણું અને કંઇક તુરૂ છે, રસ વગરનું, ભારે, પચવામાં ખાટું, ઝાડાને બાંધનાર, અને રક્તપીત, શોજા, મેદ, કફને ઉત્પન્ન કરે છે.

मूत्रकृच्छ्रे प्रतिश्याये शीतके विषमे ज्वरे ।
अतिसारेऽरुचौ कार्श्ये शस्यते बलवर्द्धनम् ॥ ८३ ॥

મૂત્રકૃચ્છ, પ્રતિસ્યાય, ટાંઢા અને વિષમ તાવ, અતિસાર, અરૂચિ અર્શ એ રોગોમાં દહિ આપવું ઉત્તમ છે, તથા બળને વધારે છે.

मन्दं त्रिदोषजननं मधुरं वातपित्तजित् ।
अम्लं पित्तास्रकफकृदत्यम्लं रक्तपित्तदम् ।
मधुराम्लं गुणैर्मिश्रैर्दधि पूर्ववदादिशेत् ॥ ८४ ॥

નહી જામેલું દહિ ત્રિદોષકર્તા છે, મીઠું દહિ વાતપિતનો નાશ કરે છે, ખાટું દહિ રક્તપિત અને કફને ઉત્પન્ન કરે છે, વધારે ખાટુ દહિ રક્તપિત કરે છે, ખટમધુર દહિ ગુણકારી છે.

**गव्यं दध्युत्तमं बल्यं पाके स्वादु रुचिप्रदम् ।**
**पवित्रं दीपनं स्निग्धं पुष्टिकृत्पवनापहम् ॥ ८५ ॥**

ગાયનું દહી ઉત્તમ છે, બળને આપનારૂ, પાકમાં સ્વાદીષ્ટ, રૂચિકર્તા, પવિત્ર, અગ્નિને સતેજ કરનાર, ચિકણું, પુષ્ટિકારક, અને વાયુનો નાશ કરવાવાળું છે.

**आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम् ।**
**शस्यते श्वासकासार्शः क्षयकार्श्येषु दीपनम् ॥ ८६ ॥**

બકરીનું દહિ ઉત્તમ છે, ઝાડાને બાંધનાર, હલકુ, ત્રિદોષનો નાશ કરનાર, તથા શ્વાસ, ખાંસી, અર્શ, ક્ષય, કાર્સ્યરોગમાં શ્રેષ્ટ છે તથા અગ્નિને સતેજ કરે છે.

**आविकं दधि पुन्नामकफवातप्रकोपनम् ।**
**अभिष्यन्दिरसं पाके स्वादु प्रायेण दोषलम् ॥ ८७ ॥**

ઘેટાનું દહિ પુરૂષાતન આપે છે, અને કફ, વાયુને કોપાવે છે, અભિષ્યંદિ રસવાળુ અને પાકમાં સ્વાદીષ્ડ પરંતુ ઘણા ભાગે દોષને કરવાવાળુ છે.

**माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत् ।**
**वृष्यं विपाके मधुरं गुरु रक्तप्रदूषणम् ॥ ८८ ॥**

ભેંસનું દહિ વધારે ચિકટવાળું હોઇ કફને ઉત્પન્ન કરે છે તથા વાયુ અને પિત્તનો નાશ કરે છે, ધાતુને મજબુત બનાવે છે, ખાવામાં મીઠુ અને ભારે છે, એટલે લોહીને બગાડનાર છે.

**नार्या दधि त्रिदोषघ्नं चक्षुष्यं तर्पणं गुरु ।**
**बल्यं विपाके मधुरं स्निग्धं वह्निकरं परम् ॥ ८९ ॥**

નારીનું દહિ ત્રિદોષનો નાશ કરે છે, આંખને ફાયદાવાળું છે, તર્પણ છે, ભારે છે, બળને આપનાર, પાકમાં મીઠુ, ચિકણું અને અગ્નિને વધારનાર છે.

हास्तिन्या दधि वीर्योष्णं कटु पाकेऽग्निनाशनम् ।
कषायानुरसं वर्चोवर्द्धनं कफवातजित् ॥ ९० ॥

હાથણીનું દહિ વિર્યમાં ગર્મ છે, પાકમાં તીખુ અને જઠરાગ્નિનો નાશ કરે છે, પાછળથી તુરૂ, રસવાળુ, અને ઝાડાને બાંધનાર છે, તથા કફવાતનો નાશ કરે છે.

औष्ट्रं विपाके कटुकं भेदि क्षाराम्लकं दधि ।
निहन्त्युदरकुष्ठार्शः शूलबन्धानिलक्रिमीन् ॥ ९१ ॥

ઉંટનું દહિ પાકમાં તીખુ, ભેદન, ખારૂ, ખાટુ તથા પેટના રોગ, કોડ, અર્શ, શુળ, વાયુબંધનો નાશ કરે છે.

अश्वाद्यैकशफं रूक्षं दध्यभिष्यन्दि दोषलम् ।
दीपनं स्वादु चक्षुष्यं वातकृत्कफमूत्रनुत् ॥ ९२ ॥

ઘોડી આદી એક ખરીવાળાં જાનવરનું દહિ લુખુ, અભિષ્યંદ અને દોષને ઉપજાવનારૂ, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, સ્વાદીષ્ટ, આંખને ફાયદાવાળુ અને વાયુને ઉપજાવનાર તથા કફ અને મૂત્રરોગનો નાશ કરવાવાળું છે.

सर्वेषु दाधिषु श्रेष्ठं गव्यमेव गुणावहम् ।
गालितं दधि सुस्निग्धं वातघ्नं श्लेष्मलं गुरु ॥ ९३ ॥

બધા દહિઓમાં ગાયનું દહિ ઉત્તમ છે, અને વધારે ગુણને કરવાવાળું છે. કપડાથી છીણેલું દહિ સુંદર ચીકણું ( ચીકટયુકત ) છે, તે વાયુનો નાશ કરે છે તથા કફને ઉપજાવે છે તેમ ભારે છે.

बलपुष्टिकरं रुच्यं मधुरं नातिपित्तकृत् ।
शृतक्षीरभवं रुच्यं दधि स्निग्धं गुणोत्तमम् ॥ ९४ ॥

બળ અને પુષ્ટિ આપનાર, રૂચિ ઉપજાવનાર, મીઠું, વધારે પિત્તને કરતું નથી, ગરમ કરેલ દુધનું દહિ રૂચિ ઉપજાવે છે, ચિકટવાળુ તથા વધારે ગુણો કરવાવાળું છે.

पित्तानिलापहं सर्वं धात्वग्निबलवर्द्धनम् ॥ ९५ ॥

સર્વે જાતનું દહિ વાયુ અને પિતનો નાશ કરે છે અને ધાતુ અગ્નિ અને તાકાતને આપવાવાળુ છે.

असारं दधि संग्राहि कषायं वातलं लघु ।
विष्टम्भि दीपनं रुच्यं ग्रहणीरोगनाशनम् ॥ ९६ ॥

મલાઇ કાઢી લીધેલું દહિ ઝાડાને બાંધે છે, તુરૂ અને વાયુકર્તા છે, હલકુ છે, વિષ્ટંભકર્તા, અગ્નિદીપન, રૂચિને ઉપજાવનાર અને ગ્રહણીનો નાશ કરે છે.

सशर्करं दधि श्रेष्ठ तृष्णापित्तास्रदाहनुत् ।
सगुडं वातनुगुष्यं बृंहणं तर्पणं गुरु ॥ ९७ ॥

ખાંડ નાંખેલું દહિ વધારે ઉતમ ગણાય છે, તથા તૃષ્ણા, રક્તપિત, બળતરાનો નાશ કરે છે, ગોળ નાંખેલું દહિ વાયુનો નાશ કરે છે તથા વીર્યને પુષ્ટ કરે છે, તર્પણ અને ભારે છે.

वसन्ते शरदि ग्रीष्मे दधि प्रायेण निंदितम् ।
हेमन्ते शिशिरे शस्तं वर्षासु चागुणावहम् ॥ ९८ ॥

વસંત, શરદ, ગ્રીષ્મ એ ઋતુઓમાં દહિ ખાવું યોગ્ય નથી. શિશિર ઋતુમાં દહિ ખાવું ઉત્તમ છે. પરંતુ વર્ષાઋતુમાં દહિ ખાવું ઠીક નથી.

शस्यते दाधिनो रात्रौ शस्तं चाम्बु घृतान्वितम् ।
दध्युत्तरो दधिस्नेहो दध्यग्रः कटुकः सरः ॥ ९९ ॥

રાત્રે દહિ ખાવું સારૂ નથી, પાણી અને ઘીથી મેળવેલું દહિ ઉત્તમ છે, દધ્યુતર, દધિસ્નેહ, દધ્યગ્ર, કટુક, સર એ નામ દહિના સરકાનાં છે.

दध्नः सरो गुरुर्वृष्यो वातवह्निप्रणाशनः ।
बस्तेर्विशोधनश्चाम्लः पित्तश्लेष्मविवर्द्धनः ॥ १०० ॥

દહિ સારક, ભારે, વીર્યનો વધારો કરનાર, વાયુ અને અગ્નિનો નાશ કરનાર બસ્તીને શોધનાર, ખાટુ, તથા પિત્ત, કફને વધારનાર છે.

मस्तु क्लमहरं बल्यं लघु भक्ताभिलाषकृत् ।
स्रोतोविशोधनं ह्लादि कफतृष्णानिलापहम् ।
अवृष्यं प्रीणनं शीघ्रं भिनत्ति मलसंग्रहम् ॥ १ ॥

દહિંનું પાણી ગ્લાનીનો નાશ કરે છે, બળ આપે છે, હલકું છે, ખાવાને ભૂખ લગાડે છે, કાનને ફાયદો કરે છે, મનને ખુશી રાખે છે તથા કફ, તૃષા, વાયુનો નાશ કરે છે. વૃષ્ય નથી પણ પ્રીણન છે તેમજ ઝાડાને સંચયને કાઢી નાંખે છે.

---

## છાશ.

**दण्डाहतं कालशेयं गोरसश्च विलोडितम् ॥ २ ॥**

દંડાહત, કાલશેય, ગોરસ, વિલોડીત એ નામ છાશનાં છે.

**सरसं निर्जलं घोलं मथितं रसवर्जितम् ।**
**समोदकमथ श्वेतमुदश्चित्त्वर्धवारिकम् ॥ ३ ॥**

પાણી વગર એકલા દહિને વાટવાથી ઘોળ (મઠો) થાય છે, પાણી નિતરેલ દહિ મથિત કહેવાય છે, સરખા ભાગે પાણી મેળવેલ દહિને શ્વેત કહે છે. અડધા પાણીવાળું દહીં ઉદશ્વિત કહેવાય છે.

**पादोदकं भवेत्तक्रमर्द्धाम्भोऽन्ये बभाषिरे ।**
**तक्रं ग्राहि कषायाम्लं मधुरं दीपनं लघु ॥ ४ ॥**

ચોથા ભાગનું પાણી મેળવી વલોવાથી છાશ થાય છે, પરંતુ કોઇ વૈદ્ય અડધા પાણીવાળા વલોવેલા દહિંને છાશ કહે છે. છાશ ઝાડાને બાંધે છે. તુરી છે, ખાટી છે, મીઠી છે, હલકી છે અને જઠરાગ્નિને સતેજ કરે છે.

**वीर्योष्णं बलदं रूक्षं प्रीणनं वातनाशनम् ।**
**हन्ति शोथगरच्छर्दिप्रसेकविषमज्वरान् ॥ ५ ॥**

છાશ વિર્યમાં ગર્મ છે. બળ આપનાર, લુખી, તૃપ્તી આપનાર, વાયુનો નાશ કરનાર અને શોજા, બનાવટી ઝેર, છર્દિ, પ્રસેક, વિષમ તાવ.

**पाण्डुमेदोग्रहण्यर्शोमूत्रग्रहभगन्दरान् ।**
**मेहं गुल्ममतीसारं शूलप्लीहकफाक्रिमिन् ।**
**श्वित्रकोष्ठकफव्यापिकुष्ठतृष्णोदरापचीः ॥ ६ ॥**

પાંન્ડુ, મેદ, સંગ્રહણી, અર્શ, મૂત્રબંધ, ભગંદર, પ્રમેહ, ગોળો ઝાડો, શૂળ, બરોળ, કફ, કૃમિ, ધોળાકોઢ, ખાંસીના દર્દ, કોઢ, તૃષા, પેટના રોગ, અપચો, એનો નાશ કરે છે.

तक्रं निदाघे शरदि दौर्बल्ये भ्रममूर्च्छयोः ।
पित्तास्रमदशोफेषु कदाचिन्न प्रशस्यते ॥ ७ ॥

ગરમીના દહાડામાં, આસો અને કારતક મહીનામાં. દુબળા; પણામાં, ભ્રમ, મુર્છા, રક્તપિત, મદ, શોજા, એમાં છાશ કદી ખાવી નહિ.

शीतकाले ग्रहण्यर्शः कफवातामयेषु च ।
स्रोतोनिरोधे मन्दाग्नौ तक्रमेवामृतोपमम् ॥ ८ ॥

ઠંડી રૂતુમાં સંગ્રહણી, અર્શ, કફરોગ, વાયુના રોગ, કાનના રોગ, અને મંદાગ્નીમાં છાશ અમૃતના જેવા ગુણ કરે છે.

तक्रं तु मधुरं सर्वं श्लेष्मलं वातपित्तनुत् ॥ ९ ॥

સર્વ પ્રકારની છાશ મીઠી છે, કફકર્તા અને વાતપિતનો નાશ કરનાર છે.

अम्लं वातहरं तक्रं रक्तपित्तप्रकोपनम् ।
वातेऽम्लं सैन्धवोपेतं स्वादुपित्ते सशर्करम् ॥ १० ॥

ખાટી છાશ વાયુનો નાશ કરે છે. રક્તપિતને કોપાવે છે, સિંધા લુણ નાંખેલી છાશ વાયુમાં ફાયદાવાળી છે; પિતના વધારામાં ખાંડ નાંખેલી છાશ ઉત્તમ છે.

पिबेत्तक्रं कफे रूक्षं व्योषक्षारसमन्वितम् ।
समुध्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः ॥ ११ ॥

કફમાં એકલી છાશ અથવા સુંઠ, મરી, પિપર નાંખેલી છાશ પીવી–બીલકુલ ચીકટ નહી તેવી છાશ પથ્ય છે, એટલે હલકી છે.

स्तोकोध्धृतघृतं तस्माद्वृष्यं गुरु कफापहम् ।
अनुध्धृतघृतं शीतं गुरु पुष्टिकफप्रदम् ॥ १२ ॥

થોડુક ઘી લીધેલી છાશ વીર્યને પુષ્ટ કરે છે; ભારે છે અને કફનો નાશ કરે છે. બીલકુલ ઘી નહી કાઢેલી છાશ ઠંડી, ભારે, પુષ્ટી અને કફને કરે છે.

यान्युक्तानि दधीन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् ।
सरसं निर्जलं घोलं मथितं रसवर्जितम् ॥ १३ ॥

ગાય, ભેંસ વીગેરે આઠ પ્રકારનાં દહિં થાય છે, તેની છાશ સરખા ગુણવાળી થાય છે, નિર્જળ, ઘોળ, મથિત, રસવર્જિત એ નામ છાશનાં છે.

दधिवद्घोलमाथिते किञ्चितु लघु नरितः ।
मण्डतक्रा लघुतक्रा कूर्चिका दधिसम्भवा ॥ १४ ॥

ઘોળ અને વલોવેલ દહિં એક સરખાં થાય છે, પણ કંઇક પાણી મેળવેલ ઘોળ અને વલોવેલ દહિં થાય છે. મંડતક્રા, લઘુતક્રા, કૂર્ચિકા, દધિ સંભવા એ નામ ઘોળ અને મથન કરેલા દહીંનાં છે, અને તેનામાં પણ છાશના જેવા ગુણો રહેલા છે.

---

## માખણ.

हैयङ्गवीनं सरजं नवनीतं तु मन्थनम् ।
नवनीतं लघु ग्राहि सद्यस्कं स्वादु शीतलम् ॥ १५ ॥

હૈયંગ્વીન, સરજ, નવનીત, મંથન એ નામ માખણનાં છે, માંખણ હલકું અને ઝાડાને બાંધનાર, તુરતનું માખણ સ્વાદીષ્ટ અને ઠંડુ છે.

मध्यमीषत्कषायाम्लं वृष्यं पितानिलापहम् ।
अविदाह्यग्निकृन्नेत्र्यं क्षयार्शोव्रणकासजित् ॥ १६ ॥

થોડા દહાડાનું માખણ તુરૂ, ખાટું અને વીર્યને પુષ્ટ કરે છે, પિતવાતનો નાશ કરે છે, બળતરા કરતું નથી, અગ્નીને સતેજ કરે છે, આંખને ફાયદાવાળુ તથા ક્ષય, અર્શ, ઘાવ, ખાંસીનો નાશ કરે છે.

नवनीतं चिरोद्भुतं गुरु मेदःकफप्रदम् ।
शोथघ्नं बलकृद्वृष्यं विशेणादमृतं शिशोः ॥ १७ ॥

બહુ દહાડાનું માખણ ભારે, મેદ અને કફને આપવાવાળું છે, સોજાનો નાશ કરે છે, બળને આપે છે, વીર્યને પુષ્ટકર્તા છે, પરંતુ વિશેષમાં બાળકોને અમૃતના જેવા ગુણો કરે છે.

क्षीरोत्थं तदतिस्निग्धं चक्षुष्यं रक्तपित्तजित् ।
वृष्यं बलकरं ग्राहि मधुरं शीतलं परम् ॥ १८ ॥

દુધથી કાઢેલું માખણ અત્યંત ચીકટવાળું, આંખને ફાયદો કરનાર, અને રક્તપીતનો નાશ કરે છે, વીર્યને મજબુત કરે છે, બળ આપે છે, ઝાડાને બાંધે છે ને મીઠું અને ઠંડુ છે.

---

## ઘી.

घृतमाज्यं हविः सर्पिराधारममृताह्वयम् ।
घृतं रसायनं स्वादु चक्षुष्यं गुरुदीपनम् ॥ १९ ॥

ઘૃત, આજ્ય, હવિ, સર્પિ, આધાર, અમૃતાહ્વય, એ નામ ઘીનાં છે. ઘી વૃદ્ધાવસ્થાનો નાશ કરે છે, સ્વાદીષ્ટ, આંખને ફાયદાવાળુ, ભારે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં છે.

शीतवीर्यं विषालक्ष्मिवातपितानिलापहम् ।
अत्यभिष्यंदि कान्त्योजस्तेजोलावण्यबुद्धिकृत् ॥१२०॥

શીતવીર્ય વાયુ, ઝેર, ખરાબ ચહેરો, વાત, પીત, વાયુ એનો નાશ કરે છે, વધારે અભિષ્યંદી છે, કાન્તી, બળ, તેજ, લાવણ્ય, બુદ્ધિને આપનાર છે.

उदावर्त्तज्वरोन्मादशूलानाहव्रणाञ्जयेत ।
स्निग्धं कफमदं रूक्षं क्षयवीसर्परक्तजित् ॥ २१ ॥

ઉદાવર્ત, તાવ, ઉન્માદ, શળ, આફરો, ઘા એનો નાશ કરે છે, ચીકણું છે, કફકર્તા છે, લુખુ, ક્ષય, રતવા, દોષીત લોહીનો નાશ કરે છે.

स्वर्यं क्षतहरं प्रायः शस्यते बालवृद्धयोः ।
घृतं क्षीरभवं ग्राहि शीतलं नेत्ररोगजित् ॥ २२ ॥

સ્વરને ફાયદાવાળુ, ઘણા ભાગે બાળકો અને વૃદ્ધ માણસોને હીતકારી છે, દુધથી કાઢેલું ઘી ઝાડાને બાંધે છે, ઠંડુ છે, આંખના રોગને દુર કરે છે.

निहन्ति पित्तदाहास्रमदमूर्च्छाभ्रमानिलान् ।
पुराणं कटुकं पाके सर्पिर्दोषत्रयापहम् ॥ २३ ॥

પિત્ત, બળતરા, લોહિવિકાર, મદ, મૂર્ચ્છા, ભ્રમ, વાયુ, એનો નાશ કરે છે, જુનું ઘી ખાવામાં તુરૂ છે તથા ત્રિદોષનાશક છે.

श्रोत्रनेत्रशिरःशूलकुष्टापस्मारशोथजित् ।
योनिरोगज्वरश्वासकुष्टार्शोगुल्मपीनसान् ॥ २४ ॥

કાનના રોગ, આંખના રોગ, માથાનું શૂળ, કોડ, વાઇ, સોજા-નો નાશ કરે છે, યોની રોગ, તાવ, શ્વાસ, કોડ, અર્શ, ગોળા, નાકનુ છડ એનો નાશ કરે છે.

निहन्ति दीपनं बस्तिनस्यपूतिः प्रशस्यते ।
घृतमण्डोऽपि घृतवद्गुणैस्तीक्ष्णोलघुः सर ॥ २५ ॥

જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, બસ્તિ અને નસ્યમાં ઉત્તમ છે, ઘીની છાશમાં પણ ઘીના જેવાજ ગુણો છે. પરંતુ તેજ, હલકી અને દસ્તને ઉતારનાર છે.

दसवर्षात्परं सर्पिः कौम्भमित्यभिधीयते ।
रक्षोघ्नं लघु तस्मात् तु गुणैः श्रेष्ठं महाघृतम् ॥ २६ ॥

દશ વર્ષ ઉપરાંતનું ઘી કૌંભ એ નામથી ઓળખાય છે, તે રાક્ષસ દોષને ટાળે છે, હલકું છે, તેનાથી વધારે ગુણવાળું મહા-ઘૃત હોય છે.

घृतस्य गुणदोषौ तु क्षीरतुल्यौ समादिशेत् ।
सर्वेषु गुणकृद्गव्यमाविकं निन्दितं पुनः ॥ २७ ॥

ઘીના ગુણદોષ દુધના જેવા છે, બધા ઘીમાં ગાયનું ઘી ગુણકારી છે અને ભૂંડનુ ઘી ખાવાને લાયક નથી.

---

## તેલ.

तैलमुष्णं गुरु स्थैर्य बलवर्णकरं सरम् ।
वृष्यं विकाशि विशदं मधुरं रस पाक्योः ॥ २८ ॥

તેલ ગર્મ છે, ભારે છે, યુવાવસ્થામાં ફાયદાવાળું છે, બળ અને ધાને કરવાવાળુ છે, ઝાડા કરનાર, ધાતુને મજબુત બનાવનાર, અજવાળુ આપનાર, પ્રસરી જનાર તથા ખાવા અને પીવામાં મીઠું છે.

**सोष्णं कषायानुरसं तिक्तं श्लेष्मानिलापहम् ।**
**विपाके मधुरं तीक्ष्णं बृंहणं रक्तपित्तजित् ॥ २९ ॥**

ગરમ કરેલું તેલ તુર અને કડવું છે તથા રસ વગરનું છે, કફ અને વાયુનો નાશ કરે છે. પાકમાં મીઠું, તેજ અને ધાતુને મજબુત બનાવે છે તથા રક્તપિત્તનો નાશ કરે છે.

**श्लेष्मलं कटु विण्मूत्रत्वग्गर्भाशयशोधनम् ।**
**दीपनं मतिदं केश्यं व्यायामव्रणमेहनुत् ॥ ३०**

કફકર્તા, તીખુ અને ઝાડા પેસાબ, ચામડી, ગર્ભાશયને શોધે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, બુદ્ધિને આપે છે; વાળોને ફાયદો કરે છે તથા થાક, ઘાવ તથા પ્રમેહનો નાશ કરે છે.

**श्रोत्रयोनिशिरःशूलनेत्ररोगविनाशनम् ।**
**मथिताच्युत त्रिच्छिन्न भग्नव्यालविषादिषु ।**
**क्षतेऽग्निदग्धे तत्पथ्यं पानाभ्यङ्गादिभिः सदा ॥ ३१ ॥**

કાનના રોગ, યોનીરોગ, માથાનુ શુળ, આંખના રોગનો નાશ કરે છે. કચરાએલ, પડી ગએલ, કપાએલ, ભાગેલા, સાપના કરડેલા, દેવતાતી બળેલાને પાવાથી તથા માલીસ કરવાથી ( ચોપડવાથી ) ફાયદાવાળુ છે.

**घृतमब्दात्परं पक्वं हीनवीर्यं प्रजायते ।**
**तैलं पक्वमपक्वं वा चिरस्थायि गुणाधिकम् ॥३२॥**

ઘી એક વર્ષ ઉપરાંતનું પાકેલું વીર્ય વગરનું થઇ જાય છે પરંતુ તેલ પાકેલું અથવા વગર પાકેલુ ઘણા દહાડાથી પડી રહેલુ પણ ઉત્તમ ગુણોવાળુ રહે છે.

## એરંડીઉ તેલ.

एरण्डतैलं मधुरमुष्णं दीपनशोधनम् ।
वृष्यं त्वच्यं वयःस्थापि मेधाकान्तिबलप्रदम् ।
कषायानुरसं सूक्ष्मं योनिशुक्रविशोधनम् ॥ ३३ ॥
हन्ति वातोदरानाहगुल्माष्ठीलाकटिग्रहान् ।
वातशोणितशूलादिव्रणशोथामविद्रधिन् ॥ ३४ ॥

એરંડીઉ તેલ મીઠું, ગર્મ અને અગ્નિને સતેજ કરનાર છે, શોધનકર્તા છે.

ધાતુને મજબુત કરે છે, ચામડીને ફાયદો કરે છે, જીવનને સ્થાપિત કરે છે તથા બુદ્ધિ, કાન્તિ, બળને આપનાર છે. તે તુરૂ અને રસ વગરનું છે. હલકુ છે, યોનિ તથા ધાતુને શોધનાર છે તથા વાયુ, પેટના રોગ, ગોળો, બંધકોશ, કમ્મર જલાઇ જવી વાતરકત, શુળ, ઘાવ, શોજા, મરડો, વિદ્રધિનો નાશ કરે છે.

---

## તીખાં તેલ.

पृथ्वीकामूलजीमुतादन्तीकवचांशिग्रुजम् ।
निम्बासीकरञ्जार्कहस्तिकर्णेङ्गुदीभवम् ॥ ३५ ॥

ઇલાયચી, પીપળામુળ, દેવદાલી, દન્તી (નેપાળો) કૌચ, સરગવો, લીંબડો, અળશી, કરંજ, આકડો, રાતો એરંડો, હાથીકંદ, ગુંદીનાં તેલો.

शङ्खिनीनिम्बकं तलं तैलं ज्योतिष्मतीकृतम् ।
कुसुम्भसर्षपोभ्दुतं तैलं सौवर्चलं तथा ॥ ३६ ॥

સંખાવલીનુ તેલ, લીંબડાનુ તેલ, માલકાંકણીનું તેલ, કસુંબાનુ તેલ, સરસવનુ તેલ, સુવર્ચલાનુ તેલ.

विपाके कटुकं तीक्ष्णमुष्णं तिक्तं सरं लघु ।
हन्ति कुष्टामयं श्लेष्ममेहमूर्च्छामयाक्रिमिन् ॥ ३७ ॥

એ બધાં તીખાં તેલ છે, તેજ છે, ગર્મ છે, કડવાં છે, પ્રસરી જનારાં છે, હલકાં છે, તથા કોડ, કફ, પ્રમેહ, મૂર્છા, કૃમિ વીગેરેનો નાશ કરે છે.

## લીંબડાનું તેલ.

**निम्बतैलं जयेत्कुष्ठं व्रणश्लेष्मज्वरक्रिमीन् ॥ ३८ ॥**

લીંબડાનું તેલ કોડ, ઘાવ, કફ, તાવ, કૃમિ એનો નાશ કરવા વાળું છે.

## અળસીનું તેલ.

**अतसीतैलमाग्नेयं स्निग्धोष्णं कफपित्तनुत् ।**
**कटुपाकमचक्षुष्यं बल्यं वातहरं गुरु ॥ ३९ ॥**

અળશીનું તેલ, તેજ, ચીકણું, ગરમ અને કફ પિત્તનો નાશ કરે છે, પાકમાં તીખું, આંખના રોગને ફાયદાવાળું, બળ આપનાર, વાયુને હરનાર અને ભારે છે.

## સરસવનું તેલ.

**सार्षपं कृमिनुत्तैलं कुष्ठकण्डूहरं लघु ।**
**पित्तास्रदूषणं हन्ति मेहकर्णशिरोगदान् ॥ ४० ॥**

સરસવનું તેલ, કૃમિનો નાશ કરે છે તથા કોડ, ખસનો નાશ કરે છે. હલકું છે, રક્તપિતને વધારે છે, પ્રમેહ, કાનના રોગ, માથાના રોગનો નાશ કરે છે.

## કોસંબીનું તેલ.

**कौसुम्भं कटुकं तैलमचक्षुष्यं बलप्रदम् ।**
**केवलानिलनुत्तीक्ष्णं विदाह्युष्णं द्विदोषकृत् ॥ ४१ ॥**

કોસંબીનું તેલ, તીખું, આંખને ફાયદાવાળું, બળ આપનાર, અને એકલા વાયુનો નાશ કરનાર છે. તેજ છે, બળતરા કરે છે, ગરમ છે તથા દોષોને કોપાવે છે.

## માલકાંકણીનું તેલ.

**ज्योतिष्मतिभवं तैलं पित्तलं स्मृतिबुद्धिदम् ॥ ४२ ॥**

માલકાંકણીનું તેલ પિતકર્તા, તથા સ્મરણશક્તિ અને બુદ્ધિને વધારનાર છે.

---

## નારીએલ વગેરે તેલો.

**अक्षोटिकाहिमुक्ताक्षनारिकेलभवं हरेत् ।**
**तैलं पित्तानिलं केश्यं गुरु श्लेष्मकरं हिमम् ॥ ४३ ॥**

અખરોટ, સાપની કાંચળી, બહેડાં, નારિએલ એનાં તેલ પિત્ત વાતનો નાશ કરે છે. વાળોને ફાયદાવાળાં છે, ભારે છે, કફકર્તા છે અને ઠંડાં છે.

---

## સીસમ વગેરેનાં તેલો.

**शिंशपागुरुगण्डीररसालामरदारुजम् ।**
**तलं कषायं कटुकं तिक्तं दुष्टव्रणापहम् ।**
**वातरक्तविषश्लेष्मकण्डूकुष्ठानिलाञ्जयेत् ॥ ४४ ॥**

સીસમ, અગર, થોર, ધક્ક, દેવાદાર એનાં તેલો તુરાં અને તીખાં તેમજ કડવાં છે, ખરાબ ધાતને સુધારે છે, તથા વાતરક્ત, ઝેર, કફ, ખસ, કોડ, વાયુ એનો નાશ કરે છે.

---

## ભીલામાનું તેલ.

**भल्लातकं तौवरकं वीर्योष्णं स्वादु तिक्तकम् ।**
**कुष्ठोर्ध्वाधस्त्रिदोषास्रमेदोमेहकृमिन्हरेत् ॥ ४५ ॥**

ભિલામાનું તેલ તુરૂ, વીર્યમાં ગર્મ, સ્વાદુવાળું, કડવું અને કોઢ, અરધાંગવાયુ, ત્રિદોષ, લોહી વીકાર, મેદ, પ્રમેહ, કૃમિ એનો નાશ કરે છે, ગહ્લતીથી તે તેલ સોજા અને ખરજને પેદા કરે છે.

---

## ખાખરા અને મહુડાં વગેરેનાં તેલ.

**तैलं पालाशमाधूकपाटलाफलसम्भवम् ।**
**कषायं मधुरं दाहपित्तश्लेष्मगदान्हरेत् ॥ ४६ ॥**

ખાખરો, મહુડો, પાડના ફળ એનાં તેલ તુરાં, મીઠાં, તથા દાહ, પિત, કફ રોગનો નાશ કરનારાં છે.

---

## ત્રપુશાદિ તેલ.

**कूष्माण्डत्रपुषैर्वारुतुम्बीकालिङ्गतिक्तकैः ।**
**कृतं प्रियालजीवन्ती श्लेष्मान्तकभवं तथा ॥ ४७ ॥**

કોળાનાં બીજ, કાકડીનાં બીજ, ખરબુચનાં બીજ, તુબંડીનાં બીજ, પરવળનાં બીજ, ચિરોંજી, ડોડી, ટેડુરાંનાં બીજનાં તેલ.

**तैलं गुरु स्वादुपाकं शीतं मूत्रप्रवर्त्तकम् ।**
**अदीपनमभिष्यन्दि कफदं वातपित्तजित् ॥ ४८ ॥**

ભારે, પાકમાં સ્વાદુ, ઠંડાં, મૂત્રળ, અગ્નિને સમાન્તામાં રાખનાર, કફકર્તા અને વાતપિતનો નાશ કરનાર છે.

---

## પાડાનું તેલ.

**एकैपिजं हिमं तैलं पितघ्न श्लेष्मवातकृत् ॥ ४९ ॥**

પાડાનું તેલ ઠંડું, પિતનો નાશ કરનાર અને વાતકફને કરનારું છે.

---

## જવનું તેલ.

**यवातिक्तोद्भवं तैलमीषत्तिक्तं रसायनम् ।**
**दीपनं लेखनं मेध्यं पथ्यं दोषत्रयापहम् ॥ ५० ॥**

જવનું તેલ કંઇક કડવું અને વૃદ્ધાવસ્થાને ટાળનાર, જઠરાગ્નિને સતેજ કરનાર, લેખન, બુદ્ધિને વધારનાર, પથ્ય રસાયન, અને ત્રિદોષને ટાળનાર છે.

---

## આમળાનું તેલ.

आम्रतैलमनाक्तिक्तं मधुरं नातिपित्तकृत्
कफवातहरं रूक्षं सुगन्धि विषदं परम् ॥ ५१ ॥

આમળાનું તેલ કંઇક કડવુ અને મીઠું છે, પિતને સમાનતામાં રાખે છે, કફવાતનો નાશ કરે છે. લુખ્ખુ છે, સુગંધવાળુ અને પ્રસરી જનારૂં છે.

———:o:———

## તેલ ચરબી વીગેરેનાં ગુણદોષો.

स्थावरा वातशमनाः स्नेहाः प्रोक्तास्तु तैलवत् ।
गौणमेतेषु तैलत्वं बलवर्णकरः पुनः ॥ ५२ ॥

ઝાડોનાં તેલ, તેલની માફક વાયુનો નાશ કરે છે. તેમાં તેલ પણુ ઓછુ હોય છે પણુ બળ અને કાંન્તીને આપનારાં છે.

मेदोमज्जावसा ज्ञेया ग्राम्यानूपौदकोद्भवाः ।
गुरवो मधुराश्चोष्णाः समीरणविनाशनाः ॥ ५३ ॥

ગરમ, પાણીવાળા એવા દેશોમાં રહેવાવાળા જાનવરોની મેદ, મજ્જા અને વસા ભારે છે, મીઠી છે, ગર્મ છે, તથા વાયુનો નાશ કરે છે.

जाङ्गलैकशकादीनां क्रव्यादानां कषायकाः ।
लघवः शीतला ज्ञेया रक्तपित्तनिबर्हणाः ॥ ५४ ॥

જાંગલ દેશમાં રહેવાવાળાં, એક ખરીવાળાં, માંસ ખાનારાં જાનવરોની મેદ, મજ્જા, વસા, તુરી, હલકી, ઠંડી અને રક્તપિતનો નાશ કરે છે.

प्रतुदा विष्किरादीनां ज्ञातव्याः कफकृन्तनाः ।
घृततैलवसामेदोमज्जानो वातनाशनाः ।
यथोत्तरं परिज्ञेया विपाके स्वादवः परम् ॥ ५५ ॥

ચાંચવડે ખાનારાં મોટા પોપટ, કબુતર, ખંજન, કોયલ વીગેરે તથા બતક, લાવરી, તેતર, કુકડા, ચકોર વીગેરે પ્રાણીયોનો મેદ,

મજ્જા, વસા કફનાશક છે; તેનાં ઘી, તેલ, વસા, મેદ, મજ્જા વાયુ નાશક છે, એમ ઉતરોતર ઘીથી તેલ, તેલથી વસા એમ એક એકથી ચઢીયાતાં છે.

---

## દારૂના ભેદ અને ગુણો.

**मद्यं हाला सुरा शुण्डा मदिरा वरुणात्मजा ।**
**सुरा गन्धोत्तमा कल्या देवस्पृष्टा च वारुणी ॥ ९६ ॥**

મદ્ય, હાલા, શુરા, સુંડા, મદિરા, વરૂણાત્મજા, ગંધોત્તમા, કલ્યા, દેવસ્પૃષ્ટા, વારૂણી એ નામ દારૂનાં છે.

**मद्यं पित्तकरं प्रायः सरं रोचनदीपनम् ।**
**विदाहि सृष्टविण्मूत्रं तीक्ष्णं वातकफापहम् ॥ ९७ ॥**

દારૂ કેવળ પિતકર્તા છે, ઝાડો કરે છે, રૂચિને ઉત્પન્ન કરે છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, બળત્રા કરે છે, ઝાડા, પેસાબને વધારે છે, તેજ છે અને વાત કફનો નાશ કરે છે.

**विधिनान्नयुतं पीतं तस्मादमृतसन्निभम् ।**
**अन्यथा कुरुते रोगानतिपीतं विषोपमम् ॥ ९८ ॥**

ભોજનના સાથે માફકસર (થોડા પ્રમાણમાં) દારૂ લેવાથી તે અમૃતના જેવા ગુણો કરે છે પરંતુ અકરાંતીયાપણે પીધેલો દારૂ અનેક રોગ પેદા કરે છે તથા ઘણોજ વધારે દારૂ પિધેલો ઝેરના જેવો છે.

**द्राक्षोत्थमविदाहित्वाद्रक्तपित्तेषु शस्यते ।**
**बलपुष्टिकरं मद्यं रक्तार्शोहारि दीपनम् ॥ ९९ ॥**

દ્રાક્ષનો દારૂ બળત્રા કરતો નથી, તેથી રક્તપીતમાં ઉત્તમ છે, અને બળ અને પુષ્ટી આપે છે, લોહી પડતા મસાનો નાશ કરે છે તથા અગ્નિ દીપન છે.

**माध्वी कल्यगुणा किञ्चित्खर्जूरमनिलप्रदम् ।**
**तद्वत् विशदं रुच्यं श्लेष्मघ्नं कर्षणं लघु ॥ १६० ॥**

મહુડાનો દારૂ ઓછા ગુણવાળો છે, ખજુરનો દારૂ વાયુકર્તા છે, પણ ચોખ્ખો રૂચિકર, કફનાશન, કર્ષણુ અને હલકો છે.

शालिषष्टिकपिष्टादिकृतं मद्यं सुरा मतम् ।
सुरा गुर्वी बलस्तन्यपुष्टिमेदःकफप्रदा ।
ग्राहिणी शोथगुल्मार्शोग्रहणीमूत्रकृच्छ्रनुत् ॥ ६१ ॥

ડાંગરના ચોખા, શાલીના ચોખા, પીઠી વગેરેનો દારૂને સુરા કહે છે, સુરા દારૂ ભારે અને બળ, દૂધ, પુષ્ટિ, મેદ, કફનો વધારો કરે છે, ઝાડાનો બંધકોશ કરે છે, સોજા, ગોળો, અર્શ, સંગ્રહણી, મૂત્રકૃચ્છનો નાશ કરે છે.

पुनर्नवा शालिपिष्टैर्विहिता वारुणी मता ॥ ६२ ॥

શેરડી અને ડાંગરના ચોખાથી બનાવેલ દારૂ વારૂણુ કહેવાય છે.

सुरावद्वारुणी लघ्वी पीनसाध्मानशूलनुत् ।
प्रसन्ना स्यात्सुरामण्डस्तस्मात्कादम्बरी घना ॥ ६३ ॥

વારૂણી નામના દારૂમાં પણ નામના દારૂના જેવાજ ગુણો રહેલા છે પરંતુ સુરા કરતાં કાંઇક હલકો છે તથા પીનસ, આધમાન શુળનો નાશ કરે છે. સુરા અને મંડમાંથી પ્રસન્ના થાય છે, અને સુરા મંડથી ઘનરૂપમાં કાદંબરી થાય છે.

जङ्गलस्तदधः प्रोक्तो जङ्गलान्मेदको घनः ।
पक्कशो जङ्गलः सारः सुराबीजं तु किण्वकम् ॥ ६४ ॥

એનાથી નીચેનો જંગલ કહેવાય છે, જંગલથી જાડો મેદક કહેવાય છે. જંગલનો સાર (સત્વ) પક્કશ કહેવાય છે, સુરાના બીજ કિણ્વક કહેવાય છે.

प्रसन्नानाहगुल्मार्शश्छर्द्यरोचकवातजित् ।
दीपन्याध्मानहृत्कुक्षितोदशूलप्रणाशिनी ॥ ६५ ॥

પ્રસન્ના, આફરો, ગોળો, અર્શ, છર્દિ, અરૂચિ, વાયુનો નાશ કરે છે. જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, આદમાનનો નાશ કરે છે, પડખાના સણુકા અને શુળનો નાશ કરે છે.

कादम्बरी गुरुर्हृष्या दीपनी वातकृत्सरा ।
जङ्गलः कफनुद्ग्राही शोफार्शोग्रहणीहरः ॥ ६६ ॥

કાદંબરી, ભારે, સ્ત્રી સંગમાં ફાયદાવાળો, અગ્નિને જગાડનાર, વાયુકર્તા, અને પ્રસરી જનારો છે. જંગલ, કફનો નાશ કરે છે. અને ઝાડાને બાંધે છે, તથા સોજા, અર્શ ગ્રહણીનો નાશ કરે છે.

मेदको मधुरो बल्यः स्तम्भनः शीतलो गुरुः ।
पक्कशो हृतसारत्वाद्विष्टम्भी वातवर्द्धनः ॥ ६७ ॥

મેદક મીઠો, બળકર્તા, વિર્યને સ્થંભાવનાર તથા ઠંડો છે, ભારે છે, સાર યુક્ત પક્કશ વિષ્ટંભ કરે છે તથા વાયુને વધારે છે.

किण्वकं वातशमनमत्स्द्यं दुजरं गुरु ।
आक्षिकी सा सुरा या स्यादक्षत्वक्शालितण्डुलैः ॥ ६८ ॥

કિણ્વક—વાયુને શાંત કરે છે, ગંદો છે, પચવામાં વાર લાગે છે, અને ભારે છે, બહેડાની છાલ અને ડાંગરના ચોખાનો બનેલો દારૂ આક્ષિકી કહેવાય છે.

आक्षिकी पाण्डुशोफार्शःपित्तास्रकफकुष्ठनुत् ।
किञ्चिद्वातकरा रूक्षा दीपनी रेचनी लघुः ॥ ६९ ॥

આક્ષિકી, પાંન્ડુ, સોજા, અર્શ, રક્તપિત, કોડ, એનો નાશ કરે છે, પરંતુ કંઇક વાયુકર્તા છે, લુખો, અગ્નિ દીપન અને ઝાડો કરનાર તથા હલકો છે.

यवपिष्टकृतं मद्यं प्रोक्तं यवसुरा च सा ।
काकोलिकी हली ज्ञेया मैरेयो धान्यजासवः ॥ ७० ॥

જવની પીઠીમાંથી બનાવેલો દારૂ યવસુરા કહેવાય છે, કાકોલિકી હલી, મૈરેય, ધન્યજાસવ એ નામ તેનાં છે.

आसवश्च सुरायाश्च द्वयोरप्येकभाजनम् ।
साधनं तद्विजानीयान्मैरेयमुभयात्मकम् ॥ ७१ ॥

આસવ અને સુરા એકજ જાતના થાય છે, એ પ્રમાણે વાપરવાની રીત પણ સરખી છે એ બેનો મૈરેય થાય છે.

क्वचित्तु धातकीपुष्पं गुडधान्याम्बुसाधितम् ।
गुर्वी यवसुरा रूक्षा स्याद्विष्टम्भत्रिदोषकृत् ॥ ७२ ॥

ધાવડીનાં ફુલ, ગોળ અને અનાજનું પાણીથી મદ્ય થાય છે, યવસુરા ભારે છે, લુખો, વિષ્ટંભ અને ત્રિદોષને કરે છે.

काकोली बृंहणी वृष्या दृष्टिमान्द्यप्रदा गुरुः ।
मैरेयं बृंहणं वृष्यं गुरु सन्तर्पणं सरम् ॥ ७३ ॥

કાકોલી, ધાતુને ઘટ કરે છે, સ્ત્રીસંગમાં ફાયદાવાળો છે પરંતુ દ્રષ્ટીને મંદ કરે છે, ભારે છે, મૈરેય ધાતુને પુષ્ટ કરે છે, સ્ત્રીસંગમાં હીતકારી છે, ભારે છે, તૃપ્તી કરે છે અને ઝાડો કરનાર છે.

मद्यं सर्वरसं जातं मधूलकमुदीर्यते ।
मधूलकं गुरु स्वादु स्निग्धं शुक्रकफप्रदम् ॥ ७४ ॥

બધા રસોથી ઉપજાવેલ દારૂને મધુલક કહે છે, તે ભારે, સ્વાદુ, ચિકટ યુક્ત, વીર્ય અને કફને પેદા કરે છે.

शार्करो दीपनः स्वादुः पाचनो रोचनो लघुः ।
स्त्रीविलासकरो वातशोषबस्तिविकारनुत् ॥ ७५ ॥

આસવ અગ્નિને જગાડે છે. સ્વાદુ, પાચનકર્તા, રૂચિકર, હલકો અને સ્ત્રી સંભોગમાં આનંદ આપનાર, વાત, શોષ, બસ્તિ વીકાર એનો નાશ કરે છે.

मध्वासवो लघू रूक्षः कुष्ठमेहविषापहः ।
गौडोऽग्निवर्द्धनो वर्णबलकृत्तर्पणः कटुः ।
तिक्तको बृंहणः स्वादुः सृष्टविण्मूत्रमारुतः ॥ ७६ ॥

મધ્યાસવ—હલકો, લુખો, કોડ, પ્રમેહ, ઝેર એનો નાશ કરે છે, ગોળનો દારૂ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, કાન્તી અને બળને આપનાર છે, તૃપ્તી કરે છે, તીખો, કડવો, ધાતુને ઘટ કરનાર, સ્વાદુ, મળમુત્ર, વાયુને ઉત્પન્ન કરે છે.

इक्षोः पक्वरसः पक्वः सीधु पक्वरसः स्मृतः ।
आमैः स एव विहितो बुधैः शीतरसो मतः ॥ ७७ ॥

ઈખના પાકા રસને સીધુ કહે છે તે વૈદ્યોને પક્વ રસ કહેલ છે, તેનો આસવ બને છે અને તેને શીતરસ કહે છે.

**सीधुः पक्करसः श्रेष्टः स्वराग्निबलवर्णकृत् ।**

**वात्तापितकरो हृद्यः स्नेहनो रोचनो जयेत् ।**

**विबन्धमेहशोफार्शःशोफोदरकफामयान् ॥ ७८ ॥**

સીધુ અને પક્વરસ ઉત્તમ છે, સ્વર, અગ્ની, બળ, કાન્તીને વધારે છે, તથા વાતપિત કરે છે, શરીરમાં કૌવત વધારે છે, શરીરને સ્નિગ્ધ બનાવે છે, રૂચિ ઉપજાવે છે, બંધકોશ, પ્રમેહ, સોજા, અર્શ, પેટના રોગ, કફ રોગનો નાશ કરે છે.

**तस्मादल्पगुणः शीतः सरः संलेखनः स्मृतः ॥ ७९ ॥**

એનાથી થોડા ગુણવાળો શીતરસ, પ્રસરી જનાર, સારી રીતે દોષને ઉખેડનાર છે.

**जाम्बवः क्षौद्रसम्भूतो जम्बूरसगुडोद्भवः ।**

**जाम्बवो बद्धनिष्यन्दः कषायोऽनिलकोपनः ॥ १८० ॥**

મધનો દારૂ જાંબવ થાય છે, જામ્બુનો રસ અને ગોળનો દારૂ જાંબવ થાય છે બેઉ એક ગુણવાળા છે, તે આંખને મીચાવે છે, તુરો છે તથા વાયુને કોપાવે છે.

**अरिष्टासवसीधूनां गुणान् कर्माणि चादिशेत् ।**

**बुद्ध्या यथा स्वसंस्कारमवेक्ष्य कुशलो भिषक् ॥ ८१ ॥**

અરિષ્ટ, આસવ, સીધુ એના ગુણો કર્મો બુદ્ધિથી વિચારી દારૂ જેવા સંસ્કારમાં બનેલો એવા ગુણો હોશીયાર વૈદ્ય જોઇને કહે.

**सान्द्रं विदाहि दुर्गन्धि विरसं कृमिसंकुलम् ।**

**अहृद्यं तरुणं रूक्षमुष्णं दुर्भाजने स्थितम् ॥ ८२ ॥**

ચીકટવાળો, દાહ કરવાવાળો, દુર્ગંધવાળો, રસ વગરનો, કીડા પડી ગએલો, હૃદયને અપ્રિય, તુરતનો બનાવેલો, ખરાબ વાસણમાં ઘાલેલો.

**अल्पौषधं पर्युषितमत्यर्थं पिच्छलं च यत् ।**

**कफप्रकोपि तन्मद्यं दुर्जरं च विशेषतः ॥ ८३ ॥**

થોડા ઓષધવાળો, વધારે દહાડાથી પડી રહેલો, ઝાગોવાળો દારૂ કફકર્તા અને વધારામાં પચવામાં અત્યંત ભારે છે.

पित्तप्रकोपि बहुलं तीक्ष्णमुष्णं विदाहि च ।
अहृद्यं पेशलं पूति कृमिलं विरसं गुरु ॥ ८४ ॥

બહુ જલદ, અને વધારે બળતરા કરે એવો દારૂ પિત્તને કોપાવે છે તથા હૃદયને અપ્રીય તથા ઝીણા જીવડાવાળો, રસ વગરનો ને ભારે,

तथा पर्युषितं वापि विद्यादनिलकोपनम् ।
सर्वदोषैरुपेतं तु सर्वदोषप्रकोपनम् ॥ ८६ ॥

તથા વાશી દારૂ વાતને કોપાવે છે એવો જે સર્વે દોષોથી ભરેલો દારૂ સર્વે દોષોને કોપાવે છે.

चिरस्थितं जातरसं दीपनं कफवातजित् ।
रुच्यं प्रसन्नं सुरभि मेध्यं सेव्यं महाद्रवम् ॥ ८६ ॥

બહુજ જુનો દારૂ રસવાળો-અગ્નિને સતેજ કરે છે તથા કફ વાતનો નાશ કરે છે, રૂચિને ઉપજાવે છે, એવો સારો દારૂ સુગંધિયુક્ત બુદ્ધિને વધારે એવો પીવાને લાયક છે.

तस्मान्नैकप्रकारस्य मद्यस्य रसवीर्यनात् ।
स सौक्ष्म्यादौष्णवातत्वाद्विकाशित्वाच्चवह्निनुत् ॥८७॥

એટલા માટે કોઈ પણ જાતનો દારૂ તેના રસવીર્યને જાણ્યા સિવાય પિવો નહિ, તે દારૂ થોડા પ્રમાણે લેવાથી મંદાગ્નિ કરતો નથી.

समेत्य हृदयं प्राप्य धमनीरूर्ध्वमागतः ।
विक्षुभ्योन्द्रियचेतांसि मदयत्याशु वीर्यतः ॥ ८८ ॥

વધુ પ્રમાણમાં હૃદયમાં અચ્છી રીતે વ્યાપી સર્વે ઇંદ્રિયો પર કાબુ પકડી ચિત્તને બગાડે છે અને વીર્યનો ઘટાડો કરે છે.

चिरेण श्लेष्मके पुंसि पातनो जायते मदः ।
अचिराद्वातिके दृष्टः पैत्तिके शीघ्रमेव च ॥ ८९ ॥

કફ પ્રકૃતિવાળા પુરૂષને મોડો દારૂ ચઢી, પડવા જેવી સ્થીતી કરે છે. વાત પ્રકૃતિવાળા પુરૂષને જલદી ચડી પડી જાય તેવી સ્થીતિ કરે છે, અને પિત પ્રકૃતીવાળા પુરૂષને તુરત ચડી જાય છે. ( મદ ઉપજે છે. )

**नवं मद्यमभिष्यान्दि त्रिदोषजनकं सरम् ।**
**अरिष्टं बृंहणं दाहि दुर्गन्धि विशदं गुरु ॥ १९० ॥**

નવો દારૂ—અભિસ્યંદી છે, ત્રિદોષકર્તા, ઝાડો કર્તા, ખરાબ ધાતુને વધારે છે, બળત્રા કરે છે, વધારે વાસવાળો, ચોખ્ખો અને ભારે છે.

**जीर्णं तदेव रोचिष्णु कृमिश्लेष्मानिलापहम् ।**
**हृद्यं सुगन्धि सुगुणं लघु स्रोतो विशोधनम् ॥ ९१ ॥**

જુનો દારૂ—રૂચિકર્તા, તથા કૃમિ, કફ, વાયુનો નાશ કરે છે. શરીરમાં બળ આપે છે, સુગંધિવાળો, જોવામાં રૂપાળો અને ગુણકારી છે; હલકો છે તથા નાડીઓને સોધે છે.

**सात्त्विकं गीतहास्यादि राजसं साहसादिकम् ।**
**तामसे निन्द्यकर्माणि निद्रादि कुरुते तदा ॥ ९२ ॥**

સાત્વિક પ્રકૃતિવાળાને દારૂથી ગાવાનુ તથા હસવાનું થાય છે, રજોગુણવાળાને સાહસ અને હઠ ઉત્પન્ન થાય છે, તમોગુણવાળાને ખરાબ કામ તથા ઉંઘવાનું ઉકલે છે.

**चुक्रं कफघ्नं तीक्ष्णोष्णं लघु रोचनपाचनम् ।**
**पाण्डुक्रिमिहरं रूक्षं भेदनं रक्तपित्तकृत् ॥ ९३ ॥**

ચુક, કફનો નાશ કરે છે, તેજ અને ગર્મ છે, હલકો છે, રૂચિને ઉપજાવે છે, પાચનકર્તા છે, પાન્ડુ અને કૃમિનો નાશ કરે છે. લુખો, ઝાડાને ખસેડનાર અને રક્તપિતને ઉત્પન્ન કરે છે.

**गौडादिरसयुक्तानि मद्यपृक्तानि यानि च ।**
**यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ॥ ९४ ॥**

ગોળના રસથી બનાવેલ દારૂ છે તે જેમ જેમ જુનો પડતો જાય છે તેમ તેમ તે ભારે અને અભિસ્યંદી છે.

स्यात्काञ्जिकं तु सौवीरमारनालं तु दोषकृत् ।
काञ्जिकं शिशिरस्पर्शं पाचनं रोचनं लघु ॥ ९५ ॥

કાંજિક, સૌવીર, આરનાળ, એ કાજીનાં નામ છે, કાંજી દોષને ઉપજાવે છે, ઠંડી અને સ્પર્શવાળી છે, પાચન છે, રૂચિને ઉપજાવે છે તથા હલકી છે.

तुषोदकं यवैरामं सतुषैः सकलैः कृतम् ।
सौवीरकं कृतं त्वामैः पक्वैर्वा निस्तुषैर्यवैः ॥ ९६ ॥

કાચા જવથી બનાવેલ તુષોદક થાય છે, તુષો સાથે કાચા જવ અથવા તુષો સાથે પાકા જવથી બનાવેલ સૌવીર થાય છે.

सर्वं रसै रसाम्लं स्यात्सौवीरकमिति क्वचित् ।
तुषाम्बु दीपनं त्दृद्यं पाण्डुक्रिमिगदापहम् ॥ ९७ ॥

બધા રસો મળી રસામ્લ થાય છે, કોઇ તેને સૌવીર કહે છે, તુષોદક અગ્નિને જગાડે છે, બળ આપનાર અને પાણ્ડુ, કૃમિનો નાશ કરે છે

सौवीरकं ग्रहण्यर्शोनाशनं भेदि दीपनम् ।
धान्याम्लं धान्ययोनित्वात्प्रीणनं लघु दीपनम् ॥ ९८ ॥

સૌવીરક, સંગ્રહણી અને અર્શનો નાશ કરે છે, ઝાડાને ભેદનાર, અગ્નિદીપન છે, ધાન્યામ્લ, ધાન્યથી બનેલો હોઇ તૃપ્તિને કરતા છે, હલકો છે અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે.

स्पर्शदाहकरं पानात्पाचनं श्लेष्मनाशनम् ।
गण्डूषान्मुखवैरस्यदौर्गन्ध्यकफकृन्तनम् ॥ ९९ ॥

અડવાથી બળત્રા કરે છે, પીવાથી પાચનક્રીયા સુધારે છે, અને કફનો નાશ કરે છે, મળી જવાથી મુખને રસ વગરનું બનાવે છે, તથા કફનો નાશ કરે છે.

## ગાય, ભેંસના મુત્રના ગુણદોષ.

मूत्रं गोनागमहिषाहयाजाविखरोष्ट्रजम् ।
नराणा च भवेत्सर्वं पाचनं दीपन लघु ॥ २०० ॥

ગાય, હાથી, ભેંસ, ઘોડાં, બકરાં, ઘેટાં, ગધેડાં, ઉંટ, અને માણુસ એ સૌનાં મૂત્ર પાચક ગુણુવાળાં છે, અગ્નિ દીપન અને હલકાં છે.

लवणानुरसं तिक्तं रूक्षं स्रोतोविशोधनम् ।
पित्तलं कटुकं त्दृद्यं भेदि वातानुलोमतः ॥ १ ॥

મીઠાના મીશ્રવાળુ-કડવુ, લુખુ, કાનને શોધનાર, પીત કર્તા તીખુ, શરીરને બળ આપનાર, ઝાડાને ઉતારનાર, અને વાયુને શોશનાર છે.

निहन्ति वातगुल्मार्शःशोफोदरकफाक्रिमीन् ।
कुष्ठापाण्डुगदानाहविषशूलारुचीस्तथा ॥ २ ॥

અને વાયુ, ગોળો, અર્શ, પેટના રોગ, કફ, કૃમિ, કોડ, પાન્ડુ રોગ, આફરો ઝેર, શુળ, અરૂચિ એનો નાશ કરે છે.

गोमूत्रं तेषु सर्वेषु मूत्रयोगे प्रशस्यते ।
हस्तिमूत्रं त्रिषर्शोघ्नं कुष्ठगुल्मक्रमीश्चयेन ।
माहिषं शोफगुल्मार्शः पाण्डुमेहेषु योजयेत् ॥ ३ ॥

એ બધાં મૂત્રમાં ગાયનું મૂત્ર ઉતમ છે અને હાથીનું મૂત્ર ઝેર, અર્શ, કોડ, ગોળા અને કૃમિઓનો નાશ કરે છે, સોજા, ગોળો, અર્શ, પાન્ડુ, પ્રમેહ એ રોગમાં ભેંસનુ મૂત્ર વાપરવું.

---

## ઘોડાના મુત્રના ગુણો.

आश्वं भेदि विशेषेण कफदद्रुक्रुमीन्हरेत् ॥ ४ ॥

ઘોડાનું મૂત્ર ઘણુ કરીને મળને ખસેડનાર અને કફ, દાદર, કૃમિ-નો નાશ કરે છે.

---

## બકરીનું મુત્ર.

**आजं गुल्मविषश्वासकामलापाण्डुदोषजित् ॥ ५ ॥**

બકરીનુ મૂત્ર ગોળો, ઝેર, શ્વાસ, કમળો, પાંન્ડુ અને દોષોને ટાળે છે.

---

## ઘેટાનું મુત્ર.

**आविकं शोफकुष्ठार्शोमेहवर्चोग्रहापहम् ॥ ६ ॥**

ઘેટાનુ મુત્ર શોજા, કોઢ, અર્શ, પ્રમેહ, અને ઝાડાના બંધ-કોશને ટાળે છે.

---

## ગધેડાનું મુત્ર.

**गार्दभं ग्रहणीमेहकुष्ठोन्मादक्रमीञ्जयेत् ॥ ७ ॥**

ઘેટાનું મૂત્ર સંગ્રહણી, પ્રમેહ, કોઢ, ગાંડાપણુ, કૃમિ રોગનો નાશ કરે છે.

---

## ઊંટનું મુત્ર.

**औष्ट्रमुन्मादशोफार्शःक्रमिशूलोदरापहम् ॥ ८ ॥**

ઉંટનુ મૂત્ર ગાંડાપણુ, શોજા, અર્શ, ક્રમિ, શૂળ અને પેટના રોગનો નાશ કરે છે.

---

## પુરૂષનું મુત્ર.

**नरमूत्रं सरं हन्ति सेवितं सुरसायनम् ॥ ९ ॥**

માણુસનુ મૂત્ર, પ્રસરી જનાર, પિત્તથી રોગનાશક અસર કરે છે અને રસાયન છે.

**गोऽजाविमहिषीणां च स्त्रीणां मूत्रं प्रशस्यते ।**
**खरोष्ट्रभनराश्वानां पुंसां मूत्रं हितं मतम् ॥१०॥**

**इति मदनपालनिघण्टौ पानीयादिगुणवर्गोऽष्टमः ॥ ८ ॥**

ગાય, બકરી, ઘેટી, ભેંસ એ દરેક આ જાતી પશુઓનું મૂત્ર ઉત્તમ છે, ગધેડાં, ઉંટ, હાથી, માણુસ, ઘોડાં એ દરેક જાતીના પુરૂષ વર્ગનું મૂત્ર ઉતમ મનાય છે.

ઇતિશ્રીમદનપાલ નિઘંટનો પં- રામપ્રસાદ વૈદ્યે રચેલો પાણી યાદી વર્ગ ગુજરાતી ભાષામાં પુરો થયો.

---

**मृद्भक्षितानेन रुषेति वक्त्रे प्रसारिते वीक्ष्य ततो जगन्ति ।**
**सविस्मयं सादरमीक्ष्यमाणं यशोदया नन्दसुतं नमामि ॥१॥**

માટી ખાતાં રોશમાં મોં ફાડી જોતાં જસોદાજીને આખુ વિશ્વ જોવામાં આવ્યાથી આશ્ચર્ય અને પ્રેમ ઉત્પન્ન થએલા એવા નન્દના પુત્ર શ્રી કૃષ્ણુને પ્રણામ કરૂં છું.

---

# શેરડી

**इक्षुर्महारसो वेणुर्निःसृतो गुडपत्रकः ।**
**तृणराजो मधुतृणो गण्डीरोऽमृतपुष्पकः ॥ २ ॥**

ઇક્ષુ, મહારસ, વેણુ, નિઃસૃત, ગુડપત્રક તૃણરાજ, મધુતૃણ, ગંડાર, અમ્રત પુષ્પક,

**ह्रस्वमूलो लोहितक्षुः पौण्ड्रकः पौण्ड्रकोऽपरः ।**
**रसाल सुकुमारोऽपि कृष्णेक्षुर्भीरुको मत ॥३॥**

હ્રસ્વમૂળ, લોહિતેસુ, પૌંડ્રીક, એ નામ શેરડીનાં છે તથા પોંડ્રક, રસાળ, સુકુમાર, કૃષ્ણેસુ, ભીરૂક એ શેરડીનાં ભેદ છે.

**इक्षुः स्वादुर्गुरुः शीतो वृष्यः स्निग्धो बलप्रदः ।**
**जीवनो वातपित्तघ्नः कुर्यान्मूत्रकफाक्रिमीन् ॥ ४ ॥**

શેરડી, સ્વાદીષ્ટ, ભારે, ઠંડી, વૃષ્ય, ચિકણી, બળ આપનાર; જીવન સ્થાપિત કરનાર, વાત પિત્તનો નાશ કરે છે અને મૂત્ર, કફ, કૃમિને ઉત્પન્ન કર છે.

**स मूले मधुरोऽत्यर्थं मध्ये मधुर एव च ।**
**अग्रग्रन्थिषु विज्ञेयो लवणो मूत्रलस्तथा ॥ ५ ॥**

શેરડી થડમાં ઘણી મીઠી હોય છે, મધ્યમાં તેથી ઓછી મીઠી, છેડે કંઈ ખારા રસવાળી, અને મૂત્રને પેદા કરે છે.

लोहितेक्षुर्गुरुः शीतो दाहपित्तास्रकृच्छ्रनुत् ।
पौण्ड्रकः शीतलः स्निग्धो बृंहणः कफकृत्सरः ॥ ६ ॥

રાતી શેરડી ભારે, અને ઠંડી છે, બળતરા, રક્તપિત અને મુત્ર કૃચ્છનો નાશ કરે છે, ધોળી શેરડી ઠંડી, ચિકણી, ધાતુને મજ બુત બનાવનાર અને કફ કર્તા તથા સારક ગુણ વાળી છે.

कृष्णेक्षुस्तद्‌गुणो वंशः क्षारः किञ्चित्तु तत्समः ।
वंशवच्छतपोरोऽपि किञ्चिदुष्णः समीरजित् ॥ ७ ॥

કાળી શેરડીમાં પણ એવા ગુણો રહેલા છે, વંશ નામની શેર ડી કંઈક ભારે, અને ધીમા ગુણવાળી છે. શતપોર શેરડી વંશ શેરડીના બરાબર ગુણોવાળી છે પણ કંઈક ગર્મ અને વાયુનો નાશ કરનાર છે.

कान्तारतापसौ तद्वत्काष्ठेक्षुर्वातलो हिमः ।
कासकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः ॥ ८ ॥

કાંતરા અને તાપસ શેરડીમાં પણ એવાજ ગુણો રહેલા છે. કાષ્ટેક્ષુ શેરડી વાયુ કર્તા અને ઠંડી છે, કાસકાર શેરડી ભારે, ઠંડી, રક્તપિત અને ક્ષયનો નાશ કરે છે.

सूचीपत्रो नीलपरा नैपालो दीर्घपत्रकः ।
वातलः कफपित्तघ्नः सकषायोऽतिदाहकृत् ॥ ९ ॥

સૂચીપત્ર, નીલપર, નૈપાળ, દીર્ઘપત્રક એ નામ નેપાળ શેરડીના છે, તે ભારે, બળતરા કર્તા, કફ પિત્તનો નાશ કરનાર છે, તુરી અને વધારે દાહ કરનાર છે.

---

## શેરડીના રસના ગુણો.

दन्तनिष्पीडितस्तेषां रसः पित्तास्रनाशनः ।
शर्करासमवीर्यः स्यादविदाही कफप्रदः ।
गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्त्तितः ॥ १० ॥

સુશેલ શેરડીનો રસ, રક્તપિતનો નાશ કરે છે, ખાંડના જેવો વીર્ય (તાકાત) આપનાર છે; દાહ કરતો નથી પરંતુ કફ ઉત્પન્ન કરે છે તથા ભારે છે, યંત્ર (કોલુ) માં કાઢેલો રસ ભારે, બળતરા તથા ઝાડાને રોકે છે.

---

## સાકર.

सिता मत्स्यण्डिका पल्ली ममाण्डी वलकस्तथा ।
अन्या त्रिपलद्रुग्धा शिग्रुका कृत्तिकामला ॥ ११ ॥

સિતા, મત્સ્યંડીકા, પલ્લી, મમાન્ડી, વલક, બીજી વિષપલાંદ્રધ, શિગ્રુકા, કૃતિકા, અમળા,

स्वण्डमन्यत्स्वण्डसित्ता माधवी मधुशर्करा ।
यवासशर्कराऽन्या सा यवासकायसम्भवा ॥ १२ ॥

ખંડ, ખંડસિતા, માધવી, મધુ શર્કરા, યવાસ શર્કરા, યવાસ કકાથ સંભવા,

अन्या पुष्पसिता प्रोक्ता पुष्पसंस्तृतशर्करा ।
फाणितं क्षुद्रगुडको गुडस्त्विक्षुरसोद्भवः ।
मत्स्यण्डी ग्राहिणी बल्या गुरुः पित्तानिलापहा ॥ १३ ॥

પુષ્પસિતા, પુષ્પ સંસ્તશર્કરા, ફણિત, ક્ષુદ્રગુડક, ગુડ, ઇક્ષુરસોદ્ભવ એ નામ રાબ ખાંડ, ગોળ વીગેરેનાં છે, રાબ ઝાડાને બાંધે છે, બળ આપે છે, ભારે છે અને પિત્ત તથા વાયુનો નાશ કરેછે.

सितोपला सद्दा गुर्वी वातपित्तहरा हिमा ॥ १४ ॥

સિતોપલા, સહા એ નામ પણ સાકરનાં છે, સાકર ભારે, વાતપિત્તનો નાશ કરવાવાળી અને ઠંડી છે.

---

## ખાંડ.

स्वण्डमप्येवमुद्दिष्टं रुच्यं पुष्टिबलप्रदम् ॥ १५ ॥

ખાંડમાં પણ સાકરના જેવા ગુણો રહેલા છે, રૂચિને ઉપજાવે છે તથા પુષ્ટી અને બળ આપનાર છે.

---

## મધની ખાંડ.

**माधवी शर्करा रूक्षा कफपित्तहरा गुरुः ॥ १६ ॥**

માધવી શર્કરા અથવા મધની ખાંડ–લુખી, ઠંડી, વાયુ કરતા અને કફપિત્તનો નાશ કરનારી છે.

**यवासशर्करा शीता वातला कफपित्तजित् ॥ १७ ॥**

યવાસ સર્કરા અર્થાત ગોળને ઉકાળી બનાવેલી ખાંડ,–વાતળ, કફ, પિત્તનો નાશ કરનારી છે.

**सिता पुष्पसिता त्दृष्या रक्तपित्तहरा गुरुः ॥ १८ ॥**

સિતા, પુષ્પ સિતા, એ નામ ચીનીખાંડનાં છે, તે તાકાત આપનાર, રક્તપિત્તનો નાશ કરનાર અને ભારે છે.

**फाणित गुर्वभिष्यन्दि दोषलं मूत्रशोधनम् ॥ १९ ॥**

ફણિત અર્થાત રાબભેદ, ભારે છે, આંખને ફાયદા વગરની અને દોષો કરનાર, મુત્રને શોધનાર છે.

---

## મહુડાં.

**मधुकं फाणितं बास्तिदूषणं वातपित्तलम् ॥ २० ॥**

મધુક, ફણિત, એ નામ મહુડાનાં છે, મહુડાં બસ્તિને દોષિત કરે છે તથા વાતપિતને પેદા કરે છે.

---

## ગોળ.

**गुडः क्षारो गुरुः स्वादुर्वातपित्ताग्निकृत्सरः ।**
**बल्यः कृमिश्लेष्मकरो मूत्ररक्तविशोधनः ।**
**जीर्णो त्दृद्यो लघुः पथ्यो नाभिष्यन्द्यग्निपुष्टिकृत् ॥ २१ ॥**

ગોળ, ખારો, ભારે, સ્વાદીષ્ટ, વાતપિત્ત અને અગ્નિને ઉપજાવનાર ઝાડો લાવનાર, બળ આપનાર, કૃમિ અને કફ ઉતપન્ન કરનાર

તથા મુત્ર અને લોહીને શોધે છે જુનો ગોળ તાકાત આપનાર, હલકો અને માફક આવનાર છે, આંખને નુકશાન કરતો નથી તથા જઠરાગ્નિ તથા પુષ્ટિને વધારનાર છે.

इक्षोर्विकारान्विमलान् यथा कुर्युर्गुणास्तथा ।
तृड्दाहमूर्च्छापित्तासृक्विषमेहहरा हिमाः ।
गुरवो मधुरा बल्याः स्निग्धा वातहराः सराः ॥ २२ ॥

શેરડાના વીકારોને જેટલી ચોખ્ખી બનાવે એટલાજ ગુણવાળી થાય છે,-તૃષા, દાહ, મુર્ચ્છા, રક્તપિત, ઝેર, પ્રમેહનો નાશ કરે છે, ઠંડી છે, ભારે છે, મીઠી છે, બળ આપે છે, ચીકણી છે, વાયુનો નાશ કરે છે તથા સારક છે.

---

## મધના નામ અને ગુણો,

मधु पुष्पासवः पुष्परसो माक्षिकमीरितम् ।
माक्षिकं पैत्तिकं क्षौद्रं भ्रामरं मधु विस्तरात् ॥ २३ ॥

મધુ, પુષ્પાસવ, પુષ્પરસ, માક્ષિક એ નામ મધનાં છે, મધ માક્ષિક, પૈતિક, સૌદ્ર, ભ્રામર એમ ચાર જાતનું થાય છે.

माक्षिकं तैलसङ्काशं पैत्तिकं घृतसन्निभम् ।
क्षौद्रं कपिलवर्णं स्याद्भ्रामरं स्फटिकोपमम् ॥ २४ ॥

તેલના રંગ જેવું માક્ષિક મધ થાય છે, ઘીના રંગ જેવું પૈતિક મધ થાય છે, કાળા રંગ ( ભુખરા ) વાળુ ક્ષૌદ્ર મધ થાય છે, ( સ્ફટિક ) સફેદરંગનું ભ્રામર મધ થાય છે.

मधु शीतं लघु स्वादु रूक्षं ग्राहि विलेखनम् ।
चक्षुष्यं दीपनं स्वर्यं व्रणशोधनरोपणम् ॥ २५ ॥

મધ-ઠંડુ અને હલકુ છે, સ્વાદવાળુ, લુખુ, ઝાડાને બાંધનાર અને દોષને ઉખેડનાર, આંખને ફાયદાવાળુ, તથા જઠરાને જગાડનાર સાદને સુધારનાર તથા ઘાને સોધી પુરે છે.

वर्ण्यं मेधाकरं वृष्यं विशदं रोचनं जयेत् ।
कुष्ठार्शःकासपित्तास्रकफमेहक्लमक्रिमीन् ॥ २६ ॥

મધ—કાંન્તી કર્તા; બુદ્ધિ વધારનાર તથા કોડ, અર્શ, ખાંસી, રક્તપીત, કફ, પ્રમેહ, વિસ્મૃતી, કૃમી.

**मदतृष्णावमिश्वासहिक्कातीसारहृद्ग्रहान् ।**

**दाहक्षतक्षयास्रं तु योगवाह्यल्पवातलम् ॥ २७ ॥**

મદ, તૃષા, છર્દિ, શ્વાસ, હિચકી, અતિસાર, હૃદયરોગ, બળતરા, ક્ષય, ક્ષત, લોહી વીકાર એનો નાશ કરે છે તે યોગવાહિ છે પણ કાંઇક વાયુ કરે છે.

**माक्षिकं मधुषु श्रेष्ठं नेत्रामयहरं लघु ।**

**पैत्तिकं मधु रूक्षोष्णं पित्तदाहास्रवातकृत् ॥ २८ ॥**

મધમાં—માખીનું મધ ઉત્તમ છે, તે આંખના રોગને ટાળે છે તથા હળકુ છે, પૈતિક મધ લુખુ તથા ગર્મ છે, પિત, બળતરા અને રક્તવાતને ઉપજાવે છે.

**क्षौद्रं माक्षिकवच्चैव विशेषान्मेहनाशनम् ।**

**भ्रामरं रक्तपित्तघ्नं मूत्रजाड्यकरं गुरु ॥ २९ ॥**

માખીના મધમાં જે ગુણ છે તે ક્ષૌદ્ર મધમાં છે પરંતુ વધારામાં તે પ્રમેહનો નાશ કરે છે; ભ્રમર મધ રક્તપિત્ત નાશક છે તથા મુત્ર અને જડતાને ઉપજાવે છે તથા ભારેછે.

**नवीनं मध्वभिष्यन्दि स्निग्धं श्लेष्महरं सरम् ।**

**पुराणं ग्राहि तद्रूक्षं मेदोघ्नमतिलेखनम् ॥ ३० ॥**

નવુ મધ આંખને સારૂ નથી તથા ચીકણુ અને ભારે છે, કફનો નાશ કરે છે તથા સારક છે, જુનુ મધ ઝાડાને બાંધે છે, લુખુ છે, મેદરોગને ટાળે છે અને વધારે ઉતાવળથી દોષને ઉખાડે છે.

**विषादिपुष्टपुष्पेभ्यः सविषा माक्षिकादयः ।**

**मधु चिन्वन्ति तस्मात्तत्स्वभावात्सविषं स्मृतम् ॥ ३१ ॥**

ઝેરથી ભરેલાં પુષ્પોમાંથી ઝેરી માખી મધને તઇયાર કરે છે તેના લીધે ઝેરવાળુ મધ કહેવાય છે.

**तस्मादग्न्यातपात्तप्तं तद्युक्तं हन्ति मानवम् ।**

**उष्णे काले च देशे च द्रव्यैस्तप्तैश्च योजितम् ॥ ३२ ॥**

એટલા માટે અગ્નિ અગર તડકે ગરમ કરેલું મદ્ય ખાવામાં આવે તો માણસને મારી નાંખવાવાળુ થાય છે, ગર્મીના દહાડામાં, ગર્મ દેશમાં, ગર્મ ચીજોમાં મેળવેલું મદ્ય, ગર્મ પ્રકૃતીના માણસને ઝેરના જેવું જાણવું.

निरूहे छर्दने तज्ज्ञैस्तदुक्तं न निवार्यते ।
तस्मात्पाकमलब्ध्वैव तयोस्तद्विनिवर्त्तते ।
आमामये जलेनापि तद्रवे न निरुध्यते ॥ ३३ ॥

નિરૂહણુ જાતની બસ્તિમાં તથા ઉલટીમાં એ મદ્ય આપી શકાય છે, કેમકે તે ગરમ કરવાથી ઝેરી મદ્ય પચવામાં યોગ્ય નહી હોવાથી ઉલટ તથા નિરૂહણુ જાતીની બસ્તીમાં નીકળી જાય છે એટલા માટે વૈદ્યો તે બસ્તિમાં અને ઉલટી કરાવવામાં વાપરી તેનો નિવારણુ કરતા નથી તથા મરડામાં પણુ પાણી સાથે આપવાથી તે ઝાડા વાટે નીકળી જાય છે એટલે તેમાં પણુ વાપરવાને હરકત જેવું નથી.

मदनं मधुजं सिक्थं मधूच्छिष्टं मधुलितम् ।
मदनं मृदु सुस्निग्धं भुतघ्नं व्रणरोपणम् ।
भग्नसन्धानकृद्वातकुष्टवीसर्परक्तजित् ॥ ३४ ॥

મદન, મધુજ, સિકથ, મધુચ્છિષ્ટ, મધુલિત, એ નામ મીણનાં છે, મીણ—સુંવાળુ, રૂપાળુ, ચીકણું, ભૂતદોષને ટાળનારૂં, ઘાવને પુરે છે, ટુટેલાને જોડે છે, તથા વાયુ, કોડ, રતવા, લોહીવીકારને નાશ કરે છે.

या राज्ञां मुखतिलकः कटारमल्लस्तेन श्रीमदननृपेण निर्मितेऽत्र ।
ग्रन्थेऽमुन्मदनविनोदनाम्नि पूर्णो वर्गोऽयं मधुरसादिक्षुकादिः॥३५॥
इति श्रीमदनपालनिघण्टाविक्षुकादिरसवर्णन नाम ९ वर्गः ॥९॥

*રાજાઓમાં મુખ્ય પ્રધાન જે કટારમલ્લ થયો તેણે શ્રીમદન રાજાનો બનાવેલ મદનવિનોદ નામના ગ્રંથમાંનો મધુરરસ ઇક્ષુકાદી વર્ગ પુર્ણ કર્યો. ( તેનુ ગુજરાતી ભાષાન્તર )

आजन्ममृत्युं बहुजन्ममृत्युं तमालभासं विशदप्रकाशम् ।
मुक्तिप्रदं बद्धमुलूखलेन त्रैलोक्यतातं शिशुमाश्रयामि ॥१॥

જન્મ, મરણ વગરના, બહુ જન્મ, મરણવાળા, તમાલ પત્રના જેવી કાન્તીવાળા, સુંદર તેજવાળા, મુક્તિને આપવાવાળા, ખાંડણી દસ્તાથી બંધીવાન થએલા, ત્રિલોકની રક્ષા કરવાવાળા, બાળકીશોર કૃષ્ણનો હું આશ્રિત થાઊં છું.

---

## ડાંગર વીગેરેના નામ તથા ગુણો.

शालयो रक्तशाल्याद्या व्रीहयः षाष्टिकादयः ।
मुद्गादि वैदलं शैलं कंग्वादि तृणधान्यकम् ॥ २ ॥

રાતી, ધોળી ડાંગરના ચોખા, શાળના કહેવાય છે અને સાઠી આદી વરી કહેવાય છે; મગ આદી કઠોર કહેવાય છે અને ડાંગર વીગેરે તૃણ ધાન્ય કહેવાય છે.

क्षुद्रधान्यं कुधान्यं तु शुकधान्यं यवादिकम् ।
रक्तशालिर्लोहितः स्याद्गरुडः शकुनीहृतः ॥ ३ ॥

ક્ષુદ્ર ધાન્ય તથા કુધાન્ય ઝીણી જાતના અન્નનાં નામ છે, જ્યારે શૂક ધાન્ય થાય છે ત્યારે લાલ રંગની ડાંગર થાય છે. ગરૂડ શકુનીહત.

सुगन्धिको महाशालीः कलमस्तु कलामकः ।
रक्तशालिर्दीर्घशूकः पुण्ड्रो महिपमस्तकः ॥ ४ ॥

સુગંધિક, મહાશાલિ, કલમ, કલામક, રક્તશાલિ, દીર્ઘશૂક, પુણ્ડ્ર મહિપમસ્તક

पूर्णचन्द्रो महाशालिः पुण्डरीकः प्रमादकः ।
पुष्पाण्डक शीतभीरुः काञ्चनः शकुनीत्हृतः ॥ ५ ॥

પૂર્ણચંદ્ર, મહાશાલિ, પુણ્ડરીક, પ્રમાદક, પુષ્પાડક, શીતભીરૂ, કાંચન, શકુનીહત.

पाण्डुगौरः शारिवाख्यो रोध्रपुष्पः सुगन्धकः ।
हायनो दीर्घलातश्च महादूष कदूषकौ ॥ ६ ॥

પાણ્ડુગૌર, શારિવાખ્ય, રોધ્રપુષ્પ, સુગન્ધક, હાયન, દીર્ઘલાન, મહાદૂશક, દૂશક એ બધા ચોખાના ભેદ છે.

**शालयो मधुराः स्निग्धा बल्याश्च बद्धवर्चसः ।**
**पित्तघ्नाल्पानिलकफा मुत्रला लघवो हिमाः ॥ ७ ॥**

બધા ડાંગરના ચોખા—મીઠા, ચિકણા, બળ આપનાર, ઝાડાને બાંધનાર, પિત્તનાશક, કંઇક વાત, કફકર્ત્તા, મૂત્ર પેદા કરનાર તથા ઠંડા અને હલકા છે.

**रक्तशालिर्वरस्तेषां बल्यो वर्ण्यस्त्रिदोषजित् ।**
**चक्षुष्यो मूत्रलः स्वर्य्यः शुक्रलस्तृड्ज्वरापहः ॥ ८ ॥**

તેમાં લાલ ડાંગર ઉત્તમ છે, બળ અને કાન્તીને આપનાર છે, ત્રિદોષનો નાશ કરે છે, આંખને ફાયદાવાળી છે, મૂત્ર ઉપજાવે છે, સાદને સુધારે છે, ધાતુ ઉત્પન્ન કરે છે તથા શોશ અને તાવનો નાશ કરે છે.

**विषव्रणहरः किञ्चित्तस्मादल्पगुणाः परे ।**
**वृष्यो बल्यो महाशाली रक्तशालीगुणैः समः ॥ ९ ॥**

તથા ઝેર અને ઘાનો નાશ કરે છે. બીજી જાતની ડાંગરમાં કાંઇક ઓછા ગુણ છે, મોટી ડાંગર વીર્યવર્ધક, બળ આપનાર, અને રાતી ડાંગરના જેવા ગુણોવાળી છે.

**कार्मुकः पीत आमोदो लघुवृष्यो मुकुन्दकः ।**
**महाषष्टिककेदारपुष्पांकुरवकादयः ॥ १० ॥**

કાર્મુક, પીત, આમોદ, મુકુંદક, એ હલકાં છે, વીર્યને મજબુત બનાવે છે તથા મહાષષ્ટિક, કેદાર, પુષ્પાંકુર, બક વિગેરે;

**षष्टिका मधुराः शीता लघवो बद्धवर्चसः ।**
**वातपित्तप्रशमनाः शालीनां सदृशा गुणैः ॥ ११ ॥**

અને સાઠી ચોખા મીઠા, ઠંડા, હલકા, ઝાડાને બાંધનાર, વાતપિતનો નાશ કરનાર તથા ડાંગરના ચોખાના જેવા ગુણોવાળા છે.

**षष्टिकः प्रवरस्तेषां लघुः स्निग्धस्त्रिदोषजित् ।**
**पाके स्वादुर्मृदुर्ग्राही स्थैर्यकारी बलप्रदः ॥ १२ ॥**

એમાં સાઠીચોખા ઉત્તમ છે, હલકા છે, ચિકણા છે, ત્રિદોષનો નાશ કરે છે.

रक्तशालिगुणैस्तुल्यास्तस्मादल्पगुणाः परे ।
कृष्णव्रीहिस्तुरितकः कुक्कुटाण्डकपाटलौ ॥ १३ ॥

રાતી ડાંગરના ગુણ જેવા ગુણ છે, બીજી થોડા ગુણને કરવા-વાળી છે. કૃષ્ણવ્રીહિ, તુરિતક, કુકુટાંડક પાટળ

राजीवाक्षः शलायुश्च नन्दी जन्तुमुखाथयः ।
व्रीहयो मधुराः शीता षष्टिकानां गुणैः समाः ॥ १४ ॥

રાજીવાક્ષ, શલાયુ, નંદી, જંતુ મુખાદિ એ બધા વરીના ભેદછે બધા વરી મીઠાં, ઠંડા અને સાઠી ચોખ્ખાના જેવા ગુણોવાળા છે.

कृष्णव्रीहिर्वरस्तेषां तस्मादल्पगुणाः परे ।
शालयो दग्धभुञ्जाना लघुरूक्षाः कफापहाः ॥ १५ ॥

તેમાં કાળા વરી ઉતમ છે, એમાંથી થોડાગુણવાળા બીજા બધા વરી સમજવા, શેકેલા ચોખ્ખા–લુખાને કફનો નાશ કરે છે.

स्थूलजाः स्वादवः पित्तकफघ्ना वातवह्निदाः ।
केदरा वातपित्तघ्ना गुरवः कफशुक्रलाः ॥ १६ ॥

જાડી ડાંગર– સ્વાદીષ્ટ, પિત્ત કફનો નાશ કરનાર વાયુ અને જઠરાગ્નિને ઉત્પન્ન કરનાર છે, કૈદરા વાતપિત્ત નાશક, ભારે, કફ, અને વીર્યનો વધારો કરનાર છે.

रौध्यातिरौध्मा लघवो मूत्रलास्ते गुणोत्तराः ।
छिन्नरूढा हिमा रूक्षाः पित्तघ्न लघुपाकिनः ॥ १७ ॥

ધોળા અને વધારે ધોળા ચોખ્ખા હલકા મુત્રલ, વધારે ગુણ-વાળા અને ઝીણા ચોખ્ખા–લુખા, પિત્તનાશક અને જલદી પચી જનારા છે.

पुराणं नेत्रमन्धानां जलक्लिन्नं प्रयत्नतः ।
पुनर्विशोषितं सम्यग्घर्मे रूक्षं लघु स्मृतम् ॥ १८ ॥

જુના ચોખ્ખા આંખને ફાયદો કરનારા છે પલાળી મુકી ધીમાં શેકેલા ચોખ્ખા લુખા અને હલકા છે.

दीपनं पाचनं मेध्यं वातश्लेष्महरं परम् ।
व्रीहित्वं षष्टिकस्यापि भिन्नत्वं शीघ्रपाकतः ॥ १९ ॥

જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, પાચન કર્તા છે, બુદ્ધિને વધારે છે, વાયુ અને કફનો નાશ કરેછે, સાઠી ચોખ્ખાની પણ વરીઓમાં ગણત્રી છે, તાકીદે ચઢી જતા હોવાથી માત્ર તેમાં ભેદ છે.

——:o:——

## ઘઉં.

गोधूमः सुमनः क्षुद्रो मधूली रूपशीतला ।
नन्दीमुखोऽल्पगोधूमो लोकेशी पासिकोच्यते ॥ २० ॥

ગોધુમ, સુમન, ક્ષુદ્ર, મધુલી, રૂપ શિતળા, નંદીમુખ, અલ્પગોધુમ, લોકેશી, પાસિકા, એ નામ ઘઉંનાં છે.

गोधूमो मधुरः शीतो वातपित्तहरो गुरुः ।
कफशुक्रप्रदो बल्यः स्निग्धसन्धानकृत्सरः ॥ २१ ॥

ઘઉં મીઠા, ઠંડા, વાતપિત્તનો નાશ કરનાર ભારે, કફ અને વીર્યને ઉપજાવે છે, બળ આપનાર, ચિકણા, સાંધનાર અને સારક છે.

जीवनो बृंहणः वर्ण्यः स्यन्दी रुच्यो स्थिरत्वकृत् ।
मधूली शीतला स्निग्धा पित्तघ्नी मधुरा लघुः ॥ २२ ॥

જીવન છે, ધાતુને પુષ્ટ કરે છે, કાંન્તીને શુદ્ધ બનાવે છે–આંખને ફાયદાવાળા નથી, રૂચિને ઉતપન્ન કરે છે, સ્થીરતા કરે છે, મધુલી નામના ઘઉં ઠંડા, ચિકણા; પિત્ત નાશક, મીઠા અને હલકા છે.

शुक्रला बृंहणी पथ्या तद्वन्नन्दीमुखी मता ।
एतस्मात्स्थूलगोधूमात्क्षुद्रो हीनतरो गुणैः ॥ २३ ॥

નંદી મુખ નામના ઘઉં-વીર્ય ઉતપન્ન કરનાર, વીર્યને મજબુત કરનાર, પથ્ય છે, જાડા ઘઉંથી ઝીણા ઘઉંમાં બહુ ઓછા ગુણ હોય છે

———

## જવ.

यवः शुचिस्तीक्ष्णशूको निशूकोऽतियवोऽपरः ।
यवः कषायो मधुरः शीतः पित्तकफास्रजित् ॥ २४ ॥

યવ, શુચિ, તીક્ષ્ણશુક, અતિયવ એ નામ જવનાં છે. જવ તુરા, મીઠા, ઠંડા અને પિત્ત, કફ, લોહી વીકારનો નાશ કરે છે.

व्रणेषु तिलवत्पथ्यो रूक्षो मेधाग्निवर्द्धनः ।
लेखनो बद्धनिस्यन्दः स्वर्यो मेहतृषापहः ॥ २५ ॥

ઘા—માં તલની પેઠે માફક આવે છે, લુખા છે, બુદ્ધિ અને જઠરાગ્નિને વધારનાર છે, દોષને ઉખેડનાર, બંધકોશ કરનાર, સાદને ફાયદાવાળા, પ્રેમહ અને શોષનો નાશ કરે છે.

बहुवातमलः स्थैर्यवर्णकारी स पिच्छलः ।
अस्मादतियवः किञ्चिद्गुणैर्न्यूनस्तवः स्मृतः ॥ २६ ॥

વધારે વાયુ અને ઝાડાને ઉત્પન્ન કરનાર છે, સ્થીરતા અને કાન્તીને આપનાર છે, કઠણ છે, જેના લીધે અતિયવના છે. નામ જવ થોડા ગુણ વાળા કહ્યા છે.

---

## વાલ.

शिम्बी मुद्गश्चणो माषः सतीनः सकुलायकः ।
मसूरश्चक्रमङ्गल्यौ मकुष्टत्रिपुटादयः ॥ २७ ॥

વાલ, મગ, ચણા, અડદ, વટાણા, મઠ, મશુર, ચોળા, ગવાર વીગેરે બૈદળ એટલે કઠોર અન્ન કહેવાય છે.

वैदला मधुरा रूक्षाः कषायाः कटुपाकिनः !
वातलाः कफपित्तघ्ना बद्धमूत्रमला हिमाः ॥ २८ ॥

કઠોર—મીઠાં, લુખાં, તુરાં ખાવામાં કંઈક તીખાં, વાયુકર્તા કફ પિતનો નાશ કરનાર, ઝાડા પેસાબને કમી કરનારાં અને ઠંડા છે.

ऋते मुद्गमसूराभ्यामन्ये त्वाध्मानकारकाः ।
शिम्बा विष्टम्भिनो मेहदाष्टिघ्ना वातपित्तलाः ।

મગ અને મસુર સીવાય બીજાં બધાં આફરો કરનારાં છે, વાલ બંધકોશ કરે છે, પ્રમેહ અને દષ્ટિનો નાશ કરે છે તથા વાયુ અને કફને ઉત્પન્ન કરે છે.

**विशदा गुरवो त्दाद्या रूक्षा; कटुविपाकिनः ।**
**सितासितादिभेदेन बहुधा ते प्रकीर्तिताः ॥ ३० ॥**

સ્વચ્છ છે, ભારે છે, વીર્યને મજબુત બનાવે છે, શરીરને બળ આપે છે. પાકમાં કડવા, પીળા, કાળા, લાલ એમ ઘણા પ્રકારના થાય છે.

---

## મગ.

**मुद्गो बलाढयो मङ्गल्यो हरितः शारदोऽपरः ।**
**पीतः प्रचेतो बलाको माधवः परिकीर्तित ॥ ३१ ॥**

મુગ્દ, બલાઢ્ય, મંગલ્ય, હારિત, શારદ, પિત, પ્રચેત, બલાક, માધવ, એ નામ મગનાં છે.

**वनमुद्गस्तुवरको राजमुद्गस्तु खण्डकः ।**
**मुद्गो रूक्षो लघुर्ग्राही कफपित्तहरो हिम ॥ ३२ ॥**

વનમુગ્દ, તુવરક, રાજમુગ્દ, ખંડક એ વગડાઉ મગનાં નામ છે. મગ-લુખા, હલકા, ઝાડાને બાંધનાર અને કફ પિત્તનો નાશ કરનાર છે તથા ઠંડાં છે.

**स्वादुरल्पानिलो नेत्र्यो वर्णोऽप्येतद्गुणः स्मृतः ।**
**हरितः प्रवरस्तेषां तच्छाकं तिक्तमुत्तमम् ॥३३॥**

મગ—સ્વાદીષ્ટ, થોડાક વાયડા, આંખને ફાયદાવાળા, કાન્તીને સુશોભિત કરનાર. લીલા મગ બહુ શ્રેષ્ઠ છે, તેનું શાક કંઇક કડવું થાય છે.

---

## અડદ.

**माषो जीर्णकरो धारी धवलो राजमाशकः ।**
**माषो गुरुः स्वादुपाकः स्निग्धो वृष्योऽनिलापहः ॥ ३३ ॥**

માષ, ઉર્ણકર, ધારી, ધવળ, રાજ્યાષક એ નામ અડદનાં છે. અડદ ભારે, ખાવામાં સ્વાદીષ્ટ, ચીકણા, વીર્યને મજબુત બનાવનાર અને વાયુનો નાશ કરે છે.

उष्णः स तर्पणो बल्यः शुक्रलो बृंहणः परम् ।
भिन्नमूत्रकफस्तन्यमेदःपित्तकफप्रदः ।
गुदकीलार्दितश्वासपक्तिशूलानि नाशयेत् ॥ ९५ ॥

ગર્મ છે, તૃપ્તી કરે છે, બળ આપે છે, વીર્યને ઉપજાવે છે, ધાતુને મજબુત બનાવે છે તથા મૂત્ર, કફ, દુધ ને પેદા કરે છે તથા કફ પિતને પેદા કરે છે. અડદ—ગુદાના ખીલ ( ચરમ ) લકવો, શ્વાસ, પાશ્વાશૂળનો નાશ કરે છે.

---

## ચોળા ( ડોલરિયા ).

राजमाषः स्वादुरूक्षः कषायस्तर्पणो लघुः ।
ग्राही वातकफस्तन्यबहुवर्चोरुधिमप्रदः ॥ ९६ ॥

રાજમાષ અર્થાત લેવિયા—ચોળા—સ્વાદુ, લુખા, તુરા, હલકા અને ઝાડાને બાંધનાર છે તથા વાયુ, કફ, દુધ, વધારે મળ અને લોહીને પેદા કરે છે.

---

## મઠ.

मकुष्टको मकुष्टः स्यान्निष्पावो वल्लकः स्मृतः ।
मकुष्टो वातलो ग्राहि कफपित्तहरो गुरुः ।
वान्तिजिन्मधुरः पाके कृमिकृज्ज्वरनाशनः ॥ ९७ ॥

મકુષ્ટક, મકુષ્ટ, નિષ્પાવ, બલ્લક એ નામ મઠનાં છે. મઠ—વાયુકર્તા, ઝાડાને બાંધનાર છે. કફ, પિતનો નાશ કરે છે, ભારે છે. છર્દિનો નાશ કરે છે. પાકમાં મીઠા છે, કૃમિને ઉત્પન્ન કરે છે અને તાવનો નાશ કરે છે.

---

## વાલોળીયા.

निष्पावोऽनिलपित्तास्रमुत्रस्तन्यकरः सरः ।
विदाह्युष्णो गुरुः श्लेष्मशोफकृच्छुक्रनाशनः ॥ २८ ॥

નિષ્પાવ, અર્થાત રાજશીંબી—વાલોળીયા, રક્તપિત, મૂત્ર, દુધને ઉત્પન્ન કરે છે. સારક છે, બળત્રા કરે છે, ગર્મ અને ભારે છે, કફ અને શોજા ઉત્પન્ન કરે છે તથા વીર્યનો નાશ કરે છે.

---

## વટાણા.

वर्तुलस्तु सतीनः स्याद्धरेणुः स्वल्पवर्तुलः ।
वर्तुलः शीतलो ग्राहि कफपित्तहरो लघुः ।
विपाके मधुरो रूक्षो हरेणुस्तद्गुणः स्मृतः ॥ ३९ ॥

વર્તુલ, સતીન, હરેણું, સ્વલ્પવર્તુલ એ નામ વટાણાના છે. વટાણા—ઠંડા, ઝાડાને બાંધનાર, કફ અને પિત્તનો નાશ કરનાર છે છે; હલકા છે, પાકમાં મીઠા અને લુખા છે, હરેણુમાં પણ એવાજ ગુણો રહેલા છે.

---

## ચોળા.

कलायः खण्डिकः प्रोक्तस्त्रिपुटः क्षुद्रखण्डिकः ।
कलायः कफपित्तघ्नो ग्राहि शीतोऽतिवातलः ।
त्रिपुटोऽपि गणैरेवं तच्छाकं कफपित्तजित् ॥ ४० ॥

કલાય, ખંડિક, ત્રિપુટ, ક્ષુદ્રખંડિકા, એ નામ ચોળાનાં છે. ચોળા—કફપિતનો નાશ કરે છે; ઝાડાને બાંધે છે; વાયુને વધારે છે, ગવારમાં પણ એવાજ ગુણો છે; ગવારની શીંગોનું શાક-કફ પિત્તનો નાશ કરે છે. એની જાત વટાણાંને મળતી છે.

## ચણા.

चणको हरिमन्थः स्याद्वाजिमन्थश्च जीवनः ।
चणकः शीतलो रूक्षो रक्तपित्तकफापहः ।
लघुः कषायो विष्टम्भी वातलः कुष्ठनाशनः ॥ ४१ ॥

ચણક, હરિમંથ, વાજીમંથ, જીવન એ નામ ચણાનાં છે. ચણા ઠંડા, લુખા, રક્તપિત અને કફનો નાશ કરે છે, હલકા છે, તુરા છે, બંધકોશ કરે છે. વાયુ કરે છે અને કોઢનો નાશ કરે છે.

---

## મસૂર.

मसूरिकारिर्मसूरिर्मङ्गल्या पाण्डुरापलः ।
मसूरिर्मधुरः पाके संग्राही शीतलो लघुः
कफपित्तास्रजिद्वल्यस्तच्छाकं लघु तिक्तकम् ॥ ४२ ॥

મસૂરિકારી, મસૂરિ, મંગલ્યા, પાંડુરાપળ એ નામ મસૂરનાં છે. મસૂર ખાવામાં મીઠા, ઝાડાને બાંધનાર, ઠંડા, હલકા, કફ અને રક્તપિતનો નાશ કરે છે. તથા મળને ઉત્પન્ન કરે છે, એનું શાક હલકું અને કડવું છે.

---

## કળથી.

कुलत्थश्चक्रकश्चक्रः कुलालो वनजः परः ।
अपरा दृक्प्रसादा च चक्षुष्या च कुलत्थिका ॥ ४३ ॥

કુળત્થ, ચક્રક, ચક્ર, કુલાલ, વનજ, અપરા, દકપ્રસાદા, ચક્ષુષ્ય કુલત્થિકા.

कुलाली लोचनहिता कुम्भकारी मलापहा ।
कुलत्थः कटुकः पाके कषायो रक्तपित्तजित् ४४ ॥

કુલાલી, લોચનહિતા, કુંભકારી, મલાપહા એ નામ કળથીનાં છે, કળથી—પાકમાં તીખી, તુરી અને રક્તપિતનો નાશ કરનાર છે.

लघुर्विदाही वीर्योष्णः श्वास कास कफानिलान्।
हन्ति हिक्काश्मरि शुक्र दृगानाहान्स पीनसान् ॥ ४५ ॥

તે હલકી છે, દાહ કરે છે, વીર્યમાં ગર્મ પડે છે, તથા શ્વાસ ખાંસી, કફ, વાયુ, હેડકી, પથરી, વીર્ય, આંખના રોગ, આફરો, પીનસનો નાશ કરે છે.

स्वेद संग्राहको गुल्ममेदः कृमीहरः सरः।
वन्यो विशेषतः शीतो नेत्रामय विषापहः ॥ ४६ ॥

તથા પરસેવાને બંધ કરે છે, કળશી-ગોળો, મેદ, કૃમિ એનો નાશ કરે છે. તથા સારક છે, જંગલી કળથી-ઘણુ ભાગે ટંડી અને આંખના અને ઝેરના વિકારોને દુર કરે છે.

---

## તલ.

तिल पुष्प स्तैल फलास्तिल पिञ्जोऽपरः सितः।
जातिलो वनजातः स्यादाढकी तुवरी मता ॥ ४७ ॥

તિલપુષ્પ, તૈલફળ, તિલપિંજ, સિત, જાતિલ, વનજાત એ નામ તલનાં છે, આઢકી, તુવરી એ નામ તુવરનાં છે.

तिलः कषायो मधुर स्तिक्तकः कटुको रसे।
तिलो ग्राहि गुरुः स्वादुः स्निग्धोऽस्त्राकफ पित्तलः ॥४८॥

તલ-તુરા, મીઠા, કડવા, રસમાં તીખા, બંધકોશ કર્તા, ભારે, સ્વાદુ અને ચીકટયુક્ત ચીકણા છે, તથા લોહિ, કફ, પિત્તને ઉત્પન્ન કરે છે.

बल्यः केश्यो हिम स्पर्शस्त्वच्यो व्रणहितः परम्।
वन्योऽल्प मूत्रकृच्छ तु नाशनोऽग्नि मतिमदः ॥ ४९ ॥

તથા બળ આપે છે, વાળોને વધારે છે, ઠંડા છે, ચામડીને ફાયદાવાળા તથા ઘાને પુરનાર છે, વગડાઉ તલ-થોડા મૂત્રલ અને ધાતુનો નાશ કરનાર છે પરંતુ જઠરાગ્નિ અને બુદ્ધિને વધારે છે.

कृष्णः श्रेष्ठ तमस्तेषु शुक्रलो मध्यमः सितः ।
अन्ये हीन तरा प्रोक्ता स्तज्ज्ञै रक्तादय स्तिलाः ॥५०॥

કાળા તલ બધા તલો કરતાં શ્રેષ્ટ છે, વીય ઉત્પન્ન કરનાર છે. ધોળા તલ મધ્યમ ગુણુવાળા છે અને લાલ તલ પંડીતોએ નબળા કહેલા છે.

## તુવર.

तुवरी ग्राहिणी शीता लघुः कफ विषा स्रजित् ॥५१॥

તુવરી (તુવર) ઝાડાને રોકે છે, ઠંડી છે, હલકી છે, અને કફ, ઝેર, લોહીવિકારનો નાશ કરે છે.

## અલશી.

अतसी मसृणा नीलपुष्पा चेलूत्तमा क्षुमा ।
अतसी शुक्रदृष्टिघ्नि स्निग्धा वातास्रजिद्गुरुः ॥ ५२ ॥

અતસી, મસૃણા, નીલપુષ્પા, ચેલુત્તમા, ક્ષુમા એ નામ અળસીનાં છે, અળસી વીર્ય અને દ્રષ્ટીનો નાશ કરે છે, ચીકણી છે, વાતરક્તનો નાશ કરે છે તથા ભારે છે.

## કુસુમ્બી.

कुसुम्भं वार्द्धकी पीतमलक्तं वस्त्ररञ्जनि ।
तद्बीजं किरटी लध्वी तथा शुद्ध पयोतरा ॥ ५३ ॥

કુસુંભ, વાર્દ્ધકી, પીત, અલાક, વસ્ત્રરંજની, એ નામ કુસુમ્બીનાં છે. કિરટી, લધ્વી, શુદ્ધ પયોતરા એ નામ તેના બીજનાં છે.

कुसुम्भं वातलं कृच्छ रक्तापित्त कफापहम् ।
किरटयतसी बहु दिष्टा विशीषा द्विष नाशिनी ॥५४॥

કુસુમ્બી—વાયુકર્તા, મૂત્રકૃચ્છ, રક્તપિત્ત, કફનો નાશ કરે છે, તેનાં બીયાં અળસીના જેવા ગુણો ધરાવે છે, પરંતુ વધારામાં ઝેરનો નાશ કરનારાં છે.

---

## સરસવ.

सर्षपः कटुकः स्नेहो सुतघ्नो रक्षिता फलः ।
तुर्तुभोऽन्यः सवाधिष्ठः सिद्धार्थः स्वेतसर्षपः ॥९५॥

સર્ષપ, કટુક, સ્નેહ, ભુતઘ્ન, રક્ષિતાફળ, તુર્તુભ, સિદ્ધાર્થ, શ્વેત સર્ષપ, એ નામ સરસવનાં છે.

राजिका वासुरी राजी सुतीक्ष्णः कृष्ण सर्षपः ।
सर्षपः कफ वातघ्न स्तिक्ष्णोष्णो रक्तपित्त कृत् ॥९६॥

રાજિકા, વાસુરી, રાજી, સુતીક્ષ્ણ, કૃષ્ણ સર્ષપ એ નામ રાઇનાં છે, સરસવ—કફ અને વાયુનો નાશ કરનારા છે; તેજ છે, ગર્મ છે અને રક્તપીત્તને ઉત્પન્ન કરે છે.

किंचिद्रुक्षोऽग्निद कण्डूकुष्ठकोष्टकृमीन्हरेत् ।
राजिकास्तद्गुणा ज्ञेयास्तीक्ष्णाष्तीम्रा विशेषतः ॥ ९७ ॥

તથા થોડાક લુખા છે જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે અને ખસ, કોડ, ગળાના ચરમનો નાશ કરે છે, રાઇમાં પણ આવાજ ગુણ હોય છે અને તેજ તથા તીખી વધારે હોય છે.

---

## શણ.

शणः प्रोक्तो मातुलानी जन्तुतन्तुर्महाशणः ।
शणो हिमो गुरुर्ग्राही तत्पुष्पं प्रदरास्त्रजित् ॥ ९८ ॥

શણ—માતુલાની, જંતુ તંતુ, મહાશણ એ નામ શણનાં છે. શણ ઠંડું ભારે, ઝાડાને રોકનાર અનેફુલ, પ્રદર તથા લોહીવીકારને ટાળે છે.

---

## तृणुधान्य.

कंगूश्यामाकनीवारवरकोद्दालनर्त्तकाः ।
वरट्टिका तोदपर्णी कोद्रवश्च मधूलिका ॥ ५९ ॥

કંગૂ, શ્યામક, નીવાર, વરક, ઉદાળ, નર્તક, વરટ્ટિકા, તોદ-પર્ણી, કોદ્રવ, મધુલિકા,

नन्दीमुखी वेणुयवा प्रियङ्गुः कोरदूषकः ।
गवेधुका नलो नाली मुकुन्दं वारिकादिकम् ॥६०॥
तृणधान्यं लघु स्वादु कटुपाकि विलेखनम् ।
रूक्षोष्णं बद्धनिस्यंदं वातपित्तप्रकोपनम् ॥ ६१ ॥

નંદીમુખી, વેણુયવા, પ્રિયંગુ, કોરદુષક, ગેવધુકા, નવ, નાલી, મુકુંદ, વારિકા, વીગેરે તૃણધાન્ય છે. તૃણધાન્ય–હલકાં, સ્વાદુ, ખાવામાં તીખાં, દોષને ઉખેડનાર, લુખાં, ગર્મ, બંધકોશ કરનાર તથા વાત-પીતને કોપાવે છે.

पीततण्डुलिका कङ्गुः प्रियङ्गुः कर्कटी मता ।
सितकङ्गुस्तु मुसटी रक्तङ्गुस्तु शोधिका ।
चीनाकः काककङ्गुः स्याच्छ्यामाकः शणकङ्गुकः ॥६२॥

પીતતંડુલિકા, કંગુ, પ્રિયંગુ, કર્કટી, સિતકંગુ, મુસટી, રક્ત-કંગુ, શોધિકા, ચિનાક, કાકકંગુ, શ્યામક, શણકંગુ,

शाल्यादयः कङ्गुभेदाः कोद्रवः कुरसः स्मृतः ।
कोद्रवः कोरदूषः स्यादुद्दालो वनकोद्रवः ।
प्रियङ्गुः पित्तजिद्वृष्यो भग्नसन्धानकृद्गुरुः ॥ ६३ ॥

શાલી વીગેરે બધાં કાંગના ભેદ છે, કોદ્રવ, કુરસ, કોરદૂષ, ઉદાળ, વનકોદ્રવ, એ નામ કોદરાનાં છે, કાંગ પિત્તનો નાશ કરે છે, વીર્યને મજબુત બનાવે છે, ભાગેલાને સાંધે છે તથા ભારે છે.

श्यामाकः शोषणः शीतो रूक्षः पित्तकफापहः ।
कोद्रवः शीतलो ग्राही विषपित्तकफाञ्जयेत् ॥ ६४ ॥

શામો, શોષગુકર્તા, ઠંડો, લુખો, પીત કફનો નાશ કરનાર છે કોદરા–ઠંડા, ઝાડાને રોકનાર તથા ઝેર, પિત્ત, કફનો નાશ કરે છે.

---

## નિવાર (નવાર) (બંટી).

**निवार उटिका नाडी मुनिव्रीहिर्मुनिप्रियः ।**
**नीवारः शीतलो ग्राही पित्तघ्नः कफवातकृत् ॥६५॥**

નિવાર, ઉટિકા, નાડી, મુનિવ્રીહિ, મુનીપ્રિય એ નામ નવારનાં છે. નવાર ઠંડા, ઝાડાને બાંધનાર, પિત્તનો નાશ કરનાર અને કફ વાયુને ઉપજાવે છે.

---

## જુવાર.

**यावनालो देवधान्यं जुह्नालिर्जुह्नलोऽनलः ।**
**यावनालः स्वादुशीतो वातलः कफपित्तजित् ॥६६॥**

યાવનાલ, દેવધાન્ય, જુહ્નોલી, જુહ્નલ, અનલ એ નામ જુવારનાં છે. જુવાર ઠંડી, સ્વાદીષ્ટ, વાયુકર્તા અને કફપિતનો નાશ કરે છે.

---

## થેગ.

**गवेधुका कर्पणी स्याद्गोजिह्वाऽऽकर्षिणी मता ।**
**गवेधुका कटुः स्वाद्वी कार्श्यकृत्कफनाशिनी ॥६७॥**

ગવેધુકા, કર્પણી, ગોજીહવા, આકર્ષિણી એ નામ થેગનાં છે. થેગ–તીખા, સ્વાદુ, દુબળાપણું લાવે છે, તથા કફનો નાશ કરે છે.

**अपक्वामि व्याधिहतमनार्त्तवमभूमिजम् ।**
**नवं जन्त्वादिभिर्जुष्टं न धान्यं गुणवन्मतम् ॥६८॥**

કાચાં, રોગીષ્ટ, ૠતુ વીના ખરાબ જમીનમાં ઉપજેલાં નવાં અને જંતુવાળાં અનાજ ગુણ વગરનાં માનેલાં છે.

**धान्यं नवमभिष्यन्दि गुरु स्वादु कफप्रदम् ।**
**वर्षोषितं सर्वधान्यं गौरवं परिमुञ्चति ॥६९॥**

નવું અનાજ આંખને નુકસાનકર્તા છે, ભારે, સ્વાદુ, કફકર્તા, એક વર્ષ ઉપરાંતનું અનાજ હલકાં છે.

न मुञ्चति तदा वीर्यं क्रमान्मुञ्चन्त्यतः परम् ।
विदाहि गुरु विष्टम्भि विरूढं दृष्टिदूषणम् ॥७०॥

સામાન્ય રીતે એક વર્ષ સુધી અનાજ પોતાનું વીર્ય (તાકાત) પણું તથા ભારેપણું તજતું નથી. તે ઉપરાંત ક્રમેક્રમે ઉજળાપણું, ભારેપણું, બંધકોશપણું, કઠણપણું, આંખને નુકશાન કરવું છોડી દે છે તથા હલકુ અને તાકીદે પચી જનારૂ થાય છે.

एतेषु यवगोधूमतिलमाषा नवा हिताः ।
रूढाः पुराणविरसा न तथा गुणकारिणः ॥७१॥

इति श्रीमदनपालनिघण्टौ धान्यगुणवर्णनं नाम
दशमो वर्गः ॥ १० ॥

એ અનાજમાં જવ, ઘઉં, તલ, અડદ નવાં ઉત્તમ છે, જુનાં પડવાથી તે ગુણ કરતાં નથી.

એ પ્રમાણે ધાન્યના ગુણ વર્ણનનો દશમો વર્ગ પુર્ણ થયો.

---

राधा हरिं चरणयोः पतितं कराभ्यां कोपाज्जघान तमुद्वीक्ष्य पुनर्हसन्तम् । तत्पादयोः समपतच्चकिता भिया तामुत्थापयञ्जयति कैतवगोपवेषः ॥ १ ॥

બનાવટી ગોવાળીયાના વેષમાં રાધાના ચરણમાં પડતાં ક્રોધયુક્ત બનેલી રાધા હાથથી મારતાં હસવા માંડેલા શ્રીકૃષ્ણને જોઇ આશ્ચર્યતાથી ગરકાવ બની ભગવાનના ચરણ કમળમાં પડેલી રાધાને ઉઠાડનારા ગોપ વેષધારી ભગવાન શ્રીકૃષ્ણનો જય થાઓ.

---

## આહાર.

आहारो भोजनं जग्धिर्नित्यशोजीवनं तथा ।
आहारो बलकृत्सद्यःप्रिणनो देहधारकः ।
ओजस्तेजः स्वरोत्साहधृतिस्मृतिमतिप्रदः ॥ २ ॥

આહાર, ભોજન, જગ્ધિ, નિત્યકા, જીવન એ નામ અહારનાં છે, ખાવાનાં ખોરાક–તુરત બળ આપે છે, તૃપ્તિ કરે, દેહને ટકાવી રાખે છે, તથા બળ, તેજ, [illegible], આનંદ, ધીરજ, સ્મરણ, બુદ્ધીને આપે છે.

---

## ચોખા [ ભાત ].

भक्तमन्धस्तु भिस्साऽहङ्करं दीदिविरोदनः ।
भक्तं वह्निकरं पथ्यं तर्पणं मूत्रलं लघु ॥ ३ ॥

ભક્ત, અંધસ્, ભિસ્સા, અહંકર, દીદિવી, ઓદન એ નામ ચોખા ( ભાત ) નાં છે. ચોખા–અગ્નિ પ્રદિપ્ત કરનાર, પથ્ય, ( માફક આવનાર ) તૃપ્તી કરનાર, પેશાબ ઉપજાવનાર અને હલકા છે.

सुधौतं प्रस्तुतं चोष्णं विशदं गुणवन्मतम् ।
अधौतमस्रुतं शीतं गुरु वृष्यं कफप्रदम ॥ ४ ॥

સારી રીતે ધોએલા અને સારી પેઠે નિચોવેલા ચોખા–ગરમ, રૂપાળા અને ગુણકારી છે, નહિ ધોએલા તથા નહિ નિચોવેલા ચોખા ઠંડા, ભારે, વીર્યને મજબુત બનાવનાર તથા કફ કર્તા છે.

भृष्टतण्डुलकं रुच्यं सुगन्धि कफजिल्लघु ।
भक्तं मांसं फलं क्षीरं वैदलाम्लादिसाधितम् ।
स्नेहशाकैर्गुरुतरं वृष्यं बल्यं कफप्रदम् ॥ ५ ॥

શેકેલા ચોખા રૂચિકર્ત્તા છે, સારી વાસવાળા અને કફનો નાશ કરનારા છે તથા હલકા છે તથા માંસ, ફળ, દુધ, કઠોર, ખટારસમાં ચીકટવાળા પદાર્થમાં, શાકમાં ચડેલા ચોખા બહુ ભારે, વીર્યને ઉપજાવનાર, બળ આપનાર તથા કફકર્તા છે.

रसौदनो गुरुर्वृष्यो बल्यो वातज्वरापहः ।
घोलं भक्तं ग्रहण्यर्शःश्रमघ्नं पाचनं हिमम् ॥ ६ ॥

માંસના રસમાં ચઢાવેલા ચોખા ભારે છે, વીર્યને મજબુત બનાવે છે, બળ આપનાર, વાયુના તાવનો નાશ કરે છે તથા પાચન અને ઠંડા છે.

---

## ભાતનું ઓશામણ.

अत्युष्णान्नं बलहरं शीतमुष्णं च दुर्जरम् ।
अतिक्लिन्नं ग्लानिकरं दुर्जरं तण्डुलान्वितम् ॥ ७ ॥

અતિશય ગર્મ, બળનો નાશ કરે છે, ઠંડુ છે, ગર્મ છે, પચવામાં વાર લાગે છે, બહુ ચડી ગએલ, બેચેની ઉતપન્ન કરે છે તથા કણકી અને ચોખા વાળુ હોય તો તે પચવામાં ભારે છે.

सौमनस्यं बलं पुष्टिमुत्साहं हर्षणं सुखम् ।
स्वादु सञ्जनयेदन्नमामं स्वादु विपर्ययम् ॥ ८ ॥

ચડેલા ચોખા—મનની સુંદરતા, બળ, પુષ્ટિ, આનંદ, ઉમંગ, સુખને ઉપજાવે છે તથા સ્વાદીષ્ટ છે; કાચા ચોખા ખરાબ સ્વાદવાળા છે.

## પેયાદિલક્ષણ.

यवागूः षड्गुणे तोये संसिद्धा विरलद्रवा ।
चतुर्गुणे तु संसिद्धा विलेपी घनसिक्थिका ॥ ९ ॥

છ ગણા પાણીમાં પકાવેલી અને પાતળી (જેનું પાણી, દાણા જુદા જુદા રહે) તેને યવાગૂ કહે છે, અને ચાર ગણા પાણીમાં પકાવેલ જાડી (જેમાં પાણી અને અન્ન એક થઇ જાય) તેને વિલેપી કહે છે.

पेया सिक्थान्विता तोये चतुर्दशगुणीकृता ।
मण्डश्चतुर्दशगुणे सिद्धस्तोये त्वसिक्थकः ॥ १० ॥

ચૌદ ગણા પાણીમાં પકાવેલ કણકી સાથેનીને પેયા કહે છે, ચૌદ ગણા પાણીથી કણકી વીના પકાવેલ તેને મંડા કહે છે.

---

## યવાગુ.

**यवागूर्ग्राहिणी तृष्णाज्वरघ्नी बस्तिशोधनी ॥ ११ ॥**

યવાગૂ ઝાડાને રોકે છે, તૃષા અને તાવનો નાશ કરે છે, બસ્તીને શોધે છે.

---

## વિલેપી.

**विलेपी दीपनी बल्या हृद्या संग्राहिणी लघुः ।**
**व्रणाक्षिरोगिणां पथ्या तर्पणी तृड्ज्वरापहा ॥ १२ ॥**

વિલેપી, જઠરાગ્નિને સતેજ કરે છે, બળ આપે છે, શરીરને તાકાદ દે છે, ઝાડાને રોકે છે, હલકી છે, ઘા અને આંખના રોગવાળાને ફાયદાવાળી છે. તૃપ્તી કરે છે, તથા તરષ અને તાવનો નાશ કરનારી છે.

---

## પેયા

**पेया कुक्षिगदक्लान्तिज्वरस्तम्भातिसारजित् ।**
**रुच्यग्निकृल्लघुर्दोषमलस्वेदानुलोमनी ॥ १३ ॥**

પેયા, કુક્ષિરોગ, જીભ કચરાવી, તાવ, ઝાડો એનો નાશ કરે છે. એ રૂચિ અને જઠરાગ્નિને પેદા કરે છે તથા પિતનો તાવ, કફ, થાક એનો નાશ કરે છે.

---

## મંડ.

**मण्डो ग्राहि लघुः शीतो दीपनो धातु साम्यकृत् ।**
**स्रोतो मार्दव कृत्पित्त ज्वरश्लेष्मश्रमापहः ॥ १४ ॥**

મંડ—ઝાડાને રોકે છે, હલકો છે, ઠંડો છે, અગ્નિદીપન છે, ધાતુઓ સમાનતામાં રાખે છે, કાનને સુધારે છે તથા પિતના તાવનો અને થાકનો નાશ કરે છે.

---

### વ્યામંડ.

याव्य मण्डो यवैर्भृष्टैर्लाज मण्डस्तु शालिभिः ।
याव्य मण्डो लघुर्ग्राही शूलानाहत्रिदोषजित् ॥ १५ ॥

સેકેલા જવથી બનાવેલો વ્યામંડ કહેવાય છે. તથા સેકેલા ડાંગરના ચોખાથી અથવા વરીના ચોખાથી બનાવેલાને લાજમંડ કહે છે, વ્યામંડ-હલકો, ઝાડાને રોકનાર તથા શળ, આફરો, ત્રિદોષનો નાશ કરે છે.

नवज्वरेऽपि पथ्योऽयं पहोल मागधान्वितः ।
लाज मण्डो लघुर्ग्राही सद्यः पाचन दीपनः ॥ १६ ॥

નવા તાવમાં પણ પરવળ અને પીપળના મીશ્રણવાળો વ્યામંડ આહ્ક આવે છે, તથા લાજમંડ હલકો, ઝાડાને રોકનાર અને તુરત પચી જનાર તથા દીપન છે.

---

### અષ્ટગુણ મંડ.

तण्डु लैरर्द्ध मुग्दार्शः किञ्चिद्भ्रष्टैस्तु पाचितः ।
हिङ्गु सिन्धूत्थ धनिका पत्रात्रिकटु संस्कृतः ॥ १७ ॥

થોડીક શેકેલી મગની દાળ અને ચોખાને ચડાવી તેમાં હીંગ, સિંધવ, ધાણા, તજ, સુંઠ, મરી, પીપર મેળવવાથી.

ज्ञेयः सोऽष्ट गुणो मण्डो ज्वर दोष त्रयापहः ।
रक्तः क्षुद्रो धकः प्राण दीपनः शीतलो लघुः ॥१८॥

અષ્ટગુણ મંડ થાય છે, તે તાવ અને ત્રીદોષનો નાશ કરે છે, લોહીને સુધારે છે, પ્રીયકર છે, ભુખ લગાડે છે, જીવન છે, અગ્નીને જગાડે છે તથા હલકો અને ઠંડો છે.

---

### મગનોયૂષ.

यूष स्मृतो वैदलानामष्टादशगुणेऽम्भसि ।
मुद्गानामुत्तमो यूषो दीपनः शीतलो लघुः ।
व्रणोर्ध्वजत्रुरुग्दाहकफापित्तज्वरास्रजित् ॥ १९ ॥

મગ વગેરે કઠોર અનાજ અઢાર ગણા પાણીમાં પકાવેલું હોય તેને યૂષ કહે છે, તેમાં મગનો યૂષ વધારે ઉત્તમ થાય છે. તે જઠરાગ્નિને જગાડે છે, ઠંડો અને હલકો છે, ઘા, ઉર્ધ્વજત્રુ રોગ, દાહ, કફ, પિત્તનો તાવ, લોહિવિકારનો નાશ કરે છે.

---

## દાડમ અને આમળાનો યૂષ.

**दाडिमामलकैर्यूषः पित्तवातहरो लघुः ॥ २० ॥**

દાડમ અને આમળાંનો યૂષ પિત્તવાયુનો નાશ કરેછે તથા હલકોછે.

---

## મગ અને આમળાનો યૂષ.

**मुद्गामलकयूषस्तु भेदनः कफपित्तजित् ।**
**तृड्दाहशमनः शीतो मूर्च्छाश्रममदापहः ॥ २१ ॥**

મગ અને આમળાનો યૂષ ઝાડાને ખસેડનાર તથા કફ પિત્તનો નાશ કરે છે તથા તૃષા અને બળતરાને શાન્ત કરે છે, ઠંડો છે તથા મૂર્છા, મહેનત અને મદનો નાશ કરે છે.

---

## કળથીનો યૂષ.

**कुलत्थयूषो गुल्मार्शःकफवाताश्मशर्कराः ।**
**तूनीप्रतूनीमेदांसि निहन्ति त्वग्निकृत्सरः ॥ २२ ॥**

કળથીનો યૂષ—ગોળો, અર્શ, કફ, વાયુ, પથરી, પેશાબમાં સાકર જવી તથા તૂની, પ્રતૂની અને મેદ રોગનો નાશ કરે છે તથા અગ્નિને ઉપજાવે છે તથા ઝાડો કર્તા છે.

---

## મગની દાળ અને મૂળાનો યૂષ.

**सूप्यमूलकजो यूषो गलग्रहकफज्वरान् ।**
**हन्ति श्वासप्रतिश्यायकासमेदोऽरुचिक्रिमीन् ॥ २३ ॥**

મગની દાળ અને મૂળાનો યૂષ—ગલગ્રહ, કફ, તાવ, શ્વાસ, પ્રતિશ્યાય, ખાંસી, મેદ, અરૂચિ, કૃમી એનો નાશ કરે છે.

---

## ચણાનો યૂષ.

चणकैर्विहितो यूषोऽनुष्णस्तुवरको लघुः ।
रक्तपित्तप्रतिश्यायकासपित्तकफापहः ॥ २४ ॥

ચણાનો યૂષ—ગર્મ નથી, તુરો અને હલકો છે, રક્ત પિત્ત, પ્રતિશ્યાય, ઉધરસ, પિત્ત, કફ એનો નાશ કરે છે.

---

## મઠનો યૂષ.

मुकुष्ठयूषः संग्राही पित्तश्लेष्मज्वरापहः ।
लघुः सन्तर्पणः पथ्यो ह्द्यः पीनसकासजित् ॥ २५ ॥

મઠનો યૂષ—ઝાડાને રોકે છે, પિત્ત અને કફના તાવનો નાશ કરે છે, હલકો છે, તૃપ્તી કરનાર, અને માફક આવનાર છે, શરીરને બળ આપે છે તથા પીનસ અને ઉધરસનો નાશ કરે છે.

यूषः कृताख्यो लवणस्नेहकृद्वारिसाधितः ।
अकृतस्तैर्विना सिद्धः क्रमाद्गुरुलघू च तौ ॥ २६ ॥

મીઠું અને ઓસામણથી પકાવેલો યૂષ—ભારે અને મીઠા વગરનો યૂષ અકૃત યૂષ હલકો છે.

---

## સામાન્ય યૂષ.

यूषा गोरस धान्याम्ल फलाम्लादि भिरन्विताः ।
यथोतर गुरुतरा वातघ्ना रुचिकारिणः ॥ २७ ॥

દહિં, કાંજી, ખાટારસ વીગેરેથી તૈયાર કરેલ યુષ એટલે દહિં-થી કાંજી અને કાંજીથી ખાટારસ ઉતરોતર ભારે અને વાયુનો નાશ કરનાર તથા રૂચિકર્તા છે.

यैरन्नैरोष धैर्यैश्च कृता मण्डादयो बुधैः ।
विचार्य तद्गुणानेतां स्तद्गुणानेव निर्दिशेत् ॥ २८ ॥

જે અનાજ અને ઔષધોથી મંડ વીગેરે કરેલા યૂષના ગુણો-નો વિચાર કરી તેમાં રહેલા ગુણો વૈદ્યોએ વિચારવા જોઇએ.

---

## સૂપ્યનામ, ગુણ

**सूप्यं तु सूप्यको भृष्टैः शिम्बीजैर्निस्तुषैः कृतः ॥ २९ ॥**

સૂપ્ય, સૂપ્યક, એ દાળનાં નામ છે, છાંડાંવાળી મગ અડદની દાળ સૂપ્ય કહેવાય છે.

**सूप्यं विष्टम्भि रूक्षं स्यान्निरम्लं तु विशेषतः ।**
**निस्तुषं भृष्ट सिद्धं तल्लाघवं सुतरां व्रजेत् ॥ ३० ॥**

સૂપ્ય—બંધકોશ કરે છે, અને લુખી છે, ખટાશ વગરની સુપ્ય બહુજ લુખી છે, છાંડાં સિવાયની અને શેકલી દાળ બહુજ હલકી છે.

---

## ખીચડી.

**क्वचित्स माषैः क्वाप्येवं कृशरा तिलतण्डुलैः ।**
**कृसरा बलकृद्ग्राह्या सिद्धा तण्डुलवैदलैः ॥ ३१ ॥**
**कृशारा शुक्रला बल्या गुरुः पित्त कफप्रदा ।**
**दुर्जरा पुष्टि विष्टम्भमलत्दद्वा तनाशिनी ॥ ३२ ॥**

અડદ અને ચોખા મેળવી કરવાથી ખીચડી થાય છે, કોઇ તલ અને ચોખાની ખીચડી બનાવે છે, એ ખીચડી—બળ આપનાર અને ઝાડાને રોકે છે. ચોખા અને દાળની ખીચડી વીર્ય ઉપજાવે છે, બળ આપે છે, ભારે છે, પિત અને કફને આપનારી છે, પચવામાં વાર લાગે છે, તથા પુષ્ટી, બંધકોશ, ઝાડા એને ઉપજાવે છે તથા વાયુનો નાશ કરે છે.

---

## ક્ષિપ્રા.

**क्षिप्रापि तद्गुणसेषा सुधान्यगुण कारिणी ॥ ३३ ॥**

ક્ષિપ્રા—માં પણ ખીચડીના ગુણ છે અને સારા અનાજના જેવા ગુણો કરે છે.

---

## ખીર.

क्षैरेयी परमान्नं स्यात्पायसं क्षार तण्डुलैः ।
क्षैरेयी दुर्जरा बल्या धातुपुष्टि प्रदा गुरुः ।
विष्टम्भिनी हरेत्पित्त रक्ततृष्णाग्निमारुतान् ॥ ३४ ॥

ક્ષૈરેયી, પરમાન્ન, પાયસી એ ખીરનાં નામ છે, દુધ અને ચોખાની ખીર થાય છે, ખીર પચવામાં વાર લાગે છે, બળ આપનાર, ધાતુને પુષ્ટ કરનાર તથા ભારે છે તેમજ બંધકોશ કરે છે, રક્તપિત્ત, તરસ, અગ્નિ, વાયુ એનો નાશ કરે છે.

---

## રાજ ખાંડવ.

गुडादिपक्वं क्वथितमाममाम्र फलं पुनः
स्नेहैलानागरैर्युक्तो ज्ञातव्यो राज खाण्डवः ॥ ३५ ॥

ગોળ વીગેરેથી પકાવેલા કવાથ અને કાચી આંમલી, તેલ, ઇલાયચી, સુંઠ એ ચીજો મેળવેલી બનાવટને રાજખાંડવ કહે છે.

सितारुचक सिन्धूत्थैः सवृक्षाम्ल परुषकैः
निम्बू फल रसैर्युक्तो रागो राजि कया कृतः ॥ ३६ ॥

સાકર, સંચળ, સીંધવ, બીજોરૂ, લિંબુનો રસ અને રાઇ એનો રાગ થાય છે.

खाण्डवा मधुराम्ला द्विरस संयोग संभवाः ।
दीपना बृंहणारुच्या स्तीक्ष्णा स्तद्याः श्रमा पहाः ॥३७॥

મીઠા, ખાટા રસથી બનેલો ખાંડવ, જઠરાગ્નિને જગાડે છે. ધાતુને મજબુત બનાવે છે, રૂચિને ઉપજાવે છે, તેજ અને તાકાત આપનાર છે તથા થાકનો નાશ કરે છે.

आम्रामलकलेहा द्या स्तद्या बुद्धि बलप्रदाः ।
तर्पणारोचनाः स्निग्धा मधुरा गुरवस्तथा ॥ ३८ ॥

કેરી અને આંમળાનો લેહ—શરીરને તાકાત આપનાર, બુદ્ધિનો વધારો કરનાર, બળ આપનાર અને તૃપ્તી કર્તા છે, રૂચિને ઉપજાવે છે. તથા ચિકણો અને ભારે છે.

---

## રસાલા.

**रसितं दधिमध्वाज्यमरी चैलादि संस्कृतम् ।**
**मथितं कान्त मानिन्या कर्पूर परि वासितम् ॥ ३९ ॥**

સાકર, દહિં, મધ, ઘી, મરીયાં, ઇલાયચી સાથે ચતુર સ્રીના હાથથી વલોવેલા અને કપૂર નાંખેલાને રસાલા (સિખંડ) કહે છે.

**रसाला सिखरा प्रोक्ता मार्जिका माज्जिका बुधैः ।**
**रसाला शुक्रला बल्या रोचनी वात पित्तजित् ॥ ४० ॥**

રસાલા, શિખરા, માર્જિકા, માજ્જિકા, એ નામ રસાલાનાં છે, રસાલા વીર્યને આપનાર, બળ આપનાર, રૂચિકર્તા તથા વાયુ અને પિત્તનો નાશ કરે છે.

**स्निग्धागुरुः प्रतिश्यायं विशेषण विनाशयेत् ॥ ४१ ॥**

એ ચિકણી, ભારે અને વધારામાં સળેખમનો નાશ કરે છે.

---

## પાનક.

**द्राक्षाम्लिकापरूषादिजलं खण्डादिमिश्रितम् ।**
**मरीचार्द्रककर्पूरचातुर्जातादिसंस्कृतम् ॥ ४२ ॥**

દ્રાક્ષ, આમલી, ફાલશા વીગેરે રસોમાં ખાંડ વીગેરેથી સંપૂર્ણ અને મરી, આદુ, કપૂર, તજ, ઇલાયચી, તેજપત્ર, નાગકેશર આદીથી બનાવેલાને પાનક કહે છે.

**पानकं द्विविधं तस्मादम्लानम्लविभेदतः ।**
**द्राक्षाखर्जूरकाश्मर्यसमधूकपरुपकैः ॥ ४३ ॥**

અમ્લ અને વગર અમ્લ એમ બે ભેદ પાનકના છે--દ્રાક્ષ, ખારેક. ખજુર, શેરડી, મહુડાં, ફાલસાથી યુક્ત,

**पञ्चसाराभिधं पानं चन्द्रसूर्याधिवासितम् ।**
**पानकं मूत्रलं हृद्यं प्रीणनं तु श्रमापहम् ॥ ४४ ॥**

તથા કપૂર કેશર વીગેરેથી પંચસાર નામનો પાનક થાય છે, પાનક-મૂત્રકર્તા શરીરને તાકાત આપનાર, પુષ્ટિકર્તા અને થાકનો નાશ કરે છે.

यथाद्रव्यगुणं तत्तु गुरु लघ्वादि निर्दिशेत् ।
पञ्चसाराभिधं पाण्डुतृष्णादाहश्रमापहम् ॥ ४५ ॥
मृद्वीकं श्रमदाहास्रपित्तक्लमतृषापहम् ।
रूक्षाणां कोमलं हृद्यं पाचनं च बलप्रदम् ॥ ४६ ॥

તે પાનક જે દ્રવ્યોથી કરવામાં આવ્યો હોય તેમાં તે દ્રવ્યોના મોટા, નાના જે ગુણો હોય તેવા ગુણ સમજવા અને તે પાનક–પાન્ડુ, તૃષ્ણા, બળતરા, થાકનો નાશ કરે છે. મૃદ્વીક પાનક–થાક, બળતરા, રક્ત પિત્ત, બેચેની અને તૃષાનો નાશ કરે છે, સુકી પ્રકૃતીવાળાને હલકો, અને શરીરને તાકાત આપનાર છે, પાચનકર્તા તથા બળ આપનાર છે.

अम्लिकाया रसस्तृष्णाकृमिदाहश्रमापहः ॥ ४७ ॥

આમલીનો રસ, તૃષા, કૃમિ, બળતરા, થાક એનો નાશ કરે છે.

---

## સાદક.

निःस्नेहं दधि निर्मथ्य पचेच्छर्करयान्वितम् ।
सव्योषदाडिमाजाजिः सदकोऽयमुदाहृतः ॥ ४८ ॥

ઘી વગરના દહીંને વલોવી તેમાં ખાંડ નાંખી પકાવવા પછી તેમાં સુંઠ, મરી, પીપળ, દાડમના દાણા, જીરૂં મેળવેલાને સાદક કહે છે.

सदको रोचनः स्वर्यः पित्तानिलहरो गुरुः ।
दीपनस्तर्पणो बल्यः श्रमक्लमतृषापहः ॥ ४९ ॥

સાદક—રૂચિને ઉત્પન્ન કરે છે, સાદને સુધારે છે, પિત્ત વાતનો નાશ કરે છે, ભારે છે, અગ્નિને સતેજ કરે છે, તૃપ્તિ કરે છે, બળ આપવામાં ઠીક છે તથા થાક બેચેની અને તૃષાનો નાશ કરે છે.

---

## પોલિકા.

विकोलकर्कटद्राक्षाकण्टकारिविपाचिताः ।
मण्डकाद्या यथापूर्वं गुरवो बृंहणा मताः ॥ ५० ॥

સિંગોડા, કૌચના બીજ, દ્રાક્ષ, મોચરસ એના સંયોગથી બનાવેલ મંડા આદી ઉતરોતર ક્રમથી ભારે અને ધાતુને પુષ્ટ કરે છે.

मण्डकः सूचितः सूक्ष्मः कर्पूरादिषु पाचितः ।
स एव किञ्चित्स्थूलस्तु बुधैः पूपालिका मता ॥ ५१ ॥

સુંદર અને મહીન તથા કપુરમાં પકાવેલ માંડા સર્વોતમ છે, તે કંઇક મોટા હોવાથી પંડીતોએ તેને પૂપાલિકા કહ્યા છે.

अङ्गारकर्कटी सैव विज्ञेयाङ्गारपाचिता ।
अत्युष्णो मण्डकः पथ्यः शीतः स गुरुरुच्यते ॥ ५२ ॥

અંગારા ઉપર પકાવેલ અંગાર કર્કટી કહેવાય છે, વધારે ગરમ મંડાહીત કર્તા છે, તથા ઠંડોમંડા ભારે છે.

अङ्गारमण्डको ग्राही लघुर्दोषत्रयापहः ।
पोलिका कफकृद्वल्या पित्तला वातनुद्गुरुः ॥ ५३ ॥

અંગાર મંડક અર્થાત અંગારા ઉપર ચડાવેલ મંડા (બાટી) ઝાડાને રોકનાર, હલકા અને ત્રીદોષનો નાશ કરનાર છે, પોલી-કફ કર્તા, બળમાં ફાયદાવાળી અને પિત્ત કર્તા છે, વાયુનો નાશ કરે છે તથા ભારે છે.

अङ्गारकर्कटी बल्या बृंहणी शुक्रला लघुः ।
दीपनी कफहृद्रोगपीनसश्वासवातजित् ॥ ५४ ॥

અગાર કર્કટી (બાટી) બળ આપનાર, ધાતુ મજબુત કરનાર, વીર્ય આપનાર હલકી અને જઠરાને પ્રદીપ્ત કરે છે. તથા કફ, હૃદય રોગ, પીનસ, શ્વાસ અને વાયુનો નાશ કરે છે.

---

## ડાંગરના ચોખા ખાવાના ગુણો.

शालिपिष्टकृता भक्ष्या नातिबल्या विदाहिनः ।
अवृष्या गुरवः श्लेष्मकफपित्तप्रकोपनाः ॥ ५५ ॥

ડાંગરના ચોખા દળીને બનાવેલા પદાર્થ—વધારે બળ આપતા નથી તેમ દાહ પણ કરતા નથી. હલકા નહી પણ ભારે છે તથા કફ અને પિત્તને કોપાવે છે.

---

## ઘઉં ખાવાના ગુણ.

गोधूमविहिता भक्ष्या बल्याः पित्तानिलापहाः ।
वैदला वातला भक्ष्या गुरुवस्तुवरा हिमाः ॥ ५६ ॥

ઘઉંનો બનાવેલ ખોરાક, બળ આપનાર અને વાયુ તથા પિતનો નાશ કરે છે, અડદ, મગ વીગેરે અન્નનુ ખાવા—ભારે, તુરૂ, અને ઠંડુ છે.

---

## અડદ ખાવાના ગુણ.

माषपिष्टकृता भक्ष्या बल्याः पित्तकफप्रदाः ॥ ५७ ॥

અડદને દળી ખાવાથી—બળ આવે છે તથા પિત્ત કફને આપે છે.

---

## ગોળ સાથેનાં ખાણાંના ગુણો.

विचार्यान्नगुणान्भक्ष्यानन्यानपि विनिर्दिशेत् ।
गौडिका गुरवो भक्ष्या वातघ्नाः कफशुक्रलाः ॥ ५८ ॥

અન્નના ગુણોનો વિચાર કરી જે અન્નથી પદાર્થ બનાવે એવા ગુણ તેમાં હોય છે. ગોળમાં બનાવેલા પદાર્થ ભારે અને કફ તથા વીર્યને આપનાર છે.

---

## ઘીના પદાર્થના ગુણ.

घृतपाचितभक्ष्यास्तु बल्याः पित्तकफपहाः ॥ ५९ ॥

ઘીમાં બનાવેલા પદાર્થ ખાવાથી-બળ વધે છે, તથા કફ અને પિત્તનો નાશ કરે છે.

---

## તેલના પદાર્થના ગુણ.

तैलजा दक्समीरघ्नास्तूष्णाः पित्तास्रदूषणाः ॥ ६० ॥

તેલમાં બનાવેલા પદાર્થ ખાવાથી-વાયુનો નાશ થાય છે, ગર્મ છે અને રક્તપિત્તનો ઉપદ્રવ થાય છે.

---

## દુધના પદાર્થના ગુણ.

दुग्धलोडितगोधूमशालिपिष्टादिनिर्मिताः ।
वातपित्तहरा भक्ष्या त्दद्याः शुक्रबलप्रदाः ॥ ६१ ॥

દુધમાં ઘઉં અને ડાંગરના ચોખા આદીનો લોટ બાંધી બનાવેલા પદાર્થ ખાવાથી—વાયુ અને પિતનો નાશ થાય છે, શરીરને બળ આપે છે, તથા વીર્ય અને તાકાતને વધારે છે.

---

## ઘેબર.

**विचार्यान्नगुणान्भक्ष्यानन्यानपि विनिर्दिशेत् ।**
**क्षीरेण मर्दितं चूर्णं गोधूमानां सुगालितम् ॥ ६२ ॥**

અન્નના ગુણોનો વિચાર કરી જુદા જુદા પદાર્થો ખાવાના થાય છે, ઘઉંના મેંદાને સારી રીતે બારીક ચાળી દુધમાં બાંધવો.

**विस्तार्य सर्पिषा युक्तं ततः श्वेतविमिश्रितम् ।**
**घृतपुरोऽयमुद्दिष्टः कर्पुरमरिचान्वितः ॥ ६३ ॥**

ઘી નાંખી, ઘીમાં ચડવવો—પછી તેમાં સફેદ ખાંડ અને કપૂર, મરી સાથે મેળવવાં તેને ઘેબર કહે છે.

**समितो मर्दितः क्षीरनारिकेलसितादिभिः ।**
**अवगाह्य घृते पक्वे घृतपूरोऽपरः स्मृतः ॥ ६४ ॥**

મેંદાને ઘી દુધ, નારિએળ, સાકર વિગેરે મેળવી ગુંદવો તેના વેલા ( વાટા ) કરી ઘીમાં પકવવો તો એ ઘેબર બીજી જાતનો થાય છે.

**घृतपूरो गुरुर्वृष्यो हृद्यः पित्तानिलापहः ।**
**सद्यः प्राणप्रदो बल्यः क्षतजिद्बृंहणः परः ॥ ६५ ॥**

ઘેબર—ભારે, વીર્યને મજબુત કરનાર, શરીરને બળ આપનાર, પિતવાતનો નાશ કરનાર, તુરત પ્રાણ આપનાર, બળ આપનાર અને ઘાવને પુરે છે તથા ધાતુઓને મજબુત બનાવે છે.

---

## સંચાવ.

**समितां सर्पिषा भृष्टां श्वेतां मरिचमिश्रिताम् ।**
**एलालवङ्गकर्पुरचूर्णादिपरिसंस्कृताम् ॥ ६६ ॥**

મેંદાને ઘીમાં શેકી તેની ટીકડીઓ બનાવી તેમાં મરી, ઇલાયચી, લવીંગ, કપૂર એનું ચૂર્ણ અને ખાંડ મેળવે પછી,

क्षिप्त्वान्यसमिताल्म्बपुटेषु सुघृते पचेत् ।
ततः खण्डे न्यसेत्पक्कं संयावोऽयमुदाहृतः ॥ ६७ ॥

ચોખ્ખા ઘીમાં તળવી, પછી પાકી ખાંડની ચાસણીમાં મેળવવી તેને સંયાવ કહે છે.

समिता मधुदुग्धेन मर्दयित्वा सुशोभनम् ।
पचेद् घृतोत्तरे खण्डे न्यसेत्पक्क नवे घटे ॥ ६८ ॥

સારા મેંદાને ગોળ અને દુધમાં ગુંદી ઘીમાં સેકવો તેમાં બે ઘણી ખાંડ મેળવી પાકા નવા ઘડામાં નાંખી-

ततो मारिचचूर्णैलाशुभ्राचूर्णावचूर्णितम् ।
कुर्यात्कर्पुरसंयुक्तं संयावममृतोपमम् ॥ ६९ ॥

પછી તેમાં મરી, ઈલાયચી. વાંસકપૂરનું ચૂર્ણ મેળવે એ સંયાવ અમૃતના જેવી ઉપમાવાળો છે.

---

## ખાંડના પદાર્થના ગુણો.

मर्दयित्वा तु सुमितामपुपास्तनवः कृताः ।
पक्त्वा घृतेऽसिते पाके मण्डितां मधुशीर्षिका ॥ ७० ॥

મેંદાને ઘી અને પાણીથી ગુંદી નાની નાની પુરીયો બનાવી ઘીમાં તળી લેવી, પછી ખાંડની ચાસણી ચડાવવી તેને મધુશીર્ષિકા કહે છે.

घृतने मर्दितो तोयैः समितां मृदु मर्दयेत् ।
मातुलुङ्गत्वचा खण्डिपक्केनार्द्रकपुरितम् ॥ ७१ ॥

મેંદાને ઘી અને પાણીથી યુક્તિસર બાંધી (ગુંદી) તેમાં બીજોરાની છાલ, પીંપર, સુંઠ ભરી,

विधाय प्पक्कं वृत्तं गन्धाढ्यं केशरान्वितम् ।
पक्त्वा सर्पिषि खण्डे च मलितो मधुशीर्षकः ॥ ७२ ॥

ગોળપૂરી બનાવી તેમાં સુગંધિક દ્રવ્યો અને કેશર ભરી ઘુઘરા બનાવી ઘીમાં તળી કાઢી, ખાંડની ચાસણી ચડાવવાથી મધુશીર્ષિકા થાય છે.

---

## માલપુઆ.

समितां गुडतोयेन गेलयित्वा सुगालितम् ।
घृते विस्तार्य विपचेत्सुवृत्तान्मृदुपूपकान ॥ ७३ ॥

મેંદામાં ગોળ, પાણી મેળવી-ઘીમાં સારી રીતે તળવાથી માલપુઆ થાય છે.

---

## દહીંના માલપુઆ.

शालिपिष्टं युतं दध्ना मर्दयित्वा घृते पचेत् ।
वेष्टयेत्पक्वखण्डेन सुवृत्तान्दधिपुपकान् ॥ ७४ ॥

ડાંગરના ચોખાને દળી તેના મેંદાને દહીંમાં મેળવી ઘીમાં પકાવેલ અને પછી ચાસણીમાં ડુબાવી કાઢેથી દહીંના માલપુઆ થાય છે.

संयावा मधुशीर्षाढयाः शुपक्वा दधिसम्भवाः ।
गुरवो बृंहणा हृद्या वृष्याः पित्तानिलापहाः ॥ ७५ ॥

મધુશીર્ષિકા, સંયાવ, પુઆ અને દહીંથી બનાવેલા માલપુઆ વીગેરે ભારે, ધાતુને મજબુત કરનાર, શરીરને તાકાત આપનાર, વીર્યને ઘટ બનાવનાર, તથા પિત અને વાયુનો નાશ કરે છે.

एते संस्कारभेदेन विविधास्तेऽपि तद्गुणाः ॥ ७६ ॥

જુદી જુદી રીતીથી બહુ જાતના બને છે તથા ઉપર બતાવેલ ગુણોને કરે છે.

---

## વિસમંદ.

दधिक्षीरसमे पक्त्वा त्वर्द्धभागावशेषित ।
आपचेद्रक्तशालीनां तण्डुलांस्तिलसंयुतान् ।
मिजालपनसादीनां बीजमुष्टि समापचेत् ॥ ७७ ॥

દહીં અને દુધ બરાબર ભાગે લઇ, પકાવવાં, જ્યારે અડધ ભાગ શેષ રહે ત્યારે તેમાં રાતા ડાંગરના ચોખા, તલ, પિસ્તાં, ચારોળી (બદામ) ના બીજોને મેળવી પકાવવાં.

क्षीर तुल्यं घृतं चैव शर्करा चैवतत्समा ।
सिद्धस्त्रिकटुकोपेतः कर्पुरेणाधिवासितः ॥ ७८ ॥

અને દુધના જેટલુંજ ઘી અને તેટલીજ ખાંડ મેળવી સુંઠ, મરી, પીપરનું ચુર્ણ મેળવવું અને કપુર મેળવે

**एष विस्यन्दनो नाम देवलोकेऽपि दुर्लभः ।**
**यस्मात्पकेऽपिहि घृतं स्यन्दते सर्वतोमुखम् ॥ ७९ ॥**

તે વિસ્મંદ દેવલોકને પણ દુર્લભ છે, એ કારણથી પાકેલામાં બધી બાજુએથી ઘી ઝરે છે.

**तस्मात्सूपविधानज्ञैर्विस्यन्दो विधिवत्स्मृतः ।**
**विस्यन्दो बृंहणो हृद्यः पित्तानिलहरो गुरुः ॥ ८० ॥**

એટલા માટે સૂપ શાસ્ત્રને જાણવાવાળાઓએ વિધિસર વિસ્મંદ કહ્યો છે. વિસ્મંદ—ધાતુને પુષ્ટ કરે છે, શરીરને બળ આપે છે, પીત અને વાયુનો નાશ કરે છે તથા ભારે છે.

---

## લપ્સી. ( લાપસી, શીરો. )

**समितां भर्जयेत्तप्ते घृतं श्वेतां ततो न्यसेत ।**
**वारिमज्जादिसंयुक्तां पयसा योजयेत्तदा ॥ ८१ ॥**

મેંદાને ગર્મ ઘીમાં શેકી પછી, ખાંડ અને પાણી. બદામ પીસ્તાં અને દુધ મેળવે.

**पश्चैलादियुता तज्ज्ञैर्लाप्सिका ललिता मता ।**
**लाप्सिका बृंहणी वृष्या वातपित्तहरा गुरुः ॥ ८२ ॥**

પછી ઇલાયચી વીગેરે નાંખે. વૈદ્ય લોકોએ સુંદર લાપ્સી કહી છે, લપ્સી ધાતુને અને વીર્યને મજબુત કરે છે, વાતપીતનો નાશ કરે છે તથા ભારે છે.

---

## સુત્રફેણી.

**फेनिका पुष्टिनी शुभ्रा वातपित्तहरा लघुः ।**
**लक्षणं फेनिकादीनां सूपशास्त्राद्विचारयेत् ॥ ८३ ॥**

ફેનિકા, પુટિની, શુભ્રા એ નામ સુત્રફેણીનાં છે. સુત્રફેણી—વાત-પીતનો નાશ કરે છે તથા હલકી છે. ફેણી વીગેરેના લક્ષણ સૂપશાસ્ત્રથી વિચારી જોવાં જોઇએ.

---

## લાડુ.

मोदका लड्डुकाः प्रोक्तास्ते चानिकविधा मताः ।
तेषां पक्वत्वमाप्तानां न्यसेद्रोतूमगाक्तिताम् ॥ ८४ ॥

મોદક, લડ્ડુ, એ નામ લાડુનાં છે, એ ઘણા પ્રકારના થાય છે; ઘઉંના મેંદાનાં મુઠીયાં ઘીમાં તળી, ખાંડી, ચાળી તેમાં ઘી મેળવી તેના લાડુ બનાવવામાં આવે છે તે સાધાર લાડુના નામથી ઓળખાય છે.

दधि क्षीर मुष्टिजुष्टं समिता माषपिष्टकः ।
सुरणार्द्रककुष्माण्डशालूकामिषमत्स्यकाः ॥ ८५ ॥

દહી, દુધ, મુઠીયા, મેંદો અડદનો આટો, સુરણ, આદુ, કોળુ, ચોખા, માંસ, માછલું.

इत्यादि भिर्बहु विधाः कल्पास्ते सूपशास्त्रतः ।
द्रव्यं विचार्य मतिमांस्तद्गुणानपि निर्दिशेत् ।
मोदका दुर्जरावृष्या बल्याः पिता निलापहः ॥ ८६ ॥

વિગેરે મેળવવાથી સૂપશાસ્ત્ર ( ભોજન બનાવવાનું શાસ્ત્ર ) અનુસાર ઘણા પ્રકારના થાય છે, બુદ્ધિવાળા વૈદ્ય કૃત્યોનો વિચાર કરી જેવા દ્રવ્યથી બનાવવામાં આવેલ હોય તેવા તેના ગુણ સમજે–તે બળ આપનાર અને વાત પિતનો નાશ કરે છે.

---

## વડા.

माष मुद्गादि पिष्टोत्थाः कटुका वटिकादयः ।
तत्कारण गुणा ज्ञात्वातद्गुणानपि निर्दिशेत् ॥ ८७ ॥

અડદ અને મગના આટાના બનાવેલ વડાં, તીખાં છે. મગ અડદના ગુણ સમજી તેના ગુણો વિચારી લેવા.

माषाणां घटको हृद्यो बल्यो वातहरो गुरुः ।
विष्टम्भी घोल वटको विदाही पवना पहः ॥ ८८ ॥

અડદનાં વડાં શરીરને તાકાત આપે છે, બળ કરે છે, વાયુનો નાશ કરે છે, અને ભારે છે, ઘોલ વડાં બંધકોશ કરે છે, દાહ કરે છે, અને વાયુનો નાશ કરે છે.

शाण्डको वटको दृष्टि नाशनो दोषको गुरुः ॥ ८९ ॥

શાંડવટક અર્થાત કાંજીનાં વડાં દૃષ્ટિનો નાશ કરે છે, દોષ ઉપજાવે છે તથા ભારે છે.

तुषाम्बु वटको सत्यः पितलः कफ वात जित् ।
इण्डली शुक्रला रूक्षा विष्टम्भी कफ वात कृत् ॥ ९० ॥

તુષાં વટક અર્થાત જવોની કાંજીના વડા રૂચિ ઉપજાવે છે. પિત્તને ઉપજાવે છે. તથા કફ વાયુનો નાશ કરે છે, પકોડી—વીર્ય ઉત્પન્ન કરે છે, લુખી છે, બંધકોશ કરે છે કફ વાયુને ઉપજાવે છે.

---

## સોમાલિકા.

सोमालिका गुरुर्वृष्या रोचनी पित्तनाशिनी ॥ ९१ ॥

સુહાલી—ભારે છે, પુષ્ટિ કર્તા છે, રૂચિને ઉપજાવે છે અને પિત્તનો નાશ કરે છે.

---

## જલેબી.

द्वि प्रस्थां शुद्ध समितां प्रस्थं गोमघ्रूमालितम् ।
विमर्द्य पयसा स्थाप्यं व्रजेद्यावत्तदम्ल ताम् ॥ ९२ ॥

એકશો અઠાવીશ તોલા ચોખ્ખો મેંદો લેઇ તેમાં ચોસઠ તોલા બહુનું સત્વ મેળવી દુધમાં ડોળી ( રાબડી કરી ) ખટાઇ ઉત્પન્ન થાય ત્યાં સુધી રાખી મુકવું.

सच्छिद्रे नारि केलस्य पात्रे निक्षिप्य निर्मले ।
परि भ्राम्य घृते तप्ते मन्दा ग्रौतु विपाचयेत् ॥ ९३ ॥

પછી તે નારીએળની કાચલી કાણાવાળીમાં નાંખી, ઘીની તપાવેલી તાવડીમાં કુડાળાં, કુડાળાં પાડી તળી કાઢી

कर्पुरवा सिते पक्के विज्ञेया नृपवल्लभा ।
सूपक्कं कंकणाकारां सितालेहे विनिक्षिपेत् ॥ ९४ ॥

સુંદર, કપુર મેળવેલ ખાંડની ચાસણીમાં નાંખી કાઢી લે, તે રાજા લોકોને ખાવા લાયક જલેબી કહેલ છે.

सातु कुण्डलिका नाम्ना पुष्टि कान्ति बलप्रदा ।
धातु वृद्धिकरा वृष्या हृद्या चेन्द्रियतर्पणी ॥ ९५ ॥

એનું નામ કુન્ડલીકા છે—( જલેબી ) તે પુષ્ટી, કાન્તી, બળ, ધાતુ વીર્ય, તાકાતને આપવાવાળી છે તથા તપ્તી આપે છે.

तस्यामम्ल त्वमापन्नायां न्यसेद्रो धूमगालिताम् ॥ ९६ ॥

જ્યારે જલેબીનો ખમીર ( ખીરૂ ) વધારે ખાટું થઇ જાય ત્યારે તેમાં થોડો મેદો ઉમેરો લેવો જોઇએ.

---

## કંસાર.

गोधूमा द्यास्तु कुल्माषा अर्द्धस्विन्ना मताःक्वचित् ।
कुल्माषा गुरवो रूक्षा वातला भिन्नवर्चसः ॥ ९७ ॥

ઘઉં આદીનો કંસાર કોઇ થોડો સિઝાવે છે તથા કોઇ વધારે સિઝાવે છે—તે ભારે અને લુખો, વાયુકર્તા અને ઝાડાને ખસેડે છે.

---

## સતૂ.

नवीन निस्तु षोद्भृष्ठा यवचुर्ण चसत्कवः ॥ ९८ ॥

નવીન, ચોખ્ખા જવ સેકેલા દળવા ॥ નીકળેલા આટાને સતૂ કહે છે.

---

## મન્થ.

सक्त वस्तु घृताभ्यक्ताः शीत वारि विलोडीताः ।
नातिद्रवो नातिसान्द्रो मन्थः सद्भिः पाकिर्तितः ॥ ९९ ॥

ધીથી મોહેલા ઠંડા પાણીથી ભીંજવેલા સતૂ થાય છે જે ન વધારે પાતળો અને ન વધારે જાડો એને સતપુરૂષોએ મન્થ કહ્યો છે.

मन्थोबल करः सद्यः परिणामे जलावहः ।
मोह तृष्णा क्षयच्छर्दि कुष्ट दाह श्रमाञ्जयेत् ॥ १०० ॥

મન્થ—બળને વધારે છે, એકંદર વધારે બળ આપનાર છે તથા મોહ, તૃષા, ક્ષય, છર્દિ, કોઢ, બળતરા, થાક એનો નાશ કરે છે.

द्राक्षा सिते क्षुस्वरसे मिश्रा पितास्र दाह जित् ।
द्राक्षा मधुयुता बल्या कफ श्रमः मदा पहा ।
वर्ग त्रया समा युक्ता दोषवर्चोऽनुलोमतः ॥ १ ॥

સાકર અને શેરડીના રસમાં આથેલી દ્રાક્ષ—રક્તપીત્ત અને બળતરાનો નાશ કરે છે, મધમાં આથેલી દ્રાક્ષ બળ આપનાર અને કફ. થાક, મદ એનો નાશ કરે છે. સાકર અને શેરડીનો રસ, મધ એ ત્રીજેમાં આથેલી દ્રાક્ષ દોષ અને ઝાડાનું અનુલોમન કરે છે.

सक्तवो यवजाः शीता दीपना लघुवः सराः ।
कफ पित्त हरा रुक्षा लेखनाः पानतस्तुते ॥ २ ॥

જવનો સતૂ—ઠંડો, અગ્નિ પદિપ્ત કરનાર, હલકો, સારક અને રક્તપીતનો નાશ કરનાર છે, લુખો છે તથા દોષને ઉખેડનાર પીવાથી

सद्यो बलप्रदाः पथ्या घर्मा दिक्रान्त देहिनः ।
निस्तुष भर्जितैः पिष्टैश्चणकैः सयवै कृताः ॥ ३ ॥

તુરત બળ આપનાર, દેવતાથી બળેલા માણસને પથ્ય છે, છાંડા વગરના અને સેકેલા અને દળેલા ચણા અને જવથી કરેલા

सक्तवः शर्करा सर्पिर्मुक्ता ग्रीष्मेऽतिपूजिताः ।
पिण्डी प्रोक्ता गुरु स्तेषां प्रवत्वाल्लेहिका लघुः ॥ ४ ॥

સતૂ ખાંડ અને ઘી સાથે મેળવી ગર્મીના દહાડામાં લેવાને વધારે શ્રેષ્ટ છે. સતૂ—ઓની પીંઠી ભારે છે તથા દ્રવ્યવાળી લેહિકા હલકી છે.

न भुक्त्वा नरदे स्थित्वा न निशा मांनवाबहुन ।
न जलान्तरितांस्तद्धि सक्तुनद्यान्न केवलान् ॥ ५ ॥

ખાધા કેડે શતૂ ખાવું નહિ, એ પ્રમાણેજ ખાવામાં દાંતને અ-ડવા ન દે, રાતરે ખાવું નહિ, બહુ ખાવો નહિ, કેવળ પાણીવાળો અથવા તો કેવળ પાણી વગરનો ખાવો નહીં.

---

## લાજા.

भृष्ट शाल्या दिजा लाजा धान्य भृष्ट यवोद्भवाः ।
लाजा लघुतराः शीता बल्याः पित कफच्छिदः ।
छर्द्यतीसारदाहास्रमेहमेदस्तृषापहाः ॥ ६ ॥

સેકેલા ડાંગરના ચોખા તથા સેકેલા જવથી લાજા થાય છે, લાજા અર્થાત ખીલ ( ધાણી ) બહુજ હલકી, ઠંડી, બળકર્તા અને પીત્ત, કફનો નાશ કરે છે. તથા છર્દિ, ઝાડો, બળતરા, લોહીવિકાર પ્રમેહ, તૃષાનો પણ નાશ કરે છે.

धान्या विष्टम्भिनी रूक्षा कफमेदोहरा गुरुः ॥ ७ ॥

ધાનની ( અનાજની ) ધાણી વિષ્ટંભ કરે છે ( ઝાડાને રોકે છે ) સુખી છે, કફ અને મેદ વાયુનો નાશ કરે છે તથા ભારે છે.

---

## પૂવા.

पकार्द्रा व्रीहयः सम्यक् पीडिताः पृथुका मताः ।
पृथुका गुरवो बल्याः श्लेष्मला वातनाशनाः ॥ ८ ॥

પાકેલી લીલી ડાંગરને શેકીને કાઢવામાં આવે છે, તેને પૂવા કહે છે, તે ભારે અને બળ આપનાર છે તથા કફકર્તા અને વાયુનો નાશ કરે છે.

---

## ઓળો.

शिवधान्यैरर्द्धपक्कैः सुभृष्टैर्होलको मतः ।
होलकोऽल्पानिलो मेदः कफदो पकभावतः ॥ ९ ॥

અડધો પાકવા આવેલ કઠોળ અન્નને સારી રીતે શેકી લેવામાં આવે તેને ઓળો કહે છે. ઓળો થોડોક વાયુ કરતા તથા મેદ અને કંઈક કફને ઉપજાવે છે.

---

## પુંખ.

**अपक्वभ्रष्टैर्गोधूमैरुलम्बो लम्बलम्बिके ।**
**लम्बी कफमदा बल्या लघुः पित्तानिलापहा ॥ १० ॥**

વગર પાકેલા કાચા ઘઉને શેકી લેવા–તેને ઊલંબ, લંબ, લંબીકા, કહે છે–ગુજરાતી ભાષામાં તેને પોંખ અથવા પુંખ બોલે છે તે કફ કર્તા, બળ આપનાર, હલકો તથા પિત્ત અને વાયુનો નાશ કરે છે.

**हिंगुपक्वे घृते दत्त्वा मांसमालोड्य भर्जितम् ।**
**मात्रयोष्णाम्बु निक्षिप्य पचेत्सम्यग्विचक्षणः ॥ ११ ॥**

હીંગથી પકાવેલા ઘીમાં શેકેલુ માંસ મેળવી જોઇતા પ્રમાણમાં ગરમ પાણી નાંખી બુદ્ધીમાન પુરૂષ સારી રીતે પકાવે,

**मरिचार्द्रकसंयुक्तं सुगन्धिद्रव्यवासितम् ।**
**गतद्रव्यं सुधातुल्यं परिशुष्कं तदुच्यते ॥ १२ ॥**

મરી અને આદુ વીગેરે સુગંધિક દ્રવ્યો મેળવી તૈયાર કરેલુ અમૃતના જેવું પરી શુષ્ક માંસ કહેવાય છે.

**घनद्रव्योपलिप्तं तत्प्रदिग्धमिति कीर्त्यते ।**
**प्रदिग्धं वातजिद्बल्यं गुरु शुक्रविवर्द्धनम् ॥ १३ ॥**

ઘન દ્રવ્યોથી કાઢેલુ માંસ પ્રદિગ્ધ કહેવાય છે, પ્રદિગ્ધ માંસ વાયુનો નાશ કરે છે, બળ આપે છે, ભારે વીર્યનો વધારો કરે છે.

**रसेन युक्तं सरसं शूल्यं शूलेन संस्कृतम् ।**
**परिशुष्कं स्थिरं स्निग्धं रोचनं तर्पणं गुरु ॥ १४ ॥**

રસવાળુ માંસ સરસ માંસ કહેવાય છે અને શૂળ કરેલુ ( સુકવેલું ) પકાવેલુ માંસ શૂલ્ય માંસ કહેવાય છે. પરિશુષ્ક માંસ રાખી

સુકેલુ માંસ ચિકણું છે, રૂચિને ઉપજાવે છે, તૃપ્તી કરતા છે તથા ભારે છે.

बलमेधाग्निमांसौजः शुक्रवृद्धिकरं परम् ।
तदेवोल्लिप्तपिष्टत्वादुल्लिप्तं परिकीर्त्यते ॥ १५ ॥

બળ, બુદ્ધિ, અગ્નિ, માંસ, પરાક્રમ, વીર્યનો વધારો કરે છે, તે ઉલ્લીપ્ત પિષ્ટપણાથી ઉલ્લીપ્ત કહેવાય છે.

उल्लिप्तं गुरु पथ्यं तत्परिशुष्कसमं गुणैः ।
प्रदिग्धं वातजिद्बल्यं गुरु शुक्रविवर्धनम् ॥ १६ ॥

ઉલ્લીપ્ત નામ વાળું માંસ ભારે છે, પથ્ય છે, ગુણોમાં પરિશુષ્ક માંસના જેવું છે. પ્રદિગ્ધ માંસ વાયુનો નાશ કરે છે, બળ કરે છે, ભારે છે અને વીર્યને વધારે છે.

सरसं तद्गुणं ज्ञेयं विशेषाल्लघु दीपनम् ।
प्रोतं शूलेन पिशितं सौरभाद्यम्बुना बहु ॥ १७ ॥

સરસ નામના માંસમાં પણ એવાજ ગુણો રહેલા છે પણ વધારામાં હલકું અને અગ્નિને પ્રદિપ્ત કરનાર છે, શેકાવાના માટે પરોવેલું તથા સુગંધીક પાણીથી.

लिप्तं विधूमैरङ्गारैः पाचितं शूल्जमुच्यते ।
शूल्यं सर्वोत्तम मांस लघु पथ्योत्तम मतम् ॥ १८ ॥

યુક્ત કરેલું, ધુમ્રી વગરનું, અંગારાં ઉપર શેકેલું, શૂલ્ય માંસ કહેવાય છે શૂલ્ય માંસ બધા માંસોમાં ઉત્તમ છે, હલકું અને ઉત્તમ પથ્યવાળું છે.

अङ्गारादिषु यत्पक्वं प्रतप्तं तदुदाहृतम् ॥ १९ ॥

અંગારા ઉપર શેકેલું માંસ પ્રતપ્ત માંસ કહેવાય છે.

मांसं दाडिमसिन्धूत्थं सौरभादिसमन्वितम् ।
पिष्ठा पूपादिसंकल्पपक्कं पिष्टमिति स्मृतम् ॥ १२० ॥

અનાર, ( દાડમ ) સિંધાલુણ, સુગંધી પદાર્થ નાંખેલ માંસને વાટવાની પેઠે તવીમાં શેકેલું માંસ તેને પિષ્ટ માંસ કહે છે.

भर्जित स्याद्घृतादौ तु भष्टा यत्साधितं पुनः ॥ २१ ॥

ઘી આદીમાં શેકેલું માંસ ભર્જિત માંસ કહેવાય છે.

मांसं सौरभसंक्षिप्तं तन्दुपक्कं मधुप्रभम् ॥ २२ ॥

સુગંધી નાંખેલું તથા મધ જેવા રંગવાળું માંસ તંદુ પક્વ કહેવાય છે.

प्रदिग्धं सरसं पक्कं भर्जित मृदुपाचितम् ।
प्रतप्तं परिशुष्क च शूल्यं यच्चान्यदीदृशम् ॥ २३ ॥

પ્રદિગ્ધ, સરસ, પક્વ, ભર્જિત, મૃદુપાચિત, પ્રતપ્ત, પરિશુષ્ક, શુલ્ય, અને બીજાં એવી પ્રકારનાં—

मांस तैलेन सिद्धं तद्वीर्योष्णं गुरु पित्तलम् ॥ २४ ॥

માંસ તેલમાં બનાવેલું હોય તો તે વીર્યમાં ગર્મ, ભારે અને પિત્તકર્તા છે.

घृत पक्कं तदेय स्याल्लघू रुच्य मपित्तकम् ।
अत्युष्णं वीर्थ बलदं हृद्यं दृष्टि प्रसादनम् ॥ २५ ॥

ઘીમાં બનાવેલું માંસ હલકું, રચિ ઉપજાવનાર, પિત નહી કરનાર, વધારે ગર્મ, વીર્ય અને બળને આપનાર, શરીરને તાકાત આપનાર, તથા આંખના તેજને વધારે છે,

गोरसस्नेहधान्याम्लफलाम्लकटुकादिभिः ।
सिद्धं मांसं भवेद्बल्यं रोचन दीपन गुरु ॥ २६ ॥

છાશ, ચીકાશવાળી ચીજ, કાંજી, ખાટા રસ, તુરા રસ, વીગેરેમાં પકાવેલું માંસ બળ આપનાર, રૂચિ કરતા, અગ્નિને જગાડનાર અને ભારે છે.

मांसं चातिरस रूक्षं सुस्विन्नं वातलं गुरु ॥ २७ ॥

સારી રીતે સીઝવેલું માંસ વધારે રસદાર થાય છે, લુખું અને વાયુકર્તા નથી પચવામાં ભારે છે.

गतास्थि मांसं सुस्विन्नं पुनर्दृषादि पेषयेत् ।
व्योषादिसंस्कृतं कृत्वा पचेद्भूयो घृतान्वितम् ।
वेसवारोऽयमुद्दिष्टो बल्यो वातहरो गुरुः ॥ २८ ॥

હાડકાં વગરનું માંસ, સારી રીતે સીઝાવી પથ્થર ઉપર વાટી, સુંઠ, મરી, પીંપર વીગેરે મેળવી પછી ઘીમાં વઘારી પકાવવું. તેને વેસવાર કહેલ છે, તે વેસવાર માંસ બળ આપનાર, વાયુનો નાશ કરનાર પણ પચવામાં ભારે છે.

स्विन्नमुद्गादिकल्कोऽपि वेसवारोऽपरः स्मृतः ।
हरिद्राव्योषसिन्धूत्थहिङ्गुधान्यकदाडिमैः ।
सजाजिभिर्वेसवारः सौरभोऽयमुदाहृतः ॥ २९ ॥

સીંજાવેલા મગ આદીના કલ્ક (રસો) ને બીજી જાતનો વેસ-વાર કહેલ છે. હળદર, સુંઠ, મરી, પીંપર, સીંધવ, હીંગ, ધાણા, દાડમ, જીરૂ એ મેળવેલ વેસવાર સૌરભ કહેવાય છે.

मुद्गादिवेसवारस्तु यथाद्रव्यगुणान्वदेत् ।
पिष्टमांससमुद्भूतः स्मृतो मांसरसो रसः ।
सौरव सौरसः स्यात्तु यो रसो लवणान्वितः ॥१३०॥

મગ વીગેરેનો વેસવાર જેવી ચીજોથી બન્યો હોય, તેના ગુણો વાળો ધારવો, વાટેલા રસને રસ, સૌરવ, સૌરસ, એમ ત્રણ નામોથી થાય છે પરંતુ જે રસ મીઠું મેળવેલ હોય.

संयुक्तो वेसवारेण रसः स्वानिष्कमुच्यते ॥ ३१ ॥

તેમજ વેસવાર નાંખેલ માંસરસને સ્વાનિષ્ક કહે છે.

रसो हृद्यः श्रमश्वासवातपित्तक्षयापहः ।
प्रीणनो व्रणयुक्तानां क्षीणानामल्परेतसाम् ॥ ३२ ॥

માંસનો રસ શરીરને તાકાત આપે છે તથા થાક, દમ, વાયુ, પિત્ત, ક્ષયનો નાશ કરે છે. ઘરડા, દુબળા, અને થોડા વીર્યવાળાઓને ફાયદો કરે છે.

**विश्लिष्टभग्नसन्धीनां शुद्धानां शुद्धिकाङ्क्षिणाम् ।**
**शस्यते स्वरहीनानां दृष्ट्यायुःश्रवणार्थिनाम् ॥३३॥**

જુદા જુદા સાંધા તુટી ગયા હોય, શુદ્ધી ન રહેતી હોય, સુદ્ધી વધારવાની ઇચ્છાવાળાઓને, સાદ નબળો પડી ગયો હોય, આંખનું તેજ અને આયુષ્ય, તેમજ ગાવાનો સુર સુધારવાની ઇચ્છાવાળાઓને ઉત્તમ છે.

**सदाडिमादिर्बलदो दोषघ्नस्तु कृतस्तु सः ॥ ३४ ॥**

દાડમ વીગેરે નાખી બનાવેલ માંસનો રસ બળ આપે છે, અને દોષોને ટાળે છે.

**सौवीरः प्रीणनः शीतो मुखशोषश्रमापहः ।**
**दीपनः क्रमवातघ्नः सर्वधातुविवर्द्धनः ॥ ३५ ॥**

સૌવીર, પુષ્ટિ કરતા, ઠંડુ, મોઢાનો શોષ તથા પરિશ્રમ, (થાક) નો નાશ કરે છે, જઠરાગ્નિને સતેજ કરે છે, બેચેની તથા વાયુનો નાશ કરે છે તથા બધી ધાતુઓને વધારે છે.

**स्वानिष्कस्त गुरुः पथ्यो दीप्ताग्नीनां विशेषतः ।**
**अल्पमांसादिसंयुक्तो लवणाम्बुविपाचितः ॥ ३६ ॥**

સ્વાનિષ્ક, ભારે, જઠરાગ્નિ સારી હોય તેને ફાયદાવાળુ, થોડા માંસ વીગેરેથી અને મીઠાના પાણીથી રાંધેલ

**दकला चणिका ज्ञेया रसाद्याः लघवो मताः ।**
**तक्रादिकाथसम्भुता कथिता कथिता बुधैः ॥ ३७ ॥**

તેને દલિયા અને ચણીકા કહેલ છે, એના રસ વીગેરે હલકા માનેલા છે. છાશ આદી કાઢાથી બનેલાને પંડીતોએ કથિતા કહેલ છે.

**कथिता पाचनी त्दद्या रुच्या वह्निप्रदा लघुः ।**
**कफानिलविबन्धघ्नी किञ्चित्पित्तप्रकोपनी ॥ ३८ ॥**

કથિતા પચવામાં ઠીક છે, શરીરને બળ આપે છે, રૂચિ ઉપજાવનાર, જઠરાગ્નિને વધારનાર તથા હલકી છે, તે કફ, વાયુ, ઝાડાના બંધકોશનો નાશ કરે છે તથા પીતને કંઇક કોપાવે છે.

शाकं तक्रादिभिः सम्यक्साधितं क्वथितं मतम् ।
क्वथितं दीपनं रुच्यं वातश्लेष्मश्रमापहम् ।
त्यक्त्वा स्वहेतुशाकस्य गुणानेतद्गुणं भवेत् ॥ ३९ ॥

છાશ વીગેરેથી સારી રીતે સીધ્ધ કરેલી શાક ક્વથિત કહેલ છે. તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે તથા રૂચિ કરે છે, વાયુ, કફ, થાકનો નાશ કરે છે, શાક મશાલા વીગેરે નાંખી બનાવવાથી પોતાના ગુણના બદલે જે ચીજો મેળવી હોય તે ચીજોના ગુણવાળુ બને છે.

---

## પાપડ.

पर्पटा लघवो रुच्या लघीयान् क्षारपर्पटः ॥ १४० ॥

પર્પટ અર્થાત પાપડ હલકા, રૂચિને ઉપજાવનાર, ખારવાળા પાપડ વધારે હલકા છે.

पिण्याकस्तिलकिट्टः स्यात्पललं तिलपिष्टकम् ।
पिण्याको लघुरूक्षश्च विष्टम्भी दृष्टिदूषणः ॥ ४१ ॥

પિણ્યાક, તિલકિટ્ટ, પલલ, તિલપિષ્ટક એ ચાર નામ ખોળનાં છે, તલ અને માંસને ઘાણીમાં પીલી કાઢેલો ખોળ, હલકો, લુખો અને બંધકોશ કરનાર છે તથા આંખના તેજને નુકશાન કર્તા છે.

पललं बृंहणं स्निग्धं कफपित्तकरं गुरु ॥ ४२ ॥

તલ અને માંસના ખોળનો લોટ અને તેની બનાવટ ધાતુને મજબુત કરે છે ચિકણી, કફ પિતકર્તા અને ભારે છે.

द्रव्यकालक्रियायोगदेहादीनि विचार्य तु ।
अन्येषामप्यनुक्तानामेषामपि गुणान् वदेत् ॥ १४३ ॥

इति श्रीमदनपालनिघण्टो धान्यकृतान्नादिनामैकादशो वर्गः ॥११॥

જેનું ધ્યાન આવ્યું નથી તેની બાબતમાં ઔષધ, વખત, ક્રીયા યોગ, શરીર વીગેરેનો વિચાર કરી ગુણો વર્તવા જોઇએ.

ઇતિશ્રી મદનપાલ નીઘંટ પંડીતરામ પ્રસાદ વૈદ્ય વિરચિત સંસ્કૃત પરથી ગુજરાતી ટીકા ધાન્યકૃતાન્નાદિ નામનો એકાદશમો વર્ગ પુર્ણ થયો. ૧૧

मुखेन्दुपद्मप्रतिबाधलुब्धं विधुन्तुदालिभ्रमदघानम् ।
लक्ष्मीकपोलप्रतिबिम्बिताङ्गं नीलाब्जनीलं कलयामि तेजः ॥

ચંદ્ર કિંવા કમળની માફક પ્રકાશમાન મુખને લીધે રાહુ તેમજ ભમરાઓના સમુહને ભ્રાંન્તી ઉપજાવનારા અને લક્ષ્મીજીના ગાલો ઉપર પ્રતિબિંબ થએલાં છે, અંગ જેનાં એવાં નિલકમલના સમાન નિલરૂપ તેજનું હું સમરણ કરૂં છું.

---

## હસ્તિનામગુણ.

हस्ती मतङ्गजो दन्ती मातङ्गोऽनेकपः करी ।
सिन्दूरः कुञ्जरः पद्मी वारणो द्विरदो द्विपः ॥ २ ॥

હસ્તી, મતંગજ, દન્તી, માતંગ, અનેકપ, કરી, સિંધુર, કુંજર, પદ્મી, વારણ દ્વિરદ, દ્વિપ.

इभो दन्तावली नागः कुम्भी स्तम्बेरमो गजः ।
हस्तिनी धेनुका प्रोक्ता करेणुः करिणी च सा ।
हस्ती कफानिलौ हन्यादुष्णापित्तास्रकोपन ॥ ३ ॥

ઇભ, દન્તાવળ, નાગ, કુંભી, સ્તમ્બેરમ, ગજ એ નામ હાથીનાં હસ્તિની, ધેનુકા, કરેણું, કરિણી એ નામ હાથણીનાં છે, હાથી કફ, વાયુને નાશ કરે છે ગર્મ છે તથા રક્તપીતને કોપાવે છે.

---

## ઘોડો.

घोटकः सैन्धवो वाजी तुरङ्गस्तुरगो हयः ।
तुरङ्गमोऽश्वो गन्धर्वो वाहः सप्तिर्यजुर्जवी ॥ ४ ॥

ઘોટક, સૈન્ધવ, વાજી, તુરંગ, હય, તુરંગમ, અશ્વ, ગંધર્વ, વાહ, સપ્તિ, યજુ:, જવી એ નામ ઘોડાનાં છે.

घोटिका वडवा वामी प्रसुताश्वा च वाजिनी ।
घोजकः कटुकः पाके दीपनः कफपित्तकृत् ॥ ६ ॥

ઘોટિકા, વડવા, વામી, પ્રસૂતા, અશ્વા; વાજીની એ નામ ઘોડી-નાં છે. ઘોડા, પાકમાં ચર્પરા, અગ્નિ પ્રદિપ્ત કરનાર અને કફપિતને કરનાર છે.

वातत्त्हद्बृंहणो बल्यश्चक्षुष्यो मधुरो लघुः ॥ ६ ॥

વાયુનો નાશ કરે છે, ધાતુને વધારે છે, બળમાં ફાયદાવાળો છે, આંખોમાં ફાયદાવાળો, મીઠો અને હલકો છે.

---

## ખચ્ચર.

तज्जो घोटयामश्वतरो शीघ्रवेगोऽङ्गपूजितः ।
बल्यमाश्वतरं मांसं बृंहणं कफपित्तलम् ॥ ७ ॥

ઘોડી, ને ગધેડાથી ઉત્પન્ન થએલા અશ્વતર, શીઘ્રવેગ, અંગ-પૂજિત એ નામવાળા (ખચ્ચર) કહેવાય છે. તેનું માંસ બળ આપ-નાર, ધાતુને મજબુત કરનાર છે તથા કફ પિતને કરનાર છે.

---

## ઉંટ.

उष्ट्रः क्रमेलको वक्रग्रीवः शाखाशनो मयः ।
श्रृङ्खलः करभो दीर्घजङ्घो धूम्रो मरुत्प्रियः ॥ ८ ॥

ઉષ્ટ્ર, ક્રમેલક, વક્રગ્રીવ, શાખાશન, મય શ્રંખલ, કરભ, દીર્ઘ જંઘ, ધુમ્ર, મરૂત્પ્રિય એ નામ ઉંટનાં છે.

उष्ट्रमांस लघु स्वादु चक्षुष्यमनिलापहम् ।
उष्ट्रमांस प्रशमनं मेदः पित्तकफप्रदम् ॥ ९ ॥

ઉંટનું માંસ હલકુ, સ્વાદુ, આંખને ફાયદાવાળુ, વાયુનો નાશ કરનાર, મેદને શાન્ત કરનાર તથા પિત્ત કફને આપવાવાળુ છે.

---

## ગધેડા.

गर्दभो रासभो भारवाही दूरगमः खरः ।
गार्दभं पित्तलं बल्यं बृंहणं कफपित्तकृत् ।
कटु पाके लघु श्रेष्ठं तस्माद्वन्यखरोद्भवम् ॥ १० ॥

ગર્દભ, રાસભ, ભારવાહી, દુરગમ, ખર એ નામ ગધેડાનાં છે. તેનું માંસ પિતકર્તા, બળમાં ફાયદાવાળુ, ધાતુને મજબુત બનાવનાર, કફ પિત કર્તા, પાકમાં તીખુ, હલકું તેમાં વગડાઉ ગધેડાનું માંસ ઉત્તમ છે.

## ભેંસ.

**મહિષ: સૌરભ: શૃઙ્ગી વાહવૈરી ઘનાઘન: ।**
**કાસરો ગવલો દંશી લુલાય: કાલવાહન: ॥ ૧૧ ॥**

મહિષ, સૌરભ, શૃંગી, વાહવૈરી, ઘનાઘન, કાસર, ગવળ, દંશી લુલાય, કાળવાહન, એ નામ ભેંસનાં છે.

**માહિષં મધુરં માંસં સ્નિગ્ધોષ્ણં વાતનાશનમ્ ।**
**નિદ્રારેતોબલસ્તન્યતનુર્દાઢર્યકરં ગુરુ ।**
**તદ્વદ્વારણ્યજં વિદ્યાદ્વિશેષાચ્છોષણે હિતમ્ ॥ ૧૨ ॥**

ભેંસનું માંસ મીઠું, ચિકટવાળુ, ગર્મ, વાયુનો નાશ કરનાર, ઉંઘ, ધાતુ, બળ, દુધ, મજબુતતાને વધારે છે, ભારે છે, વગડાઉ ભેંશોમાં પણ એવાજ ગુણો રહેલા છે. ઘણા ભાગે જેનું શરીર દુબળુ પડી જતું હોય તેને વધારે ફાયદાવાળુ છે.

## રીંછ.

**ઋક્ષોઽચ્છભલ્લો ભલ્લૂક: ખડ્ગી ખડ્ગશ્ચ ગણ્ડક: ।**
**ઋક્ષ: સ્નિગ્ધો ગુરુર્વૃષ્ય: સ્વાદૂષ્ણ: પવનાપહ: ॥ ૧૩ ॥**

રૂક્ષ, અચ્છ, ભલ્લ, ભલ્લુક, ખગી, ખગ, ગંડક એ નામ રીંછનાં છે, રીંછનું માંસ, ચીકટવાળુ, ભારે અને વીર્યને મજબુત બનાવનાર છે, સ્વાદુ અને ગર્મ તથા વાયુનો નાશ કરનાર છે.

**ગણ્ડકો બહુવિણ્મૂત્રે પવિત્રોઽનિલનાશન: ॥ ૧૪ ॥**

ગંડક અર્થાત ગેંડાનું માંસ મળમૂત્રને બહુ ઉત્પન્ન કરે છે, પવીત્ર છે તથા વાયુનો નાશ કરે છે.

## સિંહ સાર્દૂલ.

सिंहः पञ्चाननो दप्तो मृगेन्द्रः केसरी हरिः ।
शार्दूलः स्याण्पञ्चनखो मृगनाथः सकृत्प्रजः ॥ १५ ॥

સિંહ, પંચાનન, દપ્ત, મૃગેંદ્ર, કેશરી, હરિ એ નામ સિંહનાં છે. શાર્દૂલ, પંચનખ, મૃગનાથ, સકૃત્પ્રજ એ નામ શાર્દૂલનાં છે.

सिंहशार्दूलयोर्मांसमुष्णं वाताक्षिरोगजित् ॥ १६ ॥

સિંહ અને વાઘનું માંસ, ગર્મ, વાત અને આંખના રોગને ટાળે છે.

---

## વાઘ.

व्याघ्रो मृगारिर्मृगहा व्यालो भीमपराक्रमः ॥ १७ ॥

વ્યાઘ્ર, મૃગારી, મૃગહા, વ્યાલ, ભીમપરાક્રમ એ નામ વાઘનાં છે.

---

## ચિત્તો.

चित्रको वेगवांश्चित्री द्वीपी स्याद्दीर्घदंष्ट्रकः ॥ १८ ॥

ચિત્રક, વેગવાન, ચિત્રી, દ્વીપી, દીર્ઘદંષ્ટ્રક એ નામ ચિત્તાનાં છે.

वृकदेहो वृकः कोकस्तरक्षुस्तु मृगादनः ॥ १९ ॥

વૃકદેહ, વૃક, કોક, એ નામ નાહારનાં છે, તરક્ષુ, મૃગાદન એ નામ ઝરખનાં છે.

---

## કુતરાં.

कुक्कुरः शुनकः श्वा स्यात्कौलेयः सुनकः शुनः ।
सारमेयः कृतज्ञश्च भक्षणो मृगदंशकः ॥ २० ॥

કુક્કુર, શુનક, શ્વા, કૌલેય, સુનક, શુન, સારમેય, કૃતજ્ઞ, ભક્ષણ, મૃગદંશક એ કુતરાનાં નામ છે.

व्याघ्रचित्रतरक्षूणां वृकाणां पललं गुरु ।
उष्णं वातहरं स्वर्यं हितमक्षिविकारिणम् ॥ २१ ॥

વઘેરા, ચીતા, તરખુ, નાહાર, કુતરા એનાં માંસ ભારે, ગર્મ વાયુને હરનાર, સાદને ફાયદાવાળાં તથા આંખના રોગને ફાયદો કરેછે.

---

## સુવર.

सूकरो रोमशः पोत्री कोलो घोणिः किरिः किटिः ।
दंष्ट्री क्रोष्टुस्तूर्ध्वरोमा सुदारश्च वराहकः ॥ २२ ॥

સૂકર, રોમશ, પોત્રી, કોલ, ઘોણી, કિરિ, કિટિ, દંષ્ટ્રી, કોષ્ટુ, ઉર્ધ્વરોમા, બૂદાર, વરાહક એ નામ સુવરનાં છે.

सौकरं पिशितं स्वादु बल्यं वातापहं गुरु ।
स्निग्धोष्णं शुक्रलं रुच्यं निद्रास्थूलत्वदार्ढ्यकृत् ॥ २३॥

સુવરનું માંસ—સ્વાદુ, બળમાં ફાયદાવાળુ, વાયુનાશક, ભારે, ચીકટવાળુ, ગર્મ, વીર્ય આપનાર, રૂચિકર્તા અને નિંદ્ર, સ્થૂલતા, દઢ- પણું એને ઊપજાવે છે.

---

## બકરા.

छागी गलस्तनी मण्डा सर्वभक्ष्या त्वजा भूजा ।
बर्करश्छागलश्छागो बस्तेयः कालकः पशुः ॥२४॥

છાગી, ગલસ્તની, મણ્ડા, સર્વભક્ષા, અજા, ભૂજા, એ નામ બકરીનાં છે. વર્કર, છાગલ, છાગ, બસ્તેય, કાલક, પશુ એ નામ બકરાનાં છે.

छागमांसं गुरु स्निग्धं लघु पक्कं त्रिदोषजित् ।
अदाहि बृंहणं नातिशीतं पीनसनाशनम् ।
देहधातुसमानत्वादनभिष्यन्दि बृंहणम् ॥ २५ ॥

બકરાનુ માંસ ભારે, ચિકટ વાળુ, અને હલકુ છે, પકાવેલું માંસ ત્રિદોષનો નાશ કરે છે, દાહ કરતુ નથી, ધાતુને પુષ્ટ કરે છે, બહુ ઠંડુ નથી, પીનસનો નાશ કરે છે. દેહ અને ધાતુને સમાન રાખે છે, તે બંધકોશ કરતુ નથી, તથા વીર્યને મજબુત કરે છે.

---

## ઘેટાં.

**मेषो मेढी हुडो मेढ्र उरभ्र उरणोऽविकः ।**
**ऊर्णायुरेडको वृश्निर्मेदःपुच्छस्तु दुम्बुकः ॥ २६ ॥**

મેષ, મેઢી, હુડ, મેઢ્ર, ઉરભ્ર, ઉરણ, અવિક, ઊર્ણાયુ, એડક, વૃશ્નિ, મેદઃ પુચ્છ, દુંબુક એ નામ ઘેટાંનાં છે.

**मेषमासं गुरु स्निग्धं बल्यं पित्तकफप्रदम् ।**
**मेदःपुच्छामिषं वृष्यं कफपित्तकरं गुरु ॥ २७ ॥**

ઘેટાનું માંસ, ભારે, ચિકટવાળુ, બળ આપનાર તથા પિત્ત અને કફને આપનાર, મેદ સાથે પુચ્છવાળાં ઘેટાંનુ માંસ વીર્યને ઘટ કરે છે, કફપિતને કરનાર તથા ભારે છે.

---

## મૃગ.

**हरिणस्ताम्रवर्णः स्यात्कुरङ्गश्चारुलोचनः ।**
**सारङ्गोऽजिनयोनिश्च वातायुश्चपलो मृगः ॥ २८ ॥**

હરિણ, તામ્ર વર્ણ, એ નામ હરણ અથવા મૃગ (છીંકારાં) નાં છે. તથા કુરંગ, ચારૂલોચન, સારંગ, અજિન યોનિ, વાતાયુ, ચપળ એ કાળા મૃગ અથવા છીંકરાનાં છે.

**एणः कृष्णोऽपरः कृष्णकुरङ्गः कृष्णसारकः ।**
**एणमांसं हिमं रुच्यं ग्राहि दोषत्रयापहम् ॥ २९ ॥**

કાળા રંગવાળાં મૃગને કાળી હાર કહે છે અને કૃષ્ણકુરંગ, કૃષ્ણસાર એ પણ મૃગનાં નામ છે, મૃગનુ માંસ ઠંડુ, રૂચિ ઊપજાવનાર, ઝાડાને બાંધનાર અને ત્રીદોષનો નાશ કરે છે.

**षड्सं बलदं पथ्यं लघु त्तद्यं ज्वरास्रजित् ॥ ३० ॥**

એ છ જાતના મૃગનુ માંસ, રસવાળુ છે, બળ આપનાર, પથ્ય અને હલકુ છે શરીરને તાકાત આપનાર તથા તાવ અને લોહીવિકારને નાશ કરે છે.

---

## સાબર.

**गोकर्णोऽविकटः शृङ्गी विड्बद्धोऽन्यस्तु शम्बरः ।**
**गोकर्णशम्बरौ शीतौ गुरुस्निग्धौ कफप्रदौ ।**
**रसे पाके च मधुरौ रक्तपित्तविनाशनौ ॥ ३१ ॥**

ગોકર્ણુ, અવિકટ, શૃગી, વિડ્બદ્ધ, શંબર એ નામ સાબરનાં છે. સાબર ઠંડુ અને ભારે; ચીકટવાળુ, કફ કર્તા, રસમાં તથા પાકમાં મીઠુ તથા રક્તપીતનો નાશ કરે છે.

---

## રોઝ.

**रूक्षो मीलाण्डको नीलो गवयश्चारुदर्शनः ।**
**गवयो मधुरो वृष्यः स्निग्धोष्णः कफपित्तलः ॥ ३२ ॥**

રૂક્ષ, મીલાંડક, નીલ, ગવય, ચારૂ દર્શન એ નામ રોઝનાં છે; રોઝ મીઠો છે, વીર્યને મજબુત બનાવે છે, ચિકણો, ગર્મ અને કફ-પિતને ઉત્પન્ન કરે છે.

---

## કસ્તુરીઓ મૃગ.

**कस्तूरी हरिणी गन्धी मुण्डनी मृगमातृका ।**
**कस्तूरीहरिणः स्वादुर्बद्धविड् दीपनो लघुः ॥ ३३ ॥**

કસ્તૂરી, હરિણી, ગંધી, મુન્ડની, મૃગમાતૃકા એ નામ કસ્તૂરી અને મૂડની મૃગનાં છે, કસ્તુરીયો મૃગ સ્વાદુ, ઝાડાને બાંધનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર તથા હલકો છે.

**मुण्डनी ज्वरकासास्रक्षयश्वासापहा हिमा ॥ ३४ ॥**

મુંડની મૃગ—તાવ, ખાંસી, લોહીવિકાર, ક્ષય, દમ એનો નાશ કરે છે તથા ઠંડુ છે.

---

## ચિતલ.

**कृतमालो वर्णचरः पृषतो बिन्दुचित्रकः ।**
**वातप्रमीर्वातमृगश्छिकारः कृष्णपुच्छकः ॥ ३५ ॥**

કૃતમાળ, વર્ણચર, પૃષત, બિન્દુ ચિત્રક એ નામ ચિતળનાં છે, વાતપ્રમી, વાતમૃગ, ધિક્કાર, કૃષ્ણપુચ્છ એ નામ છીંકારાનાં છે.

**कृतमालादिजं मांसं मधुरं ग्राहि दीपनम् ।**
**हृद्यं शीतं लघु श्वासज्वरदोषत्रयास्रजित् ॥ ३६ ॥**

ચિતળ અને છીંકારાનુ માંસ મીઠું, બંધકોશ કરનાર, અગ્નિને પ્રદિપ્ત કરનાર, શરીરને બળ આપનાર, ઠંડું અને હલકું છે, શ્વાસ, તાવ, ત્રિદોષ, લોહીવીકારનો નાશ કરેછે.

**रुरुः शरन्मुक्तमृगो न्यंकुर्बहुविषाणकः ।**
**रुरोर्मांसं गुरु स्वादु वृष्यं पित्तानिलापहम् ।**
**न्यङ्कुः स्वादुर्लघुर्बल्यो वृष्यो दोषत्रयापहः ॥**

રૂરૂ, શરન્મુક્ત મૃગ, બહુ વિષાણક એ નામ જુદા જુદા મૃગોનાં છે, તેમાં રૂરૂ જાતના મૃગનુ માસ ભારે, સ્વાદીષ્ટ, વીર્યને મજબુત કરનાર, પિત્તવાયુનો નાશ કરનાર છે, ન્યકું મૃગનું માંસ સ્વાદીષ્ટ, હલકું, બળ આપનાર અને ત્રિદોષનો નાશ કરનાર છે.

---

## શશલાં.

**शशः शुली रोमकर्णो लम्बकर्णो बिलेशयः ।**
**शशः शीतो लघु स्वादुर्ग्राही पथ्योऽग्निदीपनः ।**
**सन्निपातज्वरश्वासरक्तपित्तकफापहः ॥ ३८ ॥**

શશ, શુલી, રોમકર્ણ, બિલેશય એ નામ શશલાનાં છે. (ખરગોસ) શશલાં, ઠંડાં, હલકાં, સ્વાદુ, ઝાડાને બાંધનાર, પથ્ય અને અગ્નિને પ્રદિપ્ત કરનાર, સન્નિપાત તાવ, દમ, લોહીવિકાર, કફનો નાશ કરેછે.

**काश्मीरदेशे सरसोऽष्टपात्स्यादुक्तश्चतुरूर्ध्वपाधः**
**उष्ट्रप्रमाणः स महाविषाणः ख्याति वनस्थः स मृगो महारव्य ॥३९॥**

કાશ્મીર દેશમાં આઠ પગવાળા, આનંદ ઉપજાવે તેવા, તથા ચાર પગવાળા ઊંટના જેવા; અને બહુ મોટાં શીંગડાંવાળા અને જંગલોમાં રહેનાવાળા મોટા મૃગો થાય છે.

शल्लकः शल्ली श्वाविण्मेधा स्यात्सूचिनी खरा ।
शल्लकः श्वासकासास्रशोफदोषत्रयापहः ॥ ४० ॥

શલ્લક, શલ્લી, શ્વાવિટ, મેધા, સૂચિની, ખરા એ નામ શાહુડીનાં છે, તેનું માંસ, દમ, ખાંસી, લોહિવીકાર, શોજા, ત્રિદોષનો નાશ કરે છે.

गोधा तथैव विज्ञेया विशेषाद्बलवर्द्धिनी ॥ ४१ ॥

ગોધામાં એવાજ ગુણો રહેલા છે, પરંતુ વધારામાં બળને વધારનાર છે.

---

## બિલાડાં.

बिडालकस्तु मार्जारो विषदंशक आखुभुक् ।
नकुलः पिङ्गलो बभ्रुः सर्पारिः सर्वभक्षकः ॥ ४२ ॥

બિલાડ, માર્જાર, વિષદંશક, આખુ ભૂક એ નામ બિલાડાનાં છે. નકુલ, પિંગળ, બભ્રુ, સર્પારિ, સર્વ ભક્ષક એ નામ નોળીયાનાં છે.

मार्जारो मधुरः स्निग्धो वीर्योष्णः कफवातजित् ।
कृशताश्वासकासघ्नो नकुलोऽपि समो गुणैः ॥४३॥

બિલાડાનું માંસ, મીઠું, ચિકટવાળું, વીર્યમાં ગર્મ, કફ, વાયુનો નાશ કરે છે, દુર્બળતા, દમ, ખાંશી એનો નાશ કરે છે, નોળીયામાં પણ બધા એવાજ ગુણો રહેલા છે.

---

## વાંદરાં.

वानरो मर्कटः कीशो वनौकाश्च वलीमुखः ।
हरिः शाखामृगः प्लावी प्लवङ्गः प्लवगः कपिः ।
वानरो पवनश्वासमेदःपाण्डुकृमीञ्जयेत् ॥ ४४ ॥

વાનર, મર્કટ, કીશ, વનૌકશ, વલીમુખ, હરિ, શાખામૃગ, પ્લા, પ્લવંગ, પ્લવગ, કપિ એ નામ વાંદરાનાં છે, તેનું માંસ—વાયુ, દમ, મેદ, પાન્ડુ, કૃમિનો નાશ કરે છે.

---

## શિયાળ.

**शृगालो जम्बुकः फेरुर्गोमायुः फेरवः शिवः ।**
**शिवेशो वञ्चकः क्रोष्टुर्नेपालः स्वल्पजम्बुकः ।**
**शृगालो बलदो वृष्यः सर्ववातक्षयापहः ॥ ४५ ॥**

સ્રગાળ, જંબુક, ફેરૂ, ગોમાયુ, શિવ, શિવેષ, વચ્ચક, ક્રોષ્ટુ, નેપાળ, સ્વલ્પ જંબુક એ નામ શીયાળનાં છે. તેનું માંસ, બળ આપનાર, વીર્યને પુષ્ટ કરનાર, બધા પ્રકારના વાયુ અને ક્ષયનો નાશ કરનાર છે.

---

## ઉંદર.

**मूषकः खनकः स्तेयी वृष उन्दुरुराखुकः ।**
**मूषको बद्धविण्मूत्रो बल्यो वृष्योऽनिलापहः ॥ ४६ ॥**

મૂષક, ખનક, સ્તેયી, વૃષ, ઉંદુરૂ, આખુક એ નામ ઉંદરનાં છે, તેનું માંસ ઝાડા પેસાબને રોકે છે, બળમાં ફાયદાવાળું, વીર્યને મજબુત કરનાર તથા વાયુનો નાશ કરનાર છે.

---

## પક્ષી.

**पक्षि विहङ्गमः पत्री शकुन्तिर्विहगः खगः ।**
**अण्डजो विः पत्ररथः पतत्री शकुनिर्द्विजः ॥ ४७ ॥**

પક્ષિ, વિહંગમ, પત્રી, શકુંતિ, વિહગ, ખગ, અણ્ડજ, વિ. પત્રરથ, પતત્રી, શકુનિ, દ્વિજ એ નામ પક્ષિઓનાં છે.

---

## તેતર.

**तित्तिरिश्चित्रपक्षः स्यात्कृष्णो गौरः कपिञ्जलः ।**
**तित्तिरिर्वर्णदो ग्राही हिक्कादोषत्रयापहः ।**
**श्वासकासहरः पथ्यस्तष्माद्गौरोऽधिको गुणैः ॥४८॥**

રંગીન પાંખવાળા અને કાળા રંગના એમ બે પ્રકારના તેતર થાય છે, ધોળા રંગવાળા કપીંજળ કહેવાય છે, તેતર કાન્તીને વધારે

છે, ઝાડાને રોકે છે, હિચકી (હેડકી) અને ત્રીદોષનો નાશ કરે છે, શ્વાસ અને ખાંસીનો નાશ કરે છે, તથા પથ્ય છે, પણું કપિંજલમાં વધારે ગુણ છે.

---

## બટેર.

वर्तिर वर्तिका चित्रस्ततोऽल्पवर्तिका मता ।
वर्तिरोऽग्निकरः शीतो ज्वरदोषत्रयापहः ॥ ४९ ॥

વર્તિર, વર્તિકા, ચિત્ર, અલ્પ વર્તિકા એ નામ બટેરનાં છે. તેનું માંસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, ઠંડુ છે, તાવ અને ત્રિદોષનો નાશ કરનાર છે.

---

## લાવરાં.

लावाश्चित्रश्चित्रतनुः स चतुर्द्धामतो बुधैः ।
पांशुलो गौरिकोऽन्यस्तु पाण्डूका दर्भरस्तथा ॥५०॥

લાવ, ચિત્ર, ચિત્રતનુ, એ નામ લાવરાંનાં છે, પંડીતોએ પાંશુલ ગૌરિક, પૌડૂક, દર્ભર એ ચાર ભેદ લાવરીઓના માન્યા છે.

लावा त्द्द्या हिमाः स्निग्धा ग्राहिणो वह्निदीपनाः ।
पांशुलः श्लेष्मलस्तेषां वीर्योष्णोऽनिलनाशनः ॥ ५१ ॥

લાવરી—શરીરને બળ આપનાર, ઠંડી, અને ચીકટવાળી, ઝાડાને રોકનાર, અગ્નીને જગાડનાર છે, પાંશુળ જાતની લાવરીનુ માંસ, કફકર્તા, ગર્મ, વીર્યવાળુ, અને વાયુનો નાશ કરે છે.

गौरिकः कफवातघ्नो रूक्षो वह्निमदः परम् ।
पौण्डूकः पित्तकृत्किञ्चिल्लघुः श्लेष्मनिलापहः ॥ ५२ ॥

ગૌરિક નામની લાવરી કફવાતનો નાશ કરે છે, લુખી છે, અગ્નિને વધારે સતેજ કરે છે, પૌડ્રક નામની લાવરી, પિત્તકર્તા, કંઇક હલકી અને કફ, વાયુનો નાશ કરે છે.

दर्भरो रक्तपित्तघ्नो त्द्दामयहरो हिमः ॥ ५३ ॥

દર્ભર નામની લાવરી—રક્તપિતનો નાશ કરે છે, હૃદયના રોગનો નાશ કરે છે તથા ઠંડી છે.

---

## ચકલાં.

चटकः कलविङ्क स्यादन्यो ग्राम्यस्तु पुण्ड्रक ।

चटकः शीतलः स्निग्धः स्वादु शुक्रकफप्रदः ।

सन्निपातहरो वेश्मचटकः शुक्रलः परम् ॥ ५४ ॥

ચટક, કલવિંક, ગ્રામ્ય, પુંડ્રક એ નામ ચકલાનાં છે, તેનું માંસ ઠંડું, ચિકટવાળું, સ્વાદીષ્ટ અને વીર્ય તથા કફને ઉત્પન્ન કરે છે, સન્નિપાતનો નાશ કરે છે; ઘરમાં રહેવાવાળાં ચકલાં બહુ વીર્ય આપનાર છે.

---

## વર્તિક.

वार्तिको मधुरः शीतः स रूक्षः कफपितनुत् ॥ ५५ ॥

વર્તિક, (વતક) મીઠાં, ઠંડાં અને લુખાં છે, કફ અને પિતનો નાશ કરે છે.

---

## પારેવાં કબુતર.

पारावतः कलरवो मञ्जुघोषो मदोत्करः ।

कपोतो घुघुकृत्पाण्डुरन्यः काणः कपोतकः ॥ ५६ ॥

પારાવત, કલરવ, મંજુઘોષ, મદોત્કટ એ નામ પારેવાનાં છે, કપોત, ઘુઘુકૃત, પાંડુ, કાણ, કપોતક એ નામ કબુતરનાં છે.

पारावतो गुरुः स्निग्धो रक्तपित्तानिलापहः ।

संग्राही शुक्रलः शीतः कपोतोऽपि समो गुणैः ।

किञ्चिल्लघुः परकामः कपोतः सर्वदोषकृत् ॥ ५७ ॥

પારેવાં ભારે, ચિકટવાળાં, રક્તપિત અને વાયુનો નાંશ કરે છે, ઝાડાને રોકે છે, વીર્યને વધારે છે અને ઠંડાં છે, કબુતરમાં પણ એવાજ ગુણો રહેલા છે, નાનાં કબુતર હલકાં અને બધા દોષોને ઉપજાવનારા છે.

---

## મોર.

मयूरश्चन्द्रको केकी मेघरावो भुजङ्गभुक् ।
शिखी शिखावलो बर्ही शिखण्डी नीलकण्ठकः ॥ ५८ ॥

મયુર, ચંદ્રક, કેકી, મેઘરાવ, ભુજંગભુક, શિખી, શિખાવલ, બર્હી, શિખંડી, નિલકંઠક,

शुक्लापाङ्गः कलापी च मेघनादस्तु लासकः ।
मयूरो बृंहणः श्रोत्रशिरोरुग्वातशोषजित् ॥ ५९ ॥

શુકલાપાંગ, કાલાપી, મેઘાનાદ, લાસક એ નામ મોરનાં છે, તે ધાતુને મજબુત કરે છે, કાનના રોગ, માથાના રોગ, વાયુ, તૃષાનો નાશ કરે છે.

उष्णो बलायुर्मेधाग्निकेशदृग्स्वरर्णदः ।
सेव्यं मयूरजं मांसं हैमन्ते शिशिरे मधौ ।
न शरद्ग्रीष्मयोः पथ्यं वर्षास्वप्याहिभक्षणात् ॥ ६० ॥

ગર્મ છે, બળ, આયુષ્ય, બુદ્ધિ, અગ્નિ, વાળ, દષ્ટિ, સારી કાન્તીને આપનાર છે. માગશર, પોશ, માહા, ફાગણ અને ચૈત્ર મહીનામાં મોરનું માંસ ખાવાને લાયક છે, આશો, કારતક, જેષ્ટ અને અશાડ એ મહીનાઓમાં સેવવું સારૂં નથી. સાપને ખાય છે માટે શ્રાવણ અને ભાદરવામાં પણ માફક આવતો નથી,

---

## કુકડો.

कुक्कुटो विकिरः शौण्डी कालज्ञश्चरणायुधः ।
कृकवाकुस्ताम्रचूडः स्यादन्योऽरण्यकुक्कुटः ॥ ६१ ॥

કુક્કુટ, વિકિર, શૌન્ડી, કાલજ્ઞ, ચરણાયુધ, કૃકવાકુ, તામ્રચૂડ, અરણ્યકુક્કુટ એ નામ મુર્ગા અથવા કુકડાનાં છે.

**कुक्कुटो बृंहणः स्निग्धो वीर्योष्णोऽनिलजिद्गुरुः ।**
**चक्षुष्यः शुक्रकफकृद्वन्यो रूक्षः कषायकः ।**
**पानीयकुक्कुटः स्निग्धो बृंहणः श्लेष्मलो गुरुः ॥ ६२ ॥**

કુકડા—ધાતુને મજબુત કરનાર, ચિકટવાળા, વીર્યમાં ગર્મ, વાયુનો નાશ કરનાર, ભારે, આંખને ફાયદાવાળા, તથા કફને ઉત્પન્ન કરે છે, વગડાઉ (રાની) કુકડા-લુખા અને તુરા છે. પાણીના કુકડા-ચીકટવાળા, ધાતુવર્ધક અને કફ કરનાર તથા ભારે છે.

---

## પોપટ.

**शुको रक्तमुखः कीरो वाग्मी सुन्दरदर्शनः ।**
**सारिका रसिता दूती सुमतिः प्रियवादिनी ॥ ६३ ॥**

શુક, રક્તમુખ, કીર, વાગ્મી, સુંદરદર્શન એ નામ પોપટનાં છે, સારિકા, રસીતા, દૂતી, સુમતી, પ્રિયવાદિની એ નામ મેનાનાં છે.

**शुकः शीतो लघुर्ग्राही क्षतकासक्षयापहः ।**
**रूक्षस्तद्वन्मता सारी स्निग्धा बुद्धिबलाग्निकृत् ॥ ६४ ॥**

પોપટ—ઠંડા, હલકા, ઝાડાને રોકનાર, ઉરક્ષત ખાંસી, ક્ષયનો નાશ કરનાર છે તથા લુખા છે, મેનામાં પણ એવાજ ગુણ હોય છે, વધારામાં મેના ચીકટવાળી તથા બુદ્ધિ, તાકાત અને જઠરાગ્નિને વધારનાર છે.

---

## કોયલ.

**कोकिलः कलकण्ठः स्यात्परपुष्टो वनप्रियः ।**
**पिकः परभृताहारी ताम्राक्षो मधुदूतकः ।**
**कोकिलो दीपनो ग्राही चक्षुष्यः क्षयकासजित् ॥ ६५ ॥**

કોકિલ, કલકંઠ, પરપુષ્ટ, વનપ્રિય, પિક, પરભ્રતાહરી, તામ્રાક્ષ, મધુદૂતક એ નામ કોયલનાં છે, કોયલ—જઠરાગ્નિને જગાડનાર,

ઝાડાને રોકનાર અને આંખને ફાયદાવાળી તથા ખાંસી, ક્ષયનો નાશ કરે છે.

---

## કાગડો.

**काको ध्वाङ्क्षो गूढकामी बलिपुष्टः सकृत्प्रजः ।**

**वायसो बलिभुक्काणः करटश्चतुरो द्विजः ॥ ६६ ॥**

કાક, ધ્વાંક્ષ, ગૂઢકામી, બલિપુષ્ટ, સકૃત્પ્રજ, વાયસ, બલિભુક, કાણુ, કરટ, ચતુર, દ્વિજ એ નામ કાગડાનાં છે.

**भासः सिखावाभ्रसतो गृध्राकारो रजःप्रजः ॥ ६७ ॥**

ભાસ, શિખાવા ભ્રાસત, ગૃધ્રાકા, રજપ્રજ એ નામ ધોળી સમડીનાં છે.

**काकभासभवं मांसं चक्षुष्यं दीपनं लघु ।**

**आयुष्यं बृंहणं बल्यं क्षतदोषक्षयापहम् ॥ ६८ ॥**

કાગડા તથા ધોળી સમડીનું માંસ, આંખને ફાયદાવાળુ, જઠરાગ્નિને જગાડનાર, હલકુ, આયુષ્ય આપનાર, ધાતુને મજબુત કરનાર તાકાત દેનાર, ધારાં અને ક્ષયનો નાશ કરે છે.

---

## ગીધ.

**गृध्रः सुदृष्टः शकुनिर्वक्रदृष्टिश्च दूरदृक् ।**

**गृध्रस्य काकवन्मांसं विशेषान्नेत्ररोगजित् ॥ ६९ ॥**

ગૃધ્ર, સુદષ્ટ, શકુનિ, વક્રદષ્ટિ, દૂરદક એ નામ ગીધનાં છે, ગીધનું માંસ કાગડાના માંસ જેવા ગુણો ધરાવે છે, વધારામાં આંખના રોગને ટાળે છે.

---

## હંસ.

**हंसश्वेतगरुत्मानः सौकारक्तौ पदानहौ ।**

**राजहंसः स्मृतः कृष्णैर्धार्त्तराष्ट्रोऽथ मालिकः ॥ ७० ॥**

હંસ, શ્વેત, ગરૂત્માન, સૌક, આરન્ક, પદ, આનલ એ નામ હંસનાં છે, કાળી પાંખવાળા રાજહંસ થાય છે, એનાં ધાર્તરાષ્ટ્ર અને મૃાલિક નામ છે.

मलिनैः कलहंसस्तु पीतैः कादम्ब उच्यते ।
जारण्डवः प्लवो मद्गुर्वरठा हंसयोषितः ॥ ७१ ॥

મેલી પાંખવાળા કલહંસ થાય છે, પીળી પાંખવાળા કાદંભ હંસ થાય છે, કારંડવ, પ્લવ, મદ્ગુ, વરટા એ નામ હંસનાયોનાંછે.

हंसः स्निग्धो गुरुर्वृष्यो वीर्योष्णः स्वरवर्णकृत् ।
वातास्रपित्तशमनो बृंहणो बलवह्निदः ॥ ७२ ॥

હંસ—ચિકટવાળા, ભારે, વીર્યને કઠણ કરનાર, ગર્મ વીર્યવાળા અને સાદ તથા કાન્તીને ઊત્તમ બનાવે છે તથા વાયુ અને રક્તપિતનો નાશ કરે છે, ધાતુ મજબુત કરે છે તથા બળ અને જઠરાગ્નિને ઊત્પન્ન કરે છે.

---

## સારસ ચકવાક.

सारसो लक्ष्मणो रक्तमूर्द्धा स्यात्पुष्कराह्वयः ।
चक्रवाकः पत्ररथश्चक्रश्चक्री सुकामुकः ॥ ७३ ॥
रथाङ्गनामा कोकोऽथ कङ्कः स्याल्लोहपृष्ठकः ॥ ७४ ॥

સારસ, લક્ષ્મણ, રક્તમૂર્દ્ધા, પુષ્કરાહવ્ય એ નામ સારસનાં છે, ચકવાક, પત્રરથ, ચક્ર, ચક્રી, શુકામૂર્ક, રથાંગનામા, કોક, કંક, લોહ પુષ્ટક એ નામ ચકવાકનાં છે.

---

## બગલા.

बको बकोटो धवलो बलाका विसकण्ठिका ॥ ७५ ॥

બક, બકોટ, ધવલ, બલાકા, બીસકંઠીકા એ નામ બગલાનાંછે.

---

## આડયો.

आडिः शरारिरातिश्च विचित्रजलचारिणी ॥ ७६ ॥

આડિ, શરાટિ, આતિ, વિચિત્ર જળચારિણી એ નામ આડીઓનાં છે.

चक्रकङ्कबकोटादिमांसं स्निग्धं हिमं गुरु ।
मधुरं सृष्टविण्मुत्रं वातपित्तास्त्रनाशनम् ॥ ७७ ॥

સારસ, ચકવા વીગેરેનાં માંસ, ચિકટવાળાં, ઠંડાં, ભારે, મીઠાં અને મળમૂત્રને પેદા કરે છે તથા વાયુ અને રક્તપિતનો નાશ કરેછે.

---

## કાંકરોલ.

कारेडुकः ककरेडुः करकः कृङ्कणस्तथा ।
कृङ्कणो बृंहणो वल्यो वातपित्तहरो लघुः ॥ ७८ ॥

કારેડુક, કકરેડુ, કરક, કૃંકણ એ નામ કાંકરોલનાં છે. તેનું માંસ ધાતુને મજબુત બનાવનાર તથા બળમાં ફાયદાવાળુ, વાયુ અને પિતનો નાશ કરવાવાળુ અને હલકુ છે.

---

## ચાશ અથવા લકડખોદ.

खञ्जरीठः खञ्जनकश्चाषनामा किकीदिविः ॥ ७९ ॥

ખંજરીટ, ખંજનક. ચાષનામા, કિકિદીવિ એ નામ ચાશ અથવા લકડખોદનાં છે.

---

## પપૈયા.

चातकस्तु घनरवः सारङ्गस्तोकको भ्रमः ॥ ८० ॥

ચાતક, ધનરવ, સારંગ, તોકક, ભ્રમ એ નામ પપૈયાનાં છે.

---

## ભરદ્વાજ.

भरद्वाजः कक्कारादो व्याघ्राटोऽहिकुटिः परः ।
खञ्जरीटो भरद्वाज श्चाषः श्लेष्मा निकाषहः ॥ ८१ ॥

ભરદ્વાજ, કકરાટ્ટ, વાઘ્રાટ, અહિકુટિ, પર એ નામ ભરદ્વાજ નામના પક્ષીનાં છે, ખંજન અને ચાસનું માંસ કફ, વાયુનો નાશ કરે છે.

**वातलोऽनिल पित्तघ्नो भरद्वाजः कफा स्रजित् ॥ ८२ ॥**

ભરદ્વાજ વાયુકર્તા છે વાયુ અને પિતનો નાશ કરે છે તથા કફ તથા લોહિ વિકારનો નાશ કરે છે.

## શકરીબાજ ચીડીયાં.

**श्येनः समादनः पत्री चीरिश्चिल्ली चिरिल्लिका ।**

**श्येन चीरीभवं मांसं प्रायो दोषकरं गुरु ॥ ८३ ॥**

શ્યેન, સમાદન, પત્રી, એ નામ શકરીબાજનાં છે. ચીરિ, ચિલ્લી, ચિરિલ્લિકા, એ નામ ચીડીયાંનાં છે. શકરીબાજ ને ચીડીયાંનું માંસ ઘણુ ભાગે દોષ કરનાર અને ભારે છે.

## ઘૂવડ.

**उलूकः कौशिकः काकवैरी घूका निशाचरः ।**

**उलूक पललं भ्रान्ति करं वात प्रकोपदम् ॥ ८४ ॥**

ઉલુક, કૌશિક, કાક વૈરી, ઘુક, નિશાચર એ નામ ઘૂવડનાં છે, તેનું માંસ ગાંડાપણાને ઉત્પન્ન કરનાર અને વાયુને કોપાવનાર છે.

## ચકોર.

**चकोरश्चन्द्रिकापायी जीवंजीवः सुलोचनः ।**

**चकोरो बृंहणो वन्यः स्निग्धोष्णो वातनाशनः ॥ ८५ ॥**

ચકોર, ચંદ્રિકાપાયી, જીવંજીવ, સુલોચન એ નામ ચકોરનાં છે. ચકોર ધાતુને મજબુત કરનાર, બળમાં ફાયદાવાળું, ચિકટવાળું, અને ગર્મ છે તથા વાયુનો નાશ કરનાર છે.

## જળચર પક્ષિ.

**कौञ्चकः पिचकोऽन्यस्तु पुच्छा घो भाग लोहितः ।**
**वक्रोशः कुररोऽथान्यः कोयष्टिष्टिभस्तथा ॥ ८६ ॥**

કૌચક, પેચક પુચ્છા ઘો ભાગલોહિત, વક્રોશ કુરર, કોયષ્ટિ, ટિટિલ, એ નામ કુંજ થીગર્ભ જાતના જળચર પ્રાણીનાં છે.

**कौञ्चः पित्ता निलहरः पेचकः कफ वात जित् ।**
**कुररः क्रोञ्चवज्ज्ञेयः टिट्टीभोऽल्पमरुत्करः ॥ ८७ ॥**

કુંજનું માંસ–પિતવાતનો નાશ કરે છે, પેચક કફ વાયુનો નાશ કરનાર છે, કુરરમાં પણ કુંજના જેવા ગુણ રહેલા છે અને ટિટિભ થોડીક વાયુ કરે છે.

---

## માછલાં.

**मत्स्योझषस्तिमिर्मीनः कण्ठी वैसारिणोद्भवः ।**
**पृथुरोमाभिसारः स्याद्विसारः शकुली तथा ॥ ८८ ॥**

મત્સ્ય, ઝષ, તિનિ, મીન, કંઠી, વૈસારિણ, દ્રવ, પૃથુરોમા, અભિસાર, વિસરક, સકુલિ.

**रक्तोदरो रक्तमुखो रोहितो मत्स्यपुङ्गवः ।**
**सहस्रदंष्ट्रः पाठीनः कृष्णवर्णो महाशिराः ॥ ८९ ॥**

રક્તોદર, રક્તમુખ, રોહિત, મત્સ્ય પુગવ, સહસ્ત્ર દંષ્ટ, પાઠીન, કૃષ્ણ વર્ણ, મહાશીરા એ નામ મચ્છીના ( માછલાનાં ) છે.

**शकरः क्षुद्र मत्स्यः स्यात्प्रोष्ठी तु सफरी स्मृता ।**
**नलमीन श्चिलि चिम स्तिमिः ख्यातः समुद्रजः ॥ ९० ॥**

શફર, ક્ષુદ્ર મત્સ્ય, પ્રોષ્ટી, શફરી એ નામ સફરી જાતની માછીનાં છે, નલમીન ચિલિચિમ, તિમિ, સમુદ્રજ એ બધાં નામ માછલાના ભેદોનાં છે.

**मत्स्या बलप्रदा तृष्णा गुरवः कफ पितलाः ।**
**उष्णा भिष्यन्दिनः स्निग्धा बृंहणा पवनापहाः ॥ ९१ ॥**

માછલી, બળ આપનાર વીર્યને મજબુત કરનાર, ભારે, કફ, પિત્તને કરનાર, ગર્મ, બંધકોશ કરનાર, ચિકટવાળી અને ધાતુને મજબુત કરનાર તથા વાયુને હરનાર છે.

**नादेया बृंहणा मत्स्या गुरुवोऽनिलनाशना ।**
**कौप्या वृष्याः कफाष्ठीला मूत्र कुष्ठवि बन्धदाः ॥ ९२ ॥**

નદીની માછલી ધાતુને મજબુત કરે છે, ભારે અને વાયુનો નાશ કરનાર છે, કુવાની માછલી વીર્યને મજબુત કરે છે અને કફ, પેઢુની ગાંઠ, મૂત્ર, કોડ, બંધકોશને ઉત્પન્ન કરનાર છે,

**ताडागा गुरवो वृष्याः शीतला बल मुत्रदाः।**
**तडागव न्निर्झरजा बलायुर्मति दृक्कराः ॥ ९३ ॥**

તલાવની માછલી ભારે, વીર્યને મજબુત બનાવનાર, ઠંડી તથા બળ અને પેશાબને વધારે છે. ઝરણાંની માંછલીમાં તલાવની માછલીના જેવાજ ગુણો હોય છે અને વાયુ, બળ, દૃષ્ટિને આપનાર છે.

**सरोजा मधुराः स्निग्धा बल्या वात निवर्हणाः ।**
**सामुद्रा गुरवो नाति पात्तलाः पवना पहाः ॥ ९४ ॥**

સરોવરની માછલી મીઠી, ચિકટવાળી, બળમાં ફાયદાવાળી, વાયુને હરનાર, સમુદ્રની માછલી ભારે, બહુ પિતને નહિ કરવાવાળી અને વાયુને હરનાર છે.

**तथापि लवणाम्भोजा ग्राहिणो दृष्टि नाशनाः ।**
**त्ददोद्भवा बल करा नतु स्वच्छ जलोद्भवाः ॥ ९५ ॥**

તેમાં પણ ખારા પાણીમાં ઉપજેલી માછલી ઝાડાને રોકે છે અને આંખના તેજનો નાશ કરે છે. કુંડની માછલી બળ આપનાર છે ચોખ્ખા પાણીની માછલી બળ આપતી નથી.

**हेमन्ते कूपजा मतजाः शिशिरे सारसाहिताः ।**
**मधुग्रीष्माप्बुकालेषु नदीत्र्झरी तडागजाः ॥ ९६ ॥**

હેમંત ૠતુમાં કુવાની માછલી ઠીક છે, શિશિર ૠતુમાં સરોવરની માછલી પથ્ય છે, વસંત, ગ્રિષ્મ, વર્ષા એ ત્રણ ૠતુમાં નદી, ઝરણાં, તલાવ એની માછલી પથ્ય છે.

शरत्सु नैर्झराः सर्वे वर्षोस्थाः सर्व दोषदाः ।
रोहितः प्रवरस्तेषु नातिपित्त करा लघुः ।
कषाया नुरसो बल्यः पाठीन श्लेष्मलो गुरुः ॥ ९७ ॥

શરદ ૠતુમાં, નિર્ઝર પાણીની માછલી પથ્ય છે, અને વર્ષા ૠતુમાં પાણીની માછલી બધા દોષોને ઉપજાવે છે. બધી માછલીઓમાં રોહિત નામની માછલી ઉતમ છે કેમકે તે બહુ પિતને કરતી નથી અને હલકી છે. તુરી, રસ વગરની, બળમાં ફાયદાવાળી, પાઠીન માછલી કફકર્તા અને ભારે છે.

---

## નાનીમાછલી.

क्षुद्रमत्स्जाः स्वादुरसा दोषत्रय निवर्हणाः ।
सुक्ष्मा; परंपुंस्त्वकरा रुच्या, कासा निलापहा ॥ ९८ ॥

નાની માછલી સ્વાદીષ્ટ, રસવાળી અને ત્રિદોષને હરવાવાળી છે, ઘણીજ ઝીણી માછલી પુર્ષાતનને આપે છે, રૂચિને પેદા કરે છે તથા ખાંસી અને વાયુનો નાશ કરે છે.

त्रिदोष कृच्चिमिचि मोमस्त्यो बल्यः परं मतः ।
मत्स्य गर्भः परंवृष्यः स्निग्धः स्थैर्य करो गुरुः ।
कफ मेदः पदो बल्यो ग्लानि कृन्मेहनाशनः ॥ ९९ ॥

ચિમચિલ માછલી—ત્રિદોષને ઉપજાવે છે, વધારે બળ આપે છે, માછલીનો ગર્ભ વીર્યને બહુજ મજબુત કરે છે, ચિકટવાળો છે, સ્થિરતા કરે છે. ભારે છે, કફ અને મેદને આપનાર છે, બળમાં ફાયદાવાળો, ગ્લાની બેચેની, ઉપજાવે છે અને પ્રમેહનો નાશ કરે છે.

---:o:---

## મગરમચ્છ.

शिशुमारो ढतेस्तुल्यो मकरस्ति मिदंग्रक ।
शिशुमारो गुरुर्वृष्यः कफकृद्वात नाशनः ।
बृंहणो बलदः स्निग्धस्तद्वन्मकरगादिषत् ॥ १०० ॥

શિશુમાર, હસ્તિતુલ્ય, મકર, તિમિંગલક એ નામ શિશુમાર માછલીનાં છે. તે ભારે, વીર્યને મજબુત કરનાર, કફ કર્તા, વાયુનો નાશ કરનાર, ધાતુને મજબુત બનાવનાર તથા બળ આપનાર અને ચિકટવાળી છે, મગરમાં પણ એવાજ ગુણો હોય છે.

## કાચબો.

**कच्छपो गूढपात्कूर्मः कमठो दृढपृष्ठकः ।**

**कच्छपो बलदः स्निग्धो वातजित्पुंस्त्वकारकः ॥ १ ॥**

કચ્છપ, ગૂઢપાત, કૂર્મ, કમઠ, દઢ પૃષ્ટક એ નામ કાચબાનાં છે, કાચબો બળ આપનાર, ચિકટવાળો, વાયુનો નાસ કરનાર અને પુરૂષત્વને આપનાર છે.

## ડેડકાં.

**मण्डूकः प्लवगो भेको वर्षाभूर्दर्दुरो हरिः ।**

**मण्डूकः श्लेष्मला नातिपित्तलो बलकारकः ॥ २ ॥**

મન્ડૂક, પ્લવગ, ભેક, વર્ષાભૂ, દર્દુર, હરિ એ નામ મેડક અથવા ડેડકાનાં છે, તે કફ કર્તા, વધારે પિતને કરતો નથી, તથા ઝાડાને કરનાર છે.

## કરચલાં.

**कर्कटः कुरुचिल्लः स्यात्कुलीर षोडशाम्बिकः ।**

**कर्कटो बृंहणो वृष्यः शीतलोऽसृग्दरापहः ॥ ३ ॥**

કર્કટ, કુરૂચિલ્લ, કુલીર, ષોડ, શામ્બિક, એ નામ કરચલાંનાં છે, તે વીર્યને અને ધાતુને મજબુત કરે છે, ઠંડાં છે તથા પ્રદર રોગનો નાશ કરે છે.

## સાપ.

**सर्पो भुजङ्गो भुजगः फणी भोगी भुजङ्गम ।**

**कुण्डली कञ्चुको चक्री पन्नगः पवनाशनः ॥ ४ ॥**

સર્પ, ભુજંગ, ભુજગ, ફણી, ભોગી, ભુજંગમ, કુંડલી, ચક્રી, પન્નગ, પવનાશન.

गूढपादुरगो नागो जिह्मगश्च सरीसृपः ।
चक्षुःश्रवा दीर्घपृष्ठो व्याल आशीविषस्त्वहिः ॥ ५ ॥

ગૂઢપાત, ઉરગ, નાગ, જિહ્મગ, સરીસૃપ, ચક્ષુઃશ્રવા, દીર્ઘપૃષ્ટ, વ્યાલ, આશીવિષ, અહિ,

दर्वीकरो विषधरो दन्दशूको बिलेशयः ।
कुम्भीनसः पृदाकुः स्याद्दंष्ट्री काकोदरो विषी ॥ ६ ॥

દર્વીકર, વિષધર, દંદશૂક, બિલેશય, કુમ્ભી નસ, પૃદાકુ, દંષ્ટ્રી, કાકોદરી, વિષી, એ નામ સાપનાં છે.

---

## અન્ય જાતિના સાપો.

डिण्डिभो राजिलः प्रोक्तोऽजगरो वाहसः शयुः ।
जलसर्पो गलार्दः स्यात्तिलित्स गोनसः स्मृतः ॥ ७ ॥

ડિંડિભ, રાજિલ, અજગર, વાહસ, શયુ, જલસર્પ, ગલાર્દ, તિલિસ, ગોનસ; એ નામ અન્ય જાતીના સાપોનાં છે.

---

## સાપના માંસના ગુણો.

सर्पाणां स्नेहनं मांसं चक्षुष्यं बृंहणं गुरु ।
दूषीविषक्रिमिहरं मेधाग्निबलवर्द्धनम् ॥ ८ ॥

સાપોનું માંસ—ચિકટવાળું, આંખને ફાયદાવાળુ તથા ધાતુને મજબુત કરનાર છે, ભારે અને ખરાબ ઝેરને હરવાવાળુ છે. બુદ્ધિ, અગ્નિ, બળને વધારનાર છે.

---

## ગોહ.

गोधा घोरफटा पञ्चनखरा जनिषस्तथा ।
कृष्ण सर्पेण गोधेयो गोधेरः समुहागुणः ।
गोधाग्निजननी बल्या वृष्या पित्तानिलापहा ॥ ९ ॥

ગોધા, ઘોરફટા, પંચનખટા, જનિપ એ નામ ગોહનાં છે, કાળા સાપ અને ગોના સંસર્ગથી ઉપજેલા ગોહરા કહેવાય છે. એનાં ગોધિય, ગોધિર એ નામ છે. ગોહનાં માંસ-બહુજ ગુણવાળાં હોય છે, જઠરાગ્નિને સતેજ કરે છે તથા બળ આપે છે, વીર્યને ઘટ્ટ બનાવે છે તથા પિત્ત અને વાયુને હણે છે.

**सद्योहतं भजेन्मांस व्याधिवारिविषे मृतम् ।**
**वयस्थमकृशं बल्यमन्यथा परिवर्जयेत् ॥ ११० ॥**

તરત મારેલ જીવના માંસ ખાવાથી બળમાં ફાયદો થાય છે અને રોગ, પાણી, ઝેર વીગેરેથી નાશ થએલા પ્રાણીનો માંસ ખાવાને લાયક નથી.

**वृद्धानां दोषलं मांसं बालानां बलदं गुरु ।**
**च्युतगर्भा गुरुर्योषिद्गर्भागर्भवती तथा ॥ ११ ॥**

બુઢે (વૃદ્ધ) જીવોનું માંસ દોષ ઉપજાવે છે, બાળ જીવોનું માંસ બળને આપનાર છે, ભારે છે, ગરભવાળી સ્ત્રી જાતિનાં માંસ ભારે છે.

**स्वयंमृतमबल्थं स्यादतिसासारकरं गुरु ॥ १२ ॥**

પોતાની જાતે મરી ગએલ જીવોનાં માંસ બળ વગરનું છે, ઝાડા કરે છે, અને ભારે છે.

**विषाम्बुरुङ्मृतं मृत्युदोषत्रयरुगावहम् ॥ १३ ॥**

ઝેર, પાણી, રોગથી મરેલાં પ્રાણીયોનું માંસ-મૃત્યુ, ત્રિદોષ, રોગને ઉત્પન્ન કરે છે.

**विहगेषु पुमान् श्रेष्ठ स्त्री चतुष्पादजातिषु ।**
**पश्चाद्ध पुसां स्यात्स्त्रीणां पूर्वार्द्धमादिशेत् ॥ १४ ॥**

પક્ષિયોમાં પુરૂષ જાતિ, ચોપગાં પશુઓમાં સ્ત્રીજાત ઉત્તમ છે, પુરૂષ વર્ગનો પાછલો અડધો ભાગ હલકો છે, સ્ત્રીજાતિનો આગલો ભાગ હલકો છે,

**तुल्यजातौ स्थूलदेहो महादेहेषु पुजितः ।**
**अल्पदेहेषु शस्यन्ते तथैव स्थूलदेहिनः ॥ १५ ॥**

ભારે શરીરવાળામાં સમાનજાતિમાં હલકા શરીરવાળા સારા હોય છે, નાના શરીરવાળામાં પણ મોટા શરીરવાળાં વધારે ઉત્તમ હોય છે.

**चेष्टावतां परं मांसमलसेभ्मो लघु स्मृतम् ।**
**देहमध्यं गुरु प्रायः सर्वेषां प्राणिनां मतम् ॥ १६ ॥**

આળસુ કરતાં ચપળ પ્રાણીઓનું માંસ બહુજ હલકુ છે. વધારામાં બધા પ્રાણીઓના મધ્ય ભાગના શરીરનું માંસ ભારે છે.

**पक्ष्मोत्क्षेपाद्विहङ्गानां तदेव सममुच्यते ।**
**गुरूण्यङ्गानि सर्वेषां गलग्रीवं चँ पक्षिणाम् ॥ १७ ॥**

પક્ષિયોની પાંખ કાઢી નાંખવાથી શરીરનો 'મધ્ય ભાગ સરખો થાય છે, પક્ષિયોનાં બધાં અંગ અને ગળુ ભારે છે.

**ये मृगा विहगास्तोयदूवावासप्रचारकाः ।**
**ते नाभिष्यन्दिनः सर्वे विपरीता अतोऽन्यथा ॥ १८ ॥**

જે મૃગ અને પક્ષિ પાણીથી દુર વસનારાં છે તે બધાં બંધકોશ કરનારાં એટલે ભારે નથી, પણ તેથી જુદી રીતનાં શરીરને અકળાવી નાંખી ભારે બનાવે છે.

**जलानूपभवाः सर्वे जलानूपचराश्च ये ।**
**गुरुभक्ष्या गुरुतरं तेषां मांसमुदाहृतम् ॥ १९ ॥**

પાણીની નજીક રહેનારા તેમજ ઘણા પાણીવાળા દેશમાં પેદા થએલા જીવોનું માંસ બહુ ભારે છે,

**धन्वोत्पत्तिप्रचाराणां लघु स्याल्लघुभोजिनाम् ।**
**ऊरुस्कन्धोदरं मुर्द्धा पाणिपादौ कटी तथा ।**
**पृष्ठत्वग्यकृदन्त्राणि गुरूणि हि यथोत्तरम् ॥ १२० ॥**
**इति श्रीमदनपालनिघण्टो मासवर्गः द्वादशः ॥ १२ ॥**

વાગડ દેશમાં ઉત્પન્ન થએલાં અને રખડી રખડીને હલકો ખોરાક ખાનારાં જીવનું માંસ હલકું છે, સાથળ, કાંધ, પેટ માથુ, હાથ પગ, કમ્મર, પીઠ, ખાલ, યકૃત, એ બધાં ઉત્તરોતર ( જાંગથી કાંધ અને કાંધથી પેટ એમ ) ભારે છે.

ઇતિ શ્રી મદનપાલ નિઘંટનો માંસ વર્ગ બારમાનું ગુજરાતી ભાષાન્તર પુર્ણ થયું.

---

गोपालबालैः सह मल्लविद्याविनोददक्षं धृतकाकपक्षम् ।
उपास्महे वाङ्मनसातिदूरं महः परं नीलमचिन्तनीयम् ॥१॥

ગોવાળીયાના બાળકોની સાથે કુસ્તીમાં હોંશીઆર, કાગડાનાં પીછાં માથે ધારણ કરવાવાળા, વાણી અને મનથી ઘણા વેગવાળા અને વિચારમાં ન આવે એવા પરમ નીલ તેજનું હું સ્મરણ કરૂં છું.

वातेऽनुपानं स्निग्धोष्णं रूक्षोष्णं श्लेष्माणि स्मृतम् ।
पित्ते स्निग्धो हितं स्नेहपाने तोयमशीतलम् ॥ २ ॥

વાયુમાં ચિકટ અને ગર્મ અનુપાન ફાયદાવાળાં છે. કફમાં લુખા અને ગર્મ અનુપાન ફાયદાવાળાં છે, પિતમાં ચિકટવાળુ અનુપાનહિત છે, ઉલટીમાં ગરમ પાણીનું અનુપાન ફાયદાવાળુ છે.

भल्लातकः स्नेहमुर्च्छाव्याप्तानां शीतलं जलम् ।
शालिमुद्गादिभक्ष्याणां यूषो मांसरसस्तथा ॥ ३ ॥

ભીલામાના ઉડવાથી આવેલી મુર્છાવાળાને ઠંડુ પાણી તથા ડાંગરના ચોખ્ખા અને મગનો યુષ તથા માંસ રસ ફાયદાવાળો છે.

माषादिभोजिनां मस्तु धान्याम्लं दधि वा स्मृतम् ।
मद्यं शोषिविषार्त्तानामल्पाग्नीनां च शस्यते ॥ ४ ॥

અડદ વીગેરે ભારે ખોરાકવાળાને દહિનું પાણી, કાંજી અથવા દહિંનું અનુપાન ફાયદાવાળુ છે, દુબળા પડતા અને ઝેરથી પીડા પામતા અને મંદ અગ્નિવાળાઓને દારૂનું અનુપાન ફાયદાવાળુ છે.

क्लान्तानामुपवासाध्वभारस्त्रीसुरतादिभिः ।
पयः सुधासमं प्रोक्तं क्षीणानां रक्तपित्तिनाम् ॥ ५ ॥

જેણે વ્રત ધારણ કર્યો હોય, મુસાફરી કરી થાક લાગ્યો હોય; ભાર લઇ થાક્યો હોય, તથા સ્ત્રીસંગથી દુખી થયો હોય, એવા મનુષ્યો, દુબળા મનુષ્યો, રકતપિતવાળા મનુષ્યોને દુધ અમૃતના સમાન ગુણ આપવાવાળુ છે.

असात्म्यं दोषलं शीतमतिमात्रमथो गुरु ।
उक्तानुपानतो भुक्तं सुखमन्नं प्रजीर्यते ॥ ६ ॥

જે પદાર્થ માફક ન આવે તેવો હોય, દોષ ઉપજાવે તેવો હોય, અથવા ઠંડો, ભારે ચીજેનો બનાવેલો, ખોરાક તે દારૂ અથવા ગરમ દુધના અનુપાનથી જલદી પચી જાય છે,

तदादौ कर्षयेत्पीतं स्थापयेन्मध्यसेवितम् ।
पश्चात्पीतं बृंहयति तत्समीक्ष्य प्रयोजयेत् ॥ ७ ॥

અનુપાન—ખાવાની અગાઉ પીવાથી માણસ દુબળુ પડતું જાય છે, ખોરાકના વચમાં પીવાથી આયુષ્યમાં સ્થિરતા કરે છે, અને પાછળથી પીવામાં પુષ્ટિનો ગુણ કરે છે એ પ્રમાણે વિચાર કરી અનુપાનનો ઉપયોગ કરવો જોઇએ.

न पिबच्छ्वासकासार्शोजन्तुरोगक्षवातुरः ।
पीत्वाभिभाष्याध्ययनानिद्रां न त्वरया भजेत् ॥ ८ ॥

દમ, ઉધરસ, અર્શ, કૃમિરોગ, ક્ષતથી પિડાતાઓએ દારૂ પીવો નહિં, અને દારૂથી બહુ બોલવું, વાંચવું, ઉંઘવું, એનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે.

तत्कफानिलपित्तेषु चैकद्वित्रिपलोन्मितम् ।
वारि शस्यमुषःकाले दृष्टिकारि रसायनम् ॥ ९ ॥

કફ, વાયુ, પિત, એક બે ત્રણ એમ ક્રમથી અર્થાત કફ પ્રકૃતિવાળા ચાર તોલા, વાયુ પ્રકૃતિવાળા આઠ તોલા, પિત પ્રકૃતિવાળા બાર તોલા પાણી પ્રભાતમાં પીએ તો તેની દૃષ્ટિ મજબુત થાય છે અને વૃદ્ધાવસ્થાનો નાશ કરે છે.

वलीपलितवैस्वर्यपीनसश्वासशोषजित् ।
पानीयप्रसृतीरष्टौ यः पिबेदरुणोदये ॥ १० ॥

જે માણસ ૬૪ તોલા પાણીને પ્રભાતમાં પીએ છે, તે માણસને શરીરમાં કરચલી પડવી, ધોળા વાળ થવા, સાદ બગડવો, નાકનું છીંડ બંધાવું, દમ, શોષ એ બધુ થતુ નથી.

धान्येषु मांसे सकलेषु चैवं शाकेषु चानुक्तमिह प्रमादात ।
आस्वादितो भूतगुणैर्गृहीत्वा तदादिशेद्द्रव्यमनल्पबुद्धि ॥११॥

અનાજ, માંસ, અને બધી જાતનાં શાકો તેમજ બીજી ઓષધીઓ કે જેના ગુણો પ્રમાદને લઇને કહેવામાં આવ્યા નથી, એવી ચીજોના ગુણો જાણવાની જરૂર હોય તો તે ચીજનો સ્વાદ, રસ અને તેમાં રહેલા પંચમહાભૂતો પૈકી રહેલાં તત્વો વીગેરેનો વિચાર કરીને બુદ્ધિમાન મનુષ્ય કહે.

षष्टिका यवगोधूमा लोहिता याश्च शालय: ।
मुद्गाढकीमसूरा धान्येषु प्रवराः स्मृताः ॥ १२ ॥

સાઠી ચોખા, જવ, ઘઉં રાતા, ચોખા, મગ, તુવર, મસુર, એ અનાજ ઉતમ ગણાય છે.

स जराव्याधिनिर्मुक्तो जीवेद्वर्षशतं सुखी ।
भुक्त्वोपविशतस्तुन्दी बलमुत्तानशायिनः ॥ १३ ॥

એ અનાજ ખાવાવાળા માણસો વૃદ્ધાવસ્થા અને રોગોથી બચી સુખપૂર્વક સો વર્ષ સુધી જીવી શકે છે, ખોરાક લીધા પછી બેસી રહેનારનું પેટ વધી જાય છે. ખોરાક ખાઇ સુઇ જનારને બળનો વધારો થાય છે.

आयुर्वामकटिस्थस्य मृत्युर्धावति धावतः ।
रात्रौ जागरणं रूक्षं स्निग्धं प्रस्वपनं दिवा ॥ १४ ॥
न तेषां स्वपतां दोषो जाग्रतां चोपजायते ।
भोजनानन्तरं निद्रा वातघ्नी कफपुष्टिकृत् ॥ १५ ॥
कफमेदोविषार्त्तानां रात्रौ जागरणं हितम् ।
दिवास्वप्नश्च तृट्शूलहिक्काजीर्णातिसारिणः ॥ १६ ॥
दन्तधावनमुद्दिष्टमास्यवैशद्यकारकम् ।
प्रसेकारुचिदौर्गन्ध्यमलपित्तकफापहम् ॥ १७ ॥
मदातुरः कृशः श्रान्तो दन्ततात्वोष्ठरोगवान् ।
हिक्काच्छर्दिशिरःपीडामुर्च्छाशोषी न तच्चरेत् ॥ १८ ॥
मुखप्रक्षालनं शीतपयसा रक्तपित्तजित् ।
मुखस्य पिडिकाशोषनीलिकाव्यङ्गनाशनम् ।
पादप्रक्षालनं दृष्टिकरं वृष्यं श्रमापहम् ॥ १९ ॥

पादाभ्यङ्ग सदा वृष्यो बलोत्साहविवर्द्धनः ।
निद्रासुखकरः सुप्तिश्रमनेत्ररुगापहः ॥ २० ॥

પગને તેલનું માલિસ કરવાથી સર્વે કાળમાં પુષ્ટિ આપે છે, બળ અને આનંદનો વધારો કરે છે, ઉંઘ લાવે છે, સુખ આપે છે તથા બેચેની, થાક, આંખના રોગનો નાશ કરે છે.

स्नेहगण्डूषकरणं मुखशोषद्विजामयान् ।
स्वरघातौष्ठपारुष्यरक्तवातान्विनाशयेत् ॥ २१ ॥

તેલના કોગળા કરવાથી મુખના રોગ, સાદ પડવો, હોઠોનું કડકપણું અને લોહી વાયુનો નાશ કરે છે.

सुखोष्णोदकगण्डूषः कफारुचिमलापहः ॥ २२ ॥

માફક ગરમ પાણીના કોગળા કરવાથી–કફ, અરૂચિ અને ઝાડાનો નાશ કરે છે.

विषतृच्छर्छामदार्त्तानां शोषिणां रक्तपित्तिनाम् ।
कुपितानामलक्ष्मीणां रूक्षाणां न प्रशस्यते ॥ २३ ॥

ઝેર, મુર્ચ્છા, અને દારૂ પી પીડાતો માણસ, દુબળાઇ ધારણ કરતો, રકતપિતવાળો, ક્રોધીત થએલો, આળસુ અને લુખો માણસ કોગળા કરવાને લાયક નથી.

अञ्जनंनेत्रनैर्मल्यं दृष्टिकृद्री रुगापहम् ।
रात्रौ जागरितः श्रान्तश्छर्दितो भुक्त वांस्तथा ।
ज्वरा तुरः शिरः स्नातः कदाचिन्न तदा चरेत् ॥ २४ ॥

અંજન આંખ્યોને સાફ કરે છે, આંખની નજરને મજબુત બનાવે છે, રોગનો નાશ કરે છે, રાતના ઉજાગરાવાળા, મહેનત કરી થાકેલા, છર્દિ વાળા, જમણવાર જમેલા, તાવથી પિડાતા, અને માથાને ધોએલા એવા માણસે કોઇ પણ દીવસ આંખમાં અંજન કરવું નહિ.

व्यायामः कर्म सामर्थ्य स्थैर्य दोष क्षयाग्निकृत् ।
सक्षदा गुणमाधत्ते बलिनां स्निग्ध भोजिनाम् ॥ २५ ॥

કસરત—સર્વે કામ કરવાની સમર્થી પેદા કરે છે, દેહને ટકાવી રાખે છે, દોષોને ટાળે છે, જઠરાને વધારે છે, બળવાન માણસને તથા ચિકટવાળાં ભોજન ખાનારને સર્વે વખતમાં ફાયદો આપનાર છે.

व्यायाम दढ चित्तानां व्याधिर्नास्ति कदाचन ॥ २६ ॥

કસરતથી મજબુત ચીત વાળા પુરૂષોને કોઇ દિવસ રોગ થતો નથી.

विरुद्धं वा विदग्धं वा भुक्तं शीघ्रंच पच्यते ।
भवन्ति शिघ्रनो तस्य वली शिथिलता जराः ॥ २७ ॥

પ્રકૃતિ વિરૂદ્ધ અથવા કાચું પાકું ભોજન કરવામાં આવે તો પણ કસરતના લીધે જલદી પચી જાય છે, વળી કસરત કરનાર મનુષ્યના શરીરમાં કરચલીયો પડવી, શીથીલપણું, તેમજ વૃદ્ધાવસ્થા પણ જલદી પ્રાપ્ત થતું નથી.

वसन्ते शीत समये सुतरां समतो हितः ।
अन्य दापि सकर्तव्यः शक्तयेर्दन बला बलम् ॥ २८ ॥

વસંત રૂતુ અને ઠંડીના વખતમાં કસરત કરવી ઘણીજ ફાયદાવાળી છે; અન્ય વખતમાં પણ પોતાના બળાબળનો વિચાર કરી અડધી કસરત કરવી જોઇએ.

तनुं समीक्ष्य वा स्वेदी कण्ठे ग्रीवा ललाटयोः ।
भुक्तवान्कृत संयोगः काशी श्वासीक्षयी कृशः ॥ २९ ॥

શરીર જોઇ અથવા જેના કંઠે, ડોકે, માથે પશીનો આવી ગયો હોય તથા ભોજન કરેલા તથા સ્ત્રીસંગ કરેલાએ, ઉધરસવાળો, દમવાળો, ક્ષયવાળો, અને દુબળા શરીરવાળો,

रक्तपित्ती क्षयी शोपीनतं कुर्या द्विच क्षणः ।
अति व्मायामतः कासोज्वरच्छर्दिश्च जायते ॥ ३० ॥

રક્તપિતવાળા, ક્ષયવાળા, અને દુબળા પડતા શરીરવાળાએ કસરત કરવી નહીં. વધારે કસરત ઉધરસ, તાવ, છર્દિને ઉત્પન્ન કરે છે.

मर्दनं श्रम वातघ्नं निद्रा पुष्टि बलप्रदम् ।
केशश्मश्रूनखानांच कल्पनं शुचि रूपकृत् ॥ ३१ ॥

માલિશ કરવું, પગચંપી કરવી એ થાક અને વાયુનો નાશ કરનારા છે, તથા ઉંઘ, પુષ્ટિ અને તાકાતને આપવાવાળાં છે, વાળ, દાઢી અને નખ કપાવવા એ ખુબસુરતીને આપવાવાળા છે.

अभ्यङ्गो वातरोगघ्नो धातुसाम्यं बलं सुखम् ।
निद्रावर्ण मृदुत्वानि कुरुते दृष्टि पुष्टि कृत् ॥ ३२ ॥

તેલ વીગેરેનું માલીશ કરવું તે વાયુનો નાશ કરનાર છે ધાતુઓની સમાનતા અને બળ, આનંદ, ઉંઘ, રૂપ, કોમળપણું, દ્રષ્ટિ અને પુષ્ટિને આપનાર છે.

केश प्रसाधनी केश्या रजोजन्तु मला पहा ।
शिरोऽभ्यङ्ग शिरस्तृप्ति केशदा दर्याक्षि पुष्टिकृत् ॥ ३३ ॥

કાંસકીથી વાળોને ઓળવાથી વાળોનો વધારો થાય છે, રેત, જીવ અને કચરા વીગેરેનો નાશ થાય છે, માથામાં તેલનું માલીશ કરવાથી માથાની તૃપ્તીમાં અને વાળની મજબુતીમાં વધારો થાય છે તથા આંખના તેજને વધારે છે.

उच्चैः श्रवण बाधिर्यमल मन्या हनुग्रहान् ।
कदापि कर्णरोगाणां कुरुते कर्णपूरणम् ॥ ३४ ॥

થોડું સાંભળવું-બહેરાપણું-મેલ ભરાઈ રહેવો, હડપચી, ગરદનના વાયુનાં દરદો કાનમાં તેલ નાંખવાથી સારાં થાય છે.

सिक्तस्याद्भिर्यथा मुले तरुणां पल्लवादयः ।
वर्द्धन्ते हितथा नृणां स्नेह सित्कस्य धातवः ॥ ३५ ॥

જેવી રીતે ઝાડના મુળમાં પાણી નાંખવાથી પાંદડાં વીગેરે પ્રફુલ્લિત થાય છે તેવીજ રીતે સ્નેહ દ્રવ્ય સિંચવાથી માણસની ધાતુઓ વધે છે.

स्नेहावगाहनं वातशमनं धातुपुष्टिदम् ।
मात्राभिस्त्रि चतुःपञ्चषट सप्ताष्ट भिराव्रजेत्
रस रक्त मांस मेदो मज्जा धातुन्य थाक्रमम् ॥ ३६ ॥

તેલમાં ડુબકી મારવાથી વાયુનો નાશ થાય છે અને ધાતુઓ પુષ્ટ બને છે. ત્રણ, ચાર, પાંચ, છ, સાત અને આઠ એવી માત્રાથી ડુબકી ખાવાથી ક્રમી રસ એટલે રક્ત, માંસ, મેદ, મજ્જા અને વીર્ય એમ ક્રમવાર પુષ્ટ થાય છે.

वान्तो नवज्वरोऽजीर्णी विरिक्तः केवलामरुक् ।
निरूहतर्पणं यच्च स्नेहाभ्यङ्गादि वर्जयेत् ॥ ३७ ॥

ઉલટી વાળો, નવા તાવવાળો, અજીર્ણવાળો, જુલાબવાળો, મરડાવાળો, નિરૂહ નામની બસ્તી જેણે લીધી હોય, આંખોના રોગો પર આંખના તરપણ કર્યું હોય તેવા માણસે ચીકટનો ત્યાગ કરવો.

---

उद्वर्तनं वातहरं भ्राजकानलदीपनम् ।
गात्रास्थिरत्वसुखितात्वक्प्रसादमृदुत्वकृत् ॥ ३८ ॥

## પીઠી વગેરે સુગંધી દ્રવ્યોનું મર્દન.

પીઠી વીગેરે સુગંધી દ્રવ્યોનું માલીશ-વાયુનો નાશ કરે છે તથા જઠરાને ફાયદો કરે છે, અંગોની સ્થીરતા, આનંદ, ચામડીનું સુંવાળાપણું અને રૂપને આપવાવાળું છે.

---

## સ્નાન.

स्नानं वातश्रमालक्ष्मी पामाकण्डूमलापहम् ।
त्वद्यं कासहरं वह्निस्सर्वेन्द्रियविबोधनम् ॥ ३९ ॥

સ્નાન કરવું—તે વાયુ, થાક, આળસ, ખસ, ખરજ, ઝાડો એનો નાશ કરે છે, શરીરને બળ આપે છે, ઉધરસનો નાશ કરે છે, અગ્નિ અને બધી ઇંદ્રિયો બળવાન થાય છે.

न तदुष्णेन शिरसो योज्यं नेत्राहितं यतः ।
कफवातप्रकोपे तु भेषजार्थं तदाचरेत् ॥ ४० ॥

ગર્મ પાણી કરીને માથાને ભીંજાવવું નહિ, કેમકે આંખને તે ફાયદાવાળું નથી-કફ અને વાયુના કોપમાં ઔષધના ઠેકાણે વાપરવું.

तच्चातिसारज्वरितकर्णशुलानिलार्तिषु ।
आध्मानारोचकाजीर्ण भुक्तवत्सु च गर्हितम् ॥ ४१ ॥

ઝાડો, તાવ, કાનના શૂળ, વાયુ રોગ, આફરો, અરૂચિ, અજીર્ણ એ રોગ વાળાએ ભોજન કર્યા પછી સ્નાન કરવું વ્યાજબી નથી.

अनुलेप तृषा मूर्च्छा दौर्गन्ध्य श्रम वातजित् ।
सौभाग्यतेजस्त्वग्वर्णप्रीत्योजोबलवर्द्धनम् ॥ ४२ ॥

ચંદન વીગેરેનું લગાવવું—તે શોષ, મુર્ચ્છા, દુર્ગંધી, થાક, અને વાયુનો નાશ કરે છે, તથા સૌભાગ્ય, તેજ, ચામડીનું રૂપાળા પણું, આનંદ, બળ, શક્તિ વીગેરેને વધારે છે.

कुसुमाम्बररत्नानां धारणं कान्तिकारणम् ।
पापरक्षोग्रहहरं कामोजःश्रीविवर्द्धनम् ।
पादत्र्या धारणं नेत्र्यमायुष्यं पादरोगनुत् ॥ ४३ ॥

ફુલ, વસ્ત્ર, રત્નો વીગેરેને પહેરવાથી કાન્તીનો વધારો થાય છે, પાપ, રાક્ષસ, દોષ, ગ્રહદોષનો નાશ કરે છે, તથા કામ, પરાક્રમ શોભાનો વધારો થાય છે, જોડા પહેરવા એ આંખોને ફાયદાવાળા છે, આવરદાનો વધારો કરી પગના રોગનો નાશ કરે છે

उष्णीषं शुचिदं केश्यं रजोवातातपापहम् ॥ ४४ ॥

પાઘડી—સુદ્ધિ આપનાર, વાળનું રક્ષણ કરનાર, અને ધુળ વાયુ, ધુણો એનો નાશ કરે છે.

---

## છત્ર.

छत्रधारणमोजस्यं चक्षुष्यं हिमघर्मजित् ।
बालव्यजनमोजस्यं मक्षिकादिनिवारणम् ।
व्यजनस्यानिलः शोषमूर्च्छास्वेदश्रमापहः ॥ ४५ ॥

છત્રી ઓઢવી—તે બળ આપનાર, આંખને ફાયદાવાળી તથા વરસાદ અને તડકાથી બચાવનાર છે, ચમર કરવો–તે બળ આપનાર તથા માખીયોથી બચાવનાર છે, પંખાનો પવન, શોષ, મૂર્ચ્છા પસીનો અને થાકનો નાશ કરે છે.

---

## લાકડી.

यष्टिधारणमुत्साहस्थैर्याविष्टम्भवीर्यकृत् ।

रक्षःसर्पादिभयजिद्विशेषात्स्थविरे मतम् ॥ ४६ ॥

લાકડી પકડવી—તે આનંદ, સ્થિરતા, પડી નહિ જવું, પરાક્રમને આપનાર છે. શત્રુ, સર્પ આદીના ભયનો નાશ કરે છે. ઘણું ભાગે તે વૃદ્ધાવસ્થામાં ફાયદાવાળી છે.

---

## ચાલવું.

अङ्गस्थौल्यदचिश्लेष्मसौकुमार्यसुखप्रदम् ।

यत्त्वचंक्रमणं नापि देहपीडाकरं भवेत् ।

तदायुर्बलमेधाग्निप्रदमिन्द्रियबोधनम् ॥ ४७ ॥

અંગને મોટું નહીં થવા દેવું, રૂચિને ઉપજાવવું તથા કફ, કોમળપણું, સુખને આપનાર, જ્યાં સુધી શરીરને થાક ન લાગે ત્યાં સુધી પગેથી ચાલવું, ફરવું એ આવરદા, બળ, બુદ્ધિ, જઠરાગ્નિને આપનાર છે તથા ઇન્દ્રીયોને જાગૃત કરે છે.

---

## પલંગ.

त्रिदोषशमनी शय्या तौली वातकफापहा ।

सुखशय्यासमं निद्रापुष्टीन्द्रियबलप्रदा ॥ ४८ ॥

પલંગ, ત્રિદોષનો નાશ કરે છે, બિછાનું વાયુ, કફનો નાશ કરે છે, સુખ સજ્જામાં પણ એવાજ ગણો રહેલા છે, વધારામાં ઉંઘ, પુષ્ટિ અને ઇંદ્રિયોની તાકાતને આપનાર છે.

आतपः स्वेदमूर्च्छास्रतृष्णादाहश्रमक्लमान् ।

कुरुते पित्तवैवर्ण्यस्वेदाञ्छायां व्यपोहति ॥ ४९ ॥

તાપ, પરસેવો, મૂર્ચ્છા, લોહિ ગરમ થવું, તૃષા, બળતરા, થાક અને બેચેનિને ઉત્પન્ન કરે છે, તથા છાંયડો, પિત્ત, વર્ણનું બગડવું અને પરસેવાનો નાશ કરે છે.

अग्निः शीतानिलस्तम्भककवेपथुनाशनः ।

रक्तपित्तप्रदूषी स्यादामाभिष्यन्दपाचनः ॥ ५० ॥

અગ્નિનો શેક ઠંડી, વાયુ, કફ અને કંપવું એનો નાશ કરે છે, રક્તપિત્ત ને કોપાવે છે, આમને ગાળે છે તથા પકાવે છે.

धूमः पित्तानिलौ कुर्यादवश्यायः ककानिलौ ।

ज्योत्स्ना शीतानिलस्तम्भप्रदा तृट्पित्तदाहजित् ॥ ९१ ॥

ધુવાડો પિત્ત અને વાયુને કરનાર છે, ઝાકળ કફ અને વાયુને કરે છે, ચંદ્રમાની ચાંદણી ઠંડી છે, વાયુ અને સ્તંભનને આપનાર છે તથા તરસ, પિત, બળતરા એનો નાશ કરે છે.

तमो भयावहं मोहकफपित्तक्रमप्रदम् ।

वृष्टिर्वृष्या हिमा निद्राभिष्यन्दालस्यकारिणी ॥ ९२ ॥

અંધારાનો ભય–મોહ, કફ, પિત, એએનિને ઉત્પન્ન કરે છે, વરસાદ પુષ્ટી આપે છે, ઠંડો છે, અને ઉંઘ આપનાર શરીરની નસોને જકડનાર છે તથા આળસ ઉત્પન્ન કરે છે.

प्रवातं रुक्षवैवर्ण्यस्तम्भकृद्दाहपित्तनुत् ।

स्वेदमूर्च्छापिपासाघ्नमप्रवातगतोऽन्यथा ॥ ९३ ॥

વધારે પવન લુખાપણું, બેડોળપણું, સાંધા જકડાઇ જવા, બળતરા, અને પિતનો નાશ કરે છે, પરસેવો, મુર્છા અને તરસનો નાશ કરે છે, તેનાથી ઉલટો પવન વીપરીત ફળ આપનાર છે,

सुखं प्रवातं सेवेत ग्रीष्मे शरदि चान्तरा ।

निवातमायुषे सेव्यमारोग्याय च सर्वदा ॥ ९४ ॥

ગ્રીષ્મ રૂતુમાં અને શરદ રૂતુમાં પોતાની ઇચ્છા અનુસાર પવનનું સેવન કરે અને બીજી રૂતુઓમાં આવરદાનો વધારો થવા તથા રોગ વગરનો રહેવા, વધારે પવન ન લાગતો હોય તેવી જગોમાં રહે.

सद्यो मांसं नवं चान्नं बाला स्त्री क्षीरभोजनम् ।

घृतमुष्णोदकस्नानं सद्यः प्राणकराणि षट् ॥ ९५ ॥

તુરતનું માંસ, નવું અનાજ, બાળ અથવા સોળ વર્ષની સ્ત્રી, દુધનું ભોજન, ઘી અને ગર્મ પાણીથી નાહાવું એ છ પ્રકારની વસ્તુ તુરત પ્રાણદાયક છે

पूतिमांसं स्त्रियो वृद्धा बालार्कस्तरुणं दधि ।

प्रभाते मैथुनं निद्रा सद्यः प्राणहराणि षट् ॥ ९६ ॥

કોહેલું માંસ, વૃદ્ધ સ્ત્રી, કન્યારાશીનો અથવા પ્રભાતનો સુર્ય, તુરત જમાવેલ દહિં, પ્રભાતનો સ્ત્રી સંગ, અને ક્રોધ એ ૭ પ્રકાર પ્રાણને હરવાવાળા છે.

**अन्नादष्टगुणं पिष्टं पिष्टादष्टगुणं पयः ।**
**पयसोऽष्टगुणं मांसं मांसादष्टगुणं घृतम् ॥ ५७ ॥**

ચોખા વગેરે અનાજથી આઠ ગણો આટો અને આટાથી આઠ ગણું દુધ અને દુધથી આઠગણું માંસ અને માંસથી આઠગણું ઘી બળવાળું છે.

**घृतादष्टगुणं तैलमभ्यङ्गे न तु भोजने ।**
**लङ्घनं कफमेदोघ्नमामज्वरहरं लघु ॥ ५८ ॥**

ઘીથી આઠગણું બળવાન તેલ છે, પરંતુ માલિસ કરવામાં છે, ખાવામાં નહિ, અને ઉપવાસ કરવો તે કફ અને મેદ વાયુનો નાશ કરે છે; આમ (મરડા)ના તાવનો નાશ કરે છે અને હલકો છે.

**पाचनं दीपनं वातहरं शूलातिसारजित् ।**
**तन्न युक्तं नवे बाले गर्भिण्यां स्थविरे कृशे ॥ ५९ ॥**

પાચન કર્તા છે, અગ્નિ જગાડે છે, વાયુનો નાશ કરે છે, શુળ અને ઝાડાનો નાશ કરે છે, નવો રોગી, છોકરાં, ગર્ભવાળી સ્ત્રી, વૃદ્ધ અને દુબળાં માણસે

**शोषकामभयक्रोधमार्गश्रमचिरज्वरे ।**
**पर्वानिलो गुरुः स्वादुः स्निग्धः पित्तास्रवर्द्धनः ॥ ६० ॥**

તથા દુબળો પડતો માણસ, કામ પિડિત ભય વાળો, ક્રોધીત થએલો, મુસાફરીથી થાકેલો, જુના તાવવાળો, અપવાસ કરવાને નાલાયક છે. પુર્વ દીશાનો પવન ભારે, સ્વાદુ, ચીકણો, રક્તપીતને વધારનારો છે.

**रोगकृद्विषजुष्टानां क्षतव्रणविलासिनाम् ।**
**विदाही वातलः श्रान्तकफशोफवतां हितः ॥ ६१ ॥**

તથા રોગને ઉપજાવનાર છે, ઝેરવાળાને, ઘા અને ધારાં વાળાને સારો નથી. દાહકર્તા, વાયુને ઉપજાવનાર, દમ, કફ, અને સોજાવાળાને ઠીક છે.

दक्षिणः पवनः स्वादु रक्तपित्तहरो लघुः ।
अविदाहप्रदो बल्यश्चक्षुष्यो न च वातलः ॥ ६२ ॥

દક્ષિણનો પવન-સ્વાદુ, રક્તપિત્તનો નાશ કરનાર અને હલકો છે, બળતરાને કરતો નથી, બળ આપનાર, આંખને ફાયદાવાળો અને વાયુકર્તા પણ નથી.

पश्चिमः पवनो रूक्षस्तीक्ष्णः स्नेहबलापहः ।
विषदः शापणा नृजां कफमेदोहरो लघुः ॥ ६३ ॥

પશ્ચિમનો પવન લુખો છે, તેજ છે, ચિકટ અને બળનો નાશ કરે છે, શરીરને તાકાત આપેછે, દુબળાપણું લાવેછે, કફ અને મેદ વાયુનો નાશ કરે છે, હલકો છે.

उत्तरो मारुतः शीतः स्निग्धदोषप्रकोपकृत् ।
क्लेदनः प्रकृतिस्थानां बलदो मधुरो मृदुः ॥ ६४ ॥

ઉત્તરનો પવન ઠંડો છે, ચિકટવાળો અને દોષને કોપાવે છે, શરીરને ઢીલું પાડે છે, આરોગ્ય માણસોને બળ આપે છે, મીઠો છે અને કોમળ છે (હલકો છે).

क्षयक्षीणाविषार्तानां विशेषाद्गुणकारकः ।
रसो मधुरकः शीतो धातुस्तन्य बल प्रदः ॥ ६५ ॥

ક્ષયથી દુબળા પડતો, ઝેરથી પિડાતો, એવા માણસને વધારામાં ગુણકર્તા છે, મીઠો ઠંડો, ધાતુ અને સ્ત્રીના સ્તનમાં દુધ અને બળ વધારનાર છે.

चक्षुष्यो वातपित्तघ्नः कुर्यात्स्थौल्यकफक्रिमीन् ।
सोऽतियुक्तो ज्वरश्वास गलगण्डार्बुदादि कृत् ॥ ६६ ॥

આંખોને ફાયદો કરે છે, વાયુ અને પિત્તનો નાશ કરે છે, ખુદાપો, અને કફને ઉત્પન્ન કરે છે, તે વધારે સેવવાથી તાવ, શ્વાસ, ગડ ગુંમડ અને અર્બુદ રોગને ઉત્પન્ન કરે છે.

रसोऽम्लः पाचनोरुच्यः पित्तश्लेष्मकरो लघुः ।
लेखनोष्णो बहिः शीतःक्लेदः पवनापहः ॥ ६७ ॥

ખાટો રસ પાચનકર્તા છે, રુચિ ઉપજાવનાર, પિત કફને કરનાર હલકો, લેખન અને ગર્મ છે, બાહારથી ઠંડો, એચેની ઉત્પન્ન કરનાર, તથા વાયુનો નાશ કરનાર છે.

सोऽतियुक्तः परंदेहे रक्तपितादिरोग कृत् ।
कटुकः पितलः श्लेष्मकृमि कण्डू विषापहः ॥ ६८ ॥

ઘણોજ ખાટો રસ, રક્તપિત વીગેરે રોગને ઉત્પન્ન કરે છે, તીખો રસ, પિત્ત કર્તા છે, કફ, કૃમિ, ખસ અને ઝેરનો નાશ કરે છે.

आग्नेयोवातलस्तन्यमेदः स्थौल्यहरागुरुः ।
सोऽतियुक्तो भ्रमास्थौल्व तालुशोषातिदाहदः ॥ ६९ ॥

ગર્મ રસ—વાયુ કર્તા છે, દૂધ અને મેદ વાયુ, અને જુઢાપાને હરવાવાળો છે તથા-ભારે છે, વધારે સેવવાથી—ભ્રમણા, ઢુંગળાપણું, તાળવાનો શોષ અને બળતરાને ઉત્પન્ન કરે છે.

तिक्तःशीतस्तृषामूर्च्छा ज्वरपित्तकफाञ्जयेत् ।
वातलोऽग्निकरः स्तन्यशोधनः शोषणो लघुः ॥ ७० ॥

કડવો રસ—ઠંડો છે, તરસ, મૂર્ચ્છા, તાવ, પિત અને કફનો નાશ કરનાર છે, અગ્નિને જગાડે છે તથા દુધનું શોધન કરે છે. શોષણ કરનાર તથા હલકો છે.

सोऽतियुक्तः शिरःशूलमन्यास्तम्भभ्रमार्तिकृत् ।
लवणः शोधनो रुच्यः पाचनः कफपित्तदः ॥७१॥

વધારે વખત સેવન કરેલો રસ, શરીરમાં શૂળ, ભ્રમણાને કરનાર છે, ખારો રસ શોધન કર્તા છે, રૂચિને ઉત્પન્ન કરે છે, પાચન કર્તા, કફ, અને પિત્તને પેદા કરે છે.

पुंस्त्ववातहरः कायः कायशैथिल्यकारकः ।
सोऽतियुक्तोऽक्षिपाकास्रपित्तकोष्ठाक्षितापकृत् ॥७२॥

પુરૂષપણાનો તથા વાયુનો નાશ કરે છે, શરીરમાં શિથિલતા લાવે છે, ખારો રસ વધારે સેવન કરવાથી, આંખ આવે છે, રક્તપિત, કોઢ અને આંખની બળતરાને ઉત્પન્ન કરે છે.

कषायो रोपणो ग्राहि शोषणो वातकोपनः ।
सोऽतियुक्तो ग्रहाध्मानहृत्पीडाक्षेपणादिकृत् ॥७३॥

તુરો રસ ઘાને પુરે છે, ઝાડાને રોકે છે, તથા શુકાવી દે છે, વાયુને કોપાવે છે, બહુજ વખત સેવન કરેલા રસથી ગૃહ રોગ, આધ્માન, હૃદયમાં પીડા તથા આંચકીને ઉત્પન્ન કરે છે,

वमनं श्लेष्म पित्तघ्नं विरेकोरक्तपित्तहा ।
बस्तिर्वात हराज्ञेया स्वेदोमान्द्योऽपकारकः ॥ ७४ ॥

ઉલટી કરવી–કફ પિત્તનો નાશ કરે છે, જુલાબ કરવો તે, લોહિવીકાર તથા પિત્તના દરદોનો નાશ કરે છે. બસ્તિ કર્મ વાયુનો નાશ કરનાર છે. સ્વેદ એટલે શેકથી ( બાફ ) પસીનો વાળવો તે અગ્નીમાંધના દરદમાં ફાયદાવાળો છે.

प्रसन्नदृष्टिर्दृढदन्तकेशैः शशाङ्कः कङ्कः पलितैर्विहीनः ।
पिकाभकण्ठः कमलास्यगन्धो तस्योपसेवा भवतीहमर्त्यः ॥७५॥

માણુસને ઉલટી કરાવવાથી આંખનુ તેજ સાફ થાય છે, તથા મજબુત દાંત અને વાળ, ચંદ્રમાના તેજ જેવું મહો ( મોહું ) ધોળા વાળ કાળા થાય, કોયલના જેવો સાદ અને કમળના જેવી મોંની વાસ થાય છે.

कासोपलेपः स्वरभेदनिद्रा तथास्य दौर्गन्ध्यं विषोपसर्गः ।
कफप्रसेको ग्रहणीप्रदोषा भवन्ति जन्तोर्वमितेननूनम् ॥७६॥

ઉધરસ, મોઢાની ચિકાશ, સ્વરભેદ, ઊંઘ, મુખની દુર્ગંધ, ઝેરનો ઉપદ્રવ, કફ પડવો, ગ્રહણી દોષ એ બધુ ઉલટી કરાવવાથી નાશ થાય છે.

बुद्धेः प्रसादं बलमिन्द्रियाणां पातुः स्थिरत्वं बलमग्निदीप्तिम् ।
थिराच्च पाकं वयसः करोत्ति विरेचनं सम्यगुणापास्यमानम् ॥७७॥

સારી પેઠે ઉલટી કરવાથી—માણુસની બુદ્ધિ, ઇંદ્રિયોની તાકાત, સ્થિરતા, બળ, અગ્નિ પ્રદિપ્ત ને કરે છે તથા વૃદ્ધાવસ્થાને જલદી આવવા દેતી નથી.

बस्तिर्वाते च पित्ते च कफे रक्ते च शस्यते ।
संसर्गे सन्निपाते च बस्तिरेव हितः सदा ॥ ७८ ॥

વાયુ, પિત્ત, કફ, લોહિવીકાર, એમાં બસ્તીકર્મ શ્રેષ્ઠ છે, બે દોષના કોપવાથી અને સન્નિપાતમાં તથા સર્વે વખતમાં બસ્તિકર્મ શ્રેષ્ઠ માનેલ છે.

मूले निषिक्तो हि यथा द्रुमः वाप्नालच्छदः कोमलपल्लवाग्रः ।
काले वृहत्पुष्पफलप्रदश्च तथा नरः स्यादनुवासनेन ॥७९॥

જેવી રીતે ઝાડના મૂળને પાણી પાવાથી કુમળાંપાન, ટીશી, આવી વખતસર ઘણાંજ ફુલો અને ફળો આપે છે, એવીજ રીતે અનુવાસન બસ્તિથી માણસ પણ સર્વ પ્રફુલ્લિત અંગોવાળાં થઇ જાય છે.

---

## પાંચ કર્મ લોહિ શુધ કરવાનાં.

**त्वग्दोषा ग्रन्थयः शोफा रोगाः शोणितसम्भवाः ।**
**रक्तमोक्षणशीलानां न भवन्ति कदाचन ॥ ८० ॥**

ચામડીના દોષ, ગાંઠ, શોજા વગેરે લોહિથી થનારા રોગ બગડેલા લોહિને કાઢી નાખવાથી (ફસ ખોલી) થતા નથી.

**संहर्षात्कुपिता भवन्ति हि मला वर्षासु वातादयः ।**
**क्लिन्नत्वाद्वपुणोऽनले कृशतरे वैद्येन दे यं ततः ।**
**अन्नं दीपनपाचनं च मलस्दृत् क्लेदापहोष्णद्रवं ।**
**रूक्षं नातिकषायातिक्त कटुकं स्निग्धं च किञ्चिद्रसैः ॥८१॥**

વરસાદની મોસમમાં વાયુ વીગેરે દોષ જલદી કોપાયમાન થાય છે, પૃથ્વીમાં વારેઘડીએ ભીનાશપણું આવવાથી, માણસોમાં જકડાઇ જવું (સાંધા વગેરેમાંથી રહી જવું) તથા કમતાકાત ઉત્પન્ન થાય છે, એટલા માટે વૈદ્યોએ દીપન, પાચક, દોષો અને ઝાડાને નિકાળી દેનાર, જકડાઇપણું દુર કરનાર ગરમ, પાતળો, લુખો, જે કડવો, તુરો ન હોય અને કંઇક ચિકટવાળો હોય એવો રસ ખાવાને આપવો જોઇએ અર્થાત વરસાદના સમયમાં ગેતાં અનાજ પથ્ય છે,

**दिव्यं चोद्धृयमथाम्बु तप्तशिशिरं सक्षौद्रमल्यं पिबे ।**
**द्वगरूच्छन्त्योषधयो त्रिदाहमधिकं तारूण्ययोगात्तदा ।**
**व्यायामार्कमरीचिमैथुनसुखान्वश्यायवर्जेत्ततो**
**सुवाष्पाम्बुभुजङ्गदंशमशकैर्वर्जे शयीतालये ॥ ८२ ॥**

તથા આકાશમાંથી વરસેલું તથા ખાળનું પાણી ને પીયે તો ઉકાળીને ઠંડુ પાડી મધ મેળવી પીયે, કેમકે તે પાણી તુરતનું વર્ષેલું હોવાથી વધારે દાહ વીગેરે કરે છે, તેમજ વરસાદની રૂતુમાં ચાલવું, તડકો, સ્ત્રી સંગ, દીવસે, સુવું, અને ઝાકળનું સેવન ન કરે તથા પૃથ્વિ ભેજવાળી પાણી, સર્પ, ડાંસ, મચ્છર વગરના સ્થળે સુવાનું રાખે,

शीते यत्र न वातवृष्टिरधिका साङ्गरयाने गृहे ।
निर्वाते क्षितिपः शयीत मधुरं किञ्चिच्च पीत्वासवम् ।
काश्मीरागुरुलेपभूषिततनुर्नागाङ्गनाभिर्व्रजे ।
यत्नाश्च व्यजनावगाहनरतिं स्वापं दिवा च त्यजेत् ॥८३॥

ઠંડીના વખતમાં જ્યાં વાયરો અને વરસાદ બહુ ન આવતો હોય, તથા સઘડીનુ સાધન હોય, અને પવન ન આવતો હોય એવા સ્થળમાં રાજા કાંઇક મીઠો દારૂ પીને સુઇ રહે તથા કેશર, અગરના લેપથી શરીરને સુશોભીત કરી સારી સ્ત્રીઓના સંગમાં રહે તથા પંખો અને પાણીની ક્રીયા કરે, દીવસના સુઇ રહેવું તથા સ્ત્રીસંગનો ત્યાગ કરે

सेव्याः स्वादुकषायतिक्तविशदा वर्षेत्यजेज्जाङ्गलं ।
द्राक्षाक्षीरसितेक्षुशालिमधुरा गोधूममुद्गादयः ।
नैर्मल्यादखिलं जलं लघुतरं वासः स्रजश्चन्दनं ।
सवेतेन्दुकरान् प्रदोषसमये गाहेतसाब्जं सरः ॥ ८४ ॥

શ્રાવણ, ભાદરવામાં સ્વાદુ, તુરા અને સુંદર એવા રસ ખાય, અને જાંગલ દેશના દ્રવ્યોનો ત્યાગ કરે. દ્રાક્ષ, દુધ, સાકર, શેરડી, ડાંગરના ચોખા, મીઠા પદાર્થ, ઘઉ, મગ, વગેરે ખાય, આસો, કારતક મહિનામાં, ચોખ્ખાં નિર્મળ પાણી, હલકા પદાર્થ, વસ્ત્ર, માળા ચંદનનું સેવન કરે અને પ્રદોષ વખતે ચંદ્રમાના કીરણો સેવે તથા કમળવાળાં તળાવોમાં ડુબકી મારી સ્નાન કરે.

वर्षासूपचितं विरेचविधिना पित्तहरेदबुद्धि मान्युक्तं ।
रक्तविमोक्षणेन हविषास्तिक्तस्य पानं तथा ।
रात्रौ जागरणं व्यवायमधिकं घर्मं तुषारं दधि ।
क्षाराम्लोष्णविदाहितीक्ष्णकटुकं निद्रां दिवा च त्यजेत् ॥८५॥

તથા વરસાદના સમયમાં વધી ગયેલાં પિતને બુદ્ધિથી જુલાબની વિધિથી શરદરૂતુમાં કાઢી નાંખે તથા લોહિ દોષિતને કાઢી નંખાવે, ઘી અને કડવા ઔષધને પીએ, રાત્રીએ જાગવું, બહુ સ્ત્રીસંગ, તડકો, ઝાડા, દહિં, ખારા, ખાટા, ગર્મ, બહુ બળતરા કરે તેવા, તેજ, કડવા અને દીવસે સુવું છોડી દે.

हेमन्ते लवणाम्लतिक्तकटुकक्षारोत्कटं बृंहणं ।
सर्पिस्तैलसमेतमुष्णमशनं तीक्ष्णानि पानानि च ।
सेवेतागुरुरूषिताऽम्बशिशिरं गाहेत तैलप्लुतः ।
कौशेयास्तरणे शयीत शयने साङ्गारपाने गृह ॥ ८६ ॥

માગશર, પોશ મહિનામાં મીઠાવાળા, ખારા, કડવા, તીખા, ખાટા, જાગૃતિ લાવે તેવા પુષ્ટિકારક ઘી, તેલ, સહિત, ગર્મ ભોજન અને તીખા તથા પીવાના પદાર્થનું સેવન કરે, તેલનું માલિશ કરી ગર્મ પાણીથી નાહાય અને રેશમી વસ્ત્રોથી પાથરેલા પલંગ ઉપર, સગડીયોના અગ્નિથી ગરમી રહેતી હોય તેવા સ્થાનમાં સુઇ રહે.

श्यामां पीनपयोधरोरुजघनामाश्लिष्य धन्योऽङ्गनां ।
बाह्लीकागुरुलेपभूषिततनुं धूपैर्वरैर्धूपितम् ।
कामं मैथुनमप्यतर्पितवपुः सेवेत बल्यै रसैः
कर्त्तव्यः शिशिरेऽयमेव नितरां शिताधिकत्वाद्विधिः ॥८७॥

કંઇક શ્યામ રંગની જુવાન અને મજબુત સ્તન, ઉર અને જાંઘોવાળી સ્ત્રીના સાથે સુઈ રહે. કેશર અને અગરનો લેપ અને સુગંધિવાળો ધુપ કરેલો એવા સ્થળમાં સ્ત્રી સંગ કરે તથા બળ આપનાર રસોનું સેવન કરે, માહા, ફાગણમાં પણ બહુજ ઠંડી હોવાથી એજ વિધિ કરવી શ્રેષ્ટ છે.

तीक्ष्णक्षारकषायरूक्षकटुकं कोष्णं वसन्तेऽशनं
तन्मद्यं मधुमुद्गजांगलयवप्रायं हितं दान्द्रवम् ।
व्यायामं विपिनं च कोकिलकलालापाकुलं कामिनि-
स्नानोद्वर्त्तनचन्दनानि नृपतिः सेवेत रम्याः स्रजः ॥८८॥

ચૈત્ર, વૈશાખ માસમાં તેજ, ખારા, તુરા, લુખા, તીખા અને ગર્મ પદાર્થો ખાવાને યોગ્ય છે, મધ, મગ પાણીવાળા મુલકનાં ઘણા ભાગે હોય તે તથા દારૂ, કસરત, કોયલ ટહુકા કરી રહી હોય તેવા બગીચાઓ અને રૂપાળી સ્ત્રી તથા સ્નાન, સુગંધિક દ્રવ્યોનો લેપ, ચંદન અને સુંદર માળા એનું રાજાઓ સેવન કરે.

हेमन्ते निचितः प्रकुप्यति कफो भानोः करैराहत-
स्तस्मात्तीक्ष्णशिरोविरेकवमनैर्गण्डूषनूपादिभिः ।

तं मस्रो विजयेत विश्वजलदक्काथैरथोष्णाम्बुभिः
शीतास्निग्धगुरुद्रवाम्लमधुरं निद्रां दिवा च त्यजेत् ॥८९॥

માગશર આદિ મહીનાઓમાં ભેગો થએલો કફ સૂર્યના કિરણોથી તપીને કોપીત થાય છે. તેના લીધે સખ્ત માથાનો જુલાબ, ઉલટી, કોગળા, શેક વીગેરેથી તથા સુંઠ, મોથની કવાથથી તથા ગર્મ પાણીથી તેને કાઢી નાંખે, ઠંડો, ચિકટવાળો, ભારે, પાતળો. ખાટો અને મીઠો રસ તથા દીવસનું સુઇ રહેવું છોડી દે.

ग्रीष्मे शीतगृहान्सरांसि सरितो वापीर्वनानि स्रजो
हाराञ्छीतलतालवृन्तपवनान्सेवेत निद्रां दिवा ।
वासांस्यच्छलघून्यनुष्णमधुरं चान्नं ससर्पिर्द्रवं
मन्थक्षीरसुपानकानि च सितादिग्धान्यसीतान्यपि ॥९०॥

જેઠ, અશાડ મહીનામાં—ઠંડુ સ્નાન,—સરોવર, નદી, વાવ, માળા હાર, ઠંડા તાડના પંખાનો પવન, દીવસે સુવું એ ફાયદાવાળુ છે, સુંદર અને હલકાં વસ્ત્રો પહેરવાં, ઠંડો, મીઠો, ઘી સાથે પાતળુ, અન્ન શીખંડ સાકર વીગેરે નાંખેલ દુધ અને સુગંધીક પાણી (સરબતો વીગેરે) પીએ.

शुभ्रे हर्म्यतले शयीत शयने प्रत्यग्रपुष्पाञ्चिते
वातैश्चन्दनचन्द्रचर्चिततनुः संस्पृश्यमानः सुखैः ।
व्यायामं परिशोषिमैथुनरतिं घर्मं तथोष्णं रसा-
नाग्नेयान्परितस्त्यजेन्मतिमतो वैद्यस्य वाक्ये रतः ॥९१॥

સુશોભીત મકાનની અગાશી કે દીવાનખાનામાં અડધાં ખીલેલાં સુગંધિવાળાં ફુલોથી બીછાવેલો પલંગ જે ઉપર મંદમંદ પવન આવતો હોય, તે ઉપર ચંદનનો શરીર ઉપર લેપ કરી સુઇ રહે, તથા કસરત શોષ કરે તેવા દ્રવ્યો, સ્ત્રીસંગમાં મન, પરસેવો, ગર્મ પદાર્થ અગ્નીને ઉત્પન્ન કરે તેવા રસ બધાંને ત્યાગી દે અને બુદ્ધિશાળી વૈદ્યની સલાહ પાળે.

टीकान्वये महति भूमिभुजां विशुद्धे
काञ्चेति नाम नगरं जयति प्रसिद्धम् ।

यद्वेधसा विहितमादरतः स्वसृष्टे-
रुत्कृष्टतातिशयपुञ्जदिदृक्षयैव ॥ ९२ ॥

બ્રહ્માએ પોતાની સૃષ્ટીની ઉત્તમતાના સમુહને એકજ સ્થળે દેખવાની ઇચ્છાથી બનાવેલો (રચેલો) રાજાઓનો શુદ્ધ અને ઉતમ ટીકા નામને વંશ છે કે જે કાચ્છ નામના પ્રસિદ્ધ નગરમાં વસે છે.

तत्र श्रीरत्नपालः समजानि जनतानन्दवृन्दैककन्दः
कुन्देदुस्वच्छकीर्त्तिः परमददलनोद्दानदाक्षैकदक्षः ।
यस्याकर्ण्य प्रभूतं प्रथितगुणगणं कर्णसाफल्यभाजो
दैवं निन्दन्ति लोका नयनविफलताखेदमावेदयन्तः ॥९३॥

એ કુળમાં માણસોને આનંદના જથ્થાના મૂળ રૂપ, કુંદના ફુલ અને ચંદ્રમાના કીરણો જેવા ચોખ્ખા કિર્તિવાળા, શત્રુઓના અભિમાનને શિક્ષા કરી ઉતારવામાં હોશીયાર, તથા જેના ગુણોના જથ્થાને સાંભળી કાન પવિત્ર કરી, આંખથી જેવાની આતુરતા માટે સંસારના માણસો દૈવને ગાળો દે છે અર્થાત એના ગુણો સાંભળી બધાંને જેવાની અભિલાષા ઉત્પન્ન થાય છે એવા શ્રી રત્નપાલ રાજના એ ટીકા વંશમાં ઉત્પન્ન થયા.

जननयनसुधांशुस्तस्य शुद्धस्तनूजो जगति भरणपालः
क्षोणिपालो बभव । सकलसकलवांछासिद्धिहेतोर्विधाता
सुरतरुमपि चक्रे यत्करच्छद्मनैव ॥ ९४ ॥

એ શ્રીયુત રત્નપાલના માણસોની આંખોમાં ચંદ્રમા રૂપ, શુદ્ધ પુત્ર દુનિયા પર રાજા થયો, વિધાતાએ બધા પ્રાણી માત્રની ઇચ્છા પુરી કરવા માટે તેના હાથ કલ્પવૃક્ષ જેવા બનાવ્યા.

हरिश्चन्द्रस्तस्मात्समजनि जनानन्दजननो
हरिश्चन्द्रो लोके परपुरुपरीतापदलनः ।
परं विश्वामित्रेष्वहितमयमाधत्त मतिमान्
विशिष्टो नैतस्मानज्जगति महितोऽन्यः सुकृतिनः ॥९५॥

તેનાથી માણસોને આનંદ આપનાર તથા દુનિયામાં શત્રુઓનો વધેલો સંતાપ હરવાવાળા હરિચંદ્ર ઉત્પન્ન થયો—તે બુદ્ધિમાન, જગતના દુષ્ટોનો નાશ કરનાર થયો. એવી કિર્તિવાળો કોઇ થએલો નાહે એવો રાજા હરિચંદ્ર થયો.

तस्मादभूद तत्कृत्यमान्यः साधारणो भूमिपतिर्वदान्यः ।
दारिद्र्यमुन्मूल्य पुनः स्ववैरिष्वस्थापि कामं कृपयैव येन ॥९६॥

તે હરિશ્ચંદ્રથી અદ્‌ભુત કામમાં માન પામેલા સાધરણ નામનો ઉદાર દીલનો રાજા થયો, જેણે દારિદ્રને દેશવટો દેઇ, દયાની લાગણીથી પોતાના શત્રુઓને પુર્વસ્થાનપર સ્થાપન રહેવા દીધા. (પોતાના બાપદાદાએ લીધેલા મુલકો પાછા આપી દીધા) એવો રાજા થયો.

कामो धर्ममहेशमान्य उदयो नास्तं प्रयातः क्वचित्
नो दाने विरतः सुहृत्तनुमनःसन्तापहृच्छूरता ।
सच्चक्रातिविचित्रमित्रसुखिताबुद्धिप्रदा चन्द्रता
चातुर्येण महेन्द्रता कविमनाः किञ्चिन्न यस्याद्भुतम् ॥९७॥

કામદેવ, ધર્મરાજા, મહાદેવના જેવા પરાક્રમોવાળો થયો, તેની કીર્તિ ક્યાંઇ પણ છાની રહી નહી, તથા દાન આપવામાં કોઇ વખત પણ વિમુખ નહી થએલા, પોતાના મિત્રોના હૃદય, શરીર તથા મનના સંતાપોનો નાશ કરવામાં પોતાનું ગૌરવ સમજનાર તથા જાતજાતની સુખવૃત્તિઓ આપનાર ચંદ્રમાના તેજ જેવી નીર્મળ બુદ્ધિ આપવાવાળો તથા ચતુરાઇમાં ઇંદ્ર જેવો અને કવીઓના મનને જાણનાર એ રાજાનામાંકીયો ગુણ ન હતો કે જેના વિષે જગત આશ્ચર્યતા ન પામે?

अजनि सहजपालस्तस्य पूर्वस्तनुजः
सकलगुणनिधानं शास्त्रधर्मैकवेत्ता ।
प्रथितपुरुषरत्नं यं समालोक्य लोका
बहुविधिषु विधातुः कान्ततां मन्यते स्म ॥ ९८ ॥

એ રાજાનો મોટો પુત્ર સહજપાળ નામથી બધા ગુણોનો ભંડાર શાસ્ત્ર અને ધર્મને જાણનાર અને પ્રખ્યાત પુરૂષરત્ન પેદા થયો. માણસ જેને સારી રીતે જોઇ બહુ આશ્ચર્યની સાથે બ્રહ્માની ચતુરાઇનો વખાણ કરવા લાગ્યાં.

यो राज्ञां मुखतिलकः कटारमल्लस्तेन श्रीमदननृपेण निर्मितेऽत्र । ग्रन्थेऽस्मिन्मदनविनोदनाम्नि पूर्णो वर्गोऽयं गुणगणमिश्रमिश्रकोऽयम् ॥ ९९ ॥

इति मदनपालनिघण्टौ मिश्रकवर्गस्त्रयोदशः ॥ १३ ॥

જે રાજાઓમાં પ્રખ્યાત કટારમલ થયો તેમણે મદનરાજાનો રચેલા આ મદન વિનોદ નામનો ગ્રંથ કે જેમાં ગુણોનો જથ્થો મેળવેલ આ મિશ્રક વર્ગ ૧૦ તેરમો પુર્ણ કર્યો.